# યૌવનચક્ર

અથવા

# મોહમરીચિકા

એક ઐતિહાસિક અને આદર્શ નવલકથા

## પ્રથમ ખણ્ડ—વિકાર

પ્રયોજક
ઠક્કુર નારાયણ વિસનજી
પીર મહમ્મદશાહ રોડ, અમદાવાદ

ચંચલ કરે જે ચિત્તને જેનું ભ્રમણ અતિ વક્ર છે;
રમણીય પણ ભ્રામક ભયંકર ચંડ યૌવનચક્ર છે!

પ્રકાશક
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક
ત્રણ દરવાજા—અમદાવાદ

મૂલ્ય રૂ. ૩-૪-૦

[વિક્રમાબ્દ ૧૯૭૭ ] [ ઈ. સ. ૧૯૨૧

પ્રથમ આવૃત્તિ પ્રત ૧૦૦૦





આ ગ્રંથનાં ૧ થી ૨૪૦ સુધીનાં પૃષ્ઠો, અમદાવાદ, પાંચ કુવા, નવા દરવાજામાં આવેલા શ્રી 'સત્યવિજય' પ્રિન્ટિંગ પ્રેસમાં શાહ સાંકળચંદ હરિલાલે છાપ્યાં છે અને ત્યાર પછીનાં ૨૪૧ થી ૩૨૦ સુધીનાં પૃષ્ઠો તેમ જ ટાઈટલ પેજ, પ્રસ્તાવના તથા અનુક્રમણિકા આદિનાં ૧૬ પૃષ્ઠો અમદાવાદ, શામળાની પોળ પાસે આવેલા 'વસંત મુદ્રણાલય' માં ચિમનલાલ ઈશ્વરલાલે છાપ્યાં છે.





સ્વ૦ ચન્દુલાલ આત્મારામ વિદ્યાર્થી

જન્મ
સં૦ ૧૯૫૬

અવસાન
સં૦ ૧૯૭૪

## સ્વર્ગીય યુવક ચન્દ્રલાલ આત્મારામને

# અંતિમ સ્નેહાંજલિ

હરિગીત

જે પુષ્પ ઉપવનમાં વિકાસી મનોરંજક થાય છે;
પરિપક્વ થઇ સંસારમાં સુરભિ પ્રસારી જાય છે;
તે પુષ્પનો અવતાર સાર્થક થયો એમ મનાય છે;
તે પુષ્પ જો કરમાય તો નહિ શોક કૈં દેખાય છે. ૧

જે પુષ્પ ખીલ્યા વિના કલિકારૂપમાં કરમાય છે;
સાર્થક્ય જેના જન્મનું સંસારમાં નહિ થાય છે;
જે પુષ્પ હાય અકાળ ભીષણ કાળથી ભક્ષાય છે;
તે પુષ્પમાટે શોકથી ઉર સર્વનાં ભેદાય છે. ૨

હે પુષ્પ ચન્દ્ર, અકાળ કલિકારૂપમાં કરમાય તું;
સંસારને ત્યાગી અરે રે સ્વર્ગવાસી થાય તું;
તારા મનોહારક મધુર રૂપે નહિ દેખાય તું;
વીણામધુર વાણીવડે નહિ સ્નેહગીતો ગાય તું. ૩

એ શોક હાય અસહ્ય છે આઘાત એનો ચંડ છે;
એથી થનારી યંત્રણાઓ અંતરે ઉદ્દંડ છે;
એ શોકથી આત્મીય ઉરના થયા શતધા ખંડ છે;
તેથી સ્મરણ તારૂં સ્વજનના હૃદયમાંહિ અખંડ છે. ૪

સંસારમાંહીં સ્મરણ મૃતનું સ્નેહમૂલક, છે સદા;
છે સ્નેહ આ સંસારની સ્વર્ગીય સુંદર સંપદા;
તે સ્નેહથી પ્રેરાઇ અર્પું આજ આ સ્નેહાંજલિ;
મળજો તને પરમાત્માની સ્વર્ગમાં સ્નેહાવલિ ! ૫

અમદાવાદ, તા. ૨૨–૯–૨૧
વિક્રમાબ્દ ૧૯૭૭; ભાદ્રપદ,
કૃષ્ણ પંચમી, ગુરુવાર.

ઠક્કુર નારાયણ



# ઉપોદ્‌ઘાત

ભારતવર્ષમાં બ્રિટિશ સામ્રાજ્યની સ્થાપના થવા પૂર્વે પાશ્ચાત્ય દેશોની જે પ્રજાઓ ભારતવર્ષમાં વ્યાપારના ઉદ્દેશથી આવી હતી તેમનામાંની એક પ્રજા ડચ પણ હતી અને એ ડચ લોકો આર્યાવર્ત્તમાં પોર્ટુગીઝ તથા અંગ્રેજોથી પણ પૂર્વે આવ્યા હતા, એમ ઇતિહાસના અવલોકનથી આપણા જાણવામાં આવી શકે છે. એ ડચ લોકોમાંના કેટલાક સાહિત્યવિલાસી પુરુષોએ આર્યાવર્ત્તના સંબંધમાં જે કેટલાક ગ્રંથો લખ્યા હતા તેમાં કેટલીક ઐતિહાસિક નવલકથાઓ પણ હતી અને તેમાંની બે ચાર નવલકથાઓના પછીથી અંગ્રેજી ભાષામાં અનુવાદો પણ થયા હતા. એમાંની એક ઐતિહાસિક નવલકથા "અકબર" નામક છે કે જેના અંગ્રેજી અનુવાદનો 'ઇન્દુમતી' નામથી ગુજરાતી અનુવાદ પણ થઇ ચૂક્યો છે અને તે મુંબઇના પ્રખ્યાત 'ગુજરાતી' પ્રિન્ટિંગ પ્રેસ-દ્વારા મુદ્રાંકિત તથા પ્રકાશિત થયેલો છે. પ્રસ્તુત "યૌવનચક્ર" નામક નવલકથા જે ગ્રંથના આધારે લખવામાં આવી છે, તે ગ્રંથ મૂળ ડચ ભાષામાં લખાયલો છે, તેનું નામ 'જહાંગીર' છે અને તેનો બહુ વર્ષ પૂર્વે અંગ્રેજી અનુવાદ થયેલો છે કે જે ગ્રંથ અત્યારે અપ્રાપ્ય કિંવા દુષ્પ્રાપ્ય જ થઇ પડ્યો છે અને જો કયાંકથી એકાદ નકલ જૂની પુરાણી મળી શકે તેમ હોય તો તેની ઓછામાં ઓછી પણ વીસથી પચીસ રૂપિયા જેટલી કીમત આપવી પડે છે. એ ડચ ગ્રંથના અંગ્રેજી અનુવાદની એક નકલ મને 'વીસમી સદી'ના

માન્યવર તંત્રી અને મારા દેશબન્ધુ તથા મિત્ર સ્વ. હાજી મહમ્મદ અલારખા શિવજીએ વિલાયતથી મંગાવી આપી હતી અને તેની કીમતના મારે ચોવીસ રૂપિયા આપવા પડ્યા હતા. આ પુસ્તક ઇ. સ. ૧૯૧૧ માં મારા હસ્તમાં આવ્યું હતું અને તે સમયથી જ એ પુસ્તકનો કેટલાક સુધારા વધારા સાથે અનુવાદ કરવાનો મારો મનોભાવ હતો; પરંતુ એક કે બીજા કારણવશાત્ ઈ. સ. ૧૯૧૯ ના આરંભ સુધી મારાથી એ ગ્રંથના અનુવાદનો આરંભ કરી શકાયો નહોતો. ઇ. સ. ૧૯૧૯ માં એ ગ્રંથના ગુજરાતી અનુવાદનો મેં આરંભ કર્યો અને અમદાવાદના 'સત્યવિજય' પ્રિન્ટિંગ પ્રેસમાં તેના મુદ્રણનો પણ આરંભ થઇ ગયો; પરંતુ આ અનુવાદનાં ૨૪૦ પૃષ્ઠ ( ૧૫ ફૉર્મ ) છપાતાં વળી પાછાં કેટલાંક એવાં અન્ય કાર્યો તથા અનિવાર્ય વિઘ્નો આવી પડ્યાં કે જેના પરિણામે બે વર્ષ જેટલો સમય વીતી ગયો; તથાપિ આજે આ ગ્રંથનો પ્રથમ ખંડ અનેક વિઘ્નોના માર્ગમાંથી પસાર થઇને પ્રકાશિત થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યો છે, એ કેવળ કૃપાસિન્ધુ પરમાત્માની કૃપાનું જ ફળ હોવાથી એમાટે પરમાત્માને જેટલો પણ ધન્યવાદ આપવામાં આવે તેટલો થોડો જ છે.

જહાંગીર તથા નૂરજહાન વિષયક કેટલાક ઇતિહાસગ્રંથો તેમ જ કેટલીક નવલકથાઓની સૃષ્ટિ અતઃપૂર્વ ભારતવર્ષની ભિન્નભિન્ન પ્રચલિત ભાષાઓમાં નિર્માણ થઇ ચૂકી છે અને ગુજરાતી ભાષામાં પણ જહાંગીર તથા નૂરજહાન વિષયક ચાર કે પાંચ નવલકથાઓનો અંગ્રેજી તથા બંગાળી અને મરાઠી આદિ ભાષાઓમાંથી ભિન્નભિન્ન લેખકોએ અનુવાદ કરેલો છે; છતાં પણ મૂળ ડચ ભાષામાં લખાયલી અને ત્યાર પછી અંગ્રેજી ભાષામાં અનુ-

વાદિત થયેલી પ્રસ્તુત નવલકથાનો આ ગુજરાતી અનુવાદ, જે વિશિષ્ટ કારણથી કરવામાં આવ્યો છે તે વિશિષ્ટ કારણ એ છે કે ભારતવર્ષના મુગલવંશીય ચતુર્થ સમ્રાટ્ જહાંગીર સાથે પુનર્લગ્ન કરવાનો મેહરુન્નિસા—નૂરજહાન—નો વિચાર હતો જ નહિ; પરંતુ જ્યારે તેના બંધુ ઇત્યાદિએ 'જો તું જહાંગીરની ઇચ્છાને માન નહિ આપે, તો તે અમને પણ રખડતાં કરી નાખશે અને તારા હઠનું દુષ્પરિણામ અમારે ભોગવવું પડશે' એ પ્રમાણેનો ભય બતાવીને તેને જહાંગીરની બેગમ થવાનો અતિશય આગ્રહ કર્યો, એટલે પછી જહાંગીરે કરાવેલી પોતાના પતિની હત્યાના વૈરનો બદલો લેવાના ઉદ્દેશથી જ નૂરજહાને જહાંગીરની બેગમના પદને સ્વીકાર્યું હતું અને ત્યાર પછી શેર અફગનથી ઉત્પન્ન થયેલી પોતાની પુત્રી લયલાની ઉત્તેજનાથી પ્રતિહિંસાની સિદ્ધિમાટે તેણે કેવા પ્રકારના પ્રયત્નો આદર્યા હતા અને તેના તે પ્રયત્નોની કેટલી સીમા પર્યન્ત સિદ્ધિ થઈ હતી, એ વિષય જેટલી સૂક્ષ્મતા તથા વિવિધતા પૂર્વક પ્રસ્તુત નવલકથામાં વર્ણવાયલો કિંવા ચર્ચાયલો છે તેટલો તે અન્ય કોઈ પણ જહાંગીર વિષયક ગ્રંથમાં વર્ણવાયલો કિંવા ચર્ચાયલો નથી અને તેથી આ નવલકથામાંની નૂરજહાન તે અન્ય ગ્રંથોમાંની નૂર-જહાન કરતાં સર્વથા ભિન્ન પ્રકારની અને પોતાનો ભિન્ન સ્વરૂપ-માં જ પરિચય કરાવનારી નૂરજહાન છે, એ પ્રસ્તુત નવલકથાના લક્ષપૂર્વક વાંચનથી તત્કાળ પાઠક તથા પાઠિકાઓના જોવા તથા જાણવામાં આવી શકે તેમ છે. એવી જ રીતે સમ્રાટ્ જહાંગીરના હસ્તથી એક મનુષ્ય તરીકે કેટલાક પ્રમાદો કિંવા દોષો થયેલા હોય, તથાપિ નારીજાતિની પવિત્રતા વિશે તેના હૃદયમાં કેટલી સીમા પર્યન્ત આદરબુદ્ધિનો નિવાસ હતો, એનો પ્રસ્તુત નવલકથાની

નાયિકા બ્રાહ્મણજાતિની બાલવિધવા માધવીની ધર્મરક્ષાનો પોતાના સમસ્ત સામ્રાજ્યમાં તેણે જે કઠિન પ્રબંધ કરી આપ્યો હતો અને તે ઉપરાંત તેને એક લક્ષ સુવર્ણમુદ્રા—સોનામોહોર—આપીને પોતાની ઉદારતા વિશ્વને દર્શાવી દીધી હતી, એ ઘટનાથી આપણને પૂર્ણ પરિચય થઇ શકે છે અને તેથી મુગલ સમ્રાટ્ જહાંગીર વિશે સ્વાભાવિક જ આપણા અંતઃકરણમાં પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે. ઉપરાંત પ્રસ્તુત નવલકથામાં નારાયણ તથા માધવીનો જે પ્રેમ-પ્રસંગ લેવામાં આવ્યો છે તે એક તો સત્ય ઘટનાના આધારે લેવાયલો છે અને બીજું તેમાં આદિથી અંત પર્યન્ત એટલી અને એવી તો આદર્શતા તથા પવિત્રતા ભરેલી છે કે નાયક તથા નાયિકાની એ આદર્શતા તથા પવિત્રતાને જોતાં આપણા હૃદયમાં એકસમયાવચ્છેદે સાનન્દ આશ્ચર્ય, મુગ્ધતા તથા સ્તબ્ધતાનો ઉદ્ભવ થયા વિના રહી શકતો નથી. નારાયણ અને માધવી અથવા નાયક અને નાયિકા ઉભય યૌવનચક્રના ભીષણ ભ્રમણમાં સપડાયલાં હોવા છતાં અને મોહમરીચિકાને સુખસાગર માની તત્પ્રતિ આકર્ષાયલાં હોવા છતાં ધર્મના વિચારથી નાયક નારાયણ આર્યવિધવા માધવીના વૈધવ્યધર્મ કિંવા સતીત્વને ભ્રષ્ટતાના આઘાતથી રક્ષવામાટે સંન્યાસને સ્વીકારી દેશનો ત્યાગ કરી દે છે અને ત્યાર પછી માધવીના જીવનમાં અનેક ભીષણ આપત્તિઓના પરિણામે નાનાવિધ પરિવર્ત્તન થતાં અંતે નર્ત્તકીના વ્યવસાયમાં પડવા છતાં પણ તે પોતાની પવિત્રતા તથા પોતાના વૈધવ્યધર્મની અંત પર્યન્ત કેવી દૃઢતાથી રક્ષા કરે છે, એ ઘટના એટલી અને એવી તો નૈતિક, મનોરંજક, આકર્ષક, મનોવેધક તથા હૃદયભેદક છે કે સુજ્ઞ તથા રસિક પાઠક તથા પાઠિકાઓ જો એ ઘટનાના શાબ્દિક ચિત્રના

એકાગ્ર અવલોકનથી આત્મવિસ્મૃત થઇ જાય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ છે જ નહિ. અસ્તુઃ પ્રસ્તુત નવલકથાનું નામ "યૌવનચક્ર અથવા મોહમરીચિકા" શા કારણથી અને શા ઉદ્દેશથી રાખવામાં આવ્યું છે એ પ્રસ્તુત નવલકથાના અંતમાં વિસ્તારપૂર્વક દર્શાવેલું હોવાથી આ સ્થાનમાં જ એના ઉદ્દેશને દર્શાવવાની આવશ્કતા નથી.

પ્રસ્તુત ગ્રંથ ઉપર દર્શાવ્યા પ્રમાણે ડચ ભાષામાં લખાયલા 'જહાંગીર' નામક ગ્રંથના અંગ્રેજી અનુવાદનો ગુર્જર અનુવાદ તો છે જ; પરંતુ એટલું અવશ્ય લક્ષમાં રાખવાનું છે કે તે ગ્રંથનો આ અક્ષરશઃ અનુવાદ નથી; એટલે કે મૂળ ગ્રંથમાં ઇતિહાસ વિષયક તથા અન્યાન્ય વિષયોની જે કેટલીક ત્રુટિઓ હતી તે ત્રુટિઓને આ અનુવાદમાં યથાપ્રસંગ યોગ્ય વિષયોનો સમાવેશ કરીને પૂરી નાખવામાં આવી છે અને તેથી આ ગુર્જર અનુવાદ મૂળ ગ્રંથ કરતાં લગભગ બમણો મોટો થઇ ગયો છે અને એ કારણથી જ પ્રસ્તુત ગુર્જર અનુવાદને બે ભાગમાં વિભક્ત કરી નાખવો પડ્યો છે. દ્વિતીય ખંડ પણ લખાય છે અને તે અલ્પ સમયમાં જ પ્રકાશિત થશે.

આવાં પુસ્તકોમાં ચિત્રો આપવાના પોતાના અત્યાર સુધીના નિયમને અનુસરીને આ ગ્રંથના પ્રકાશક રા. ગોવિંદ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે આ ગ્રંથમાં પણ ચિત્રો આપવાના હતા; પરન્તુ આજથી લગભગ બે માસ પૂર્વે તેમના ચિત્રકાર રા. ત્રિભુવન જે. પટેલનો ક્ષયરોગથી અચાનક સ્વર્ગવાસ થતાં આ ગ્રંથનાં ચિત્રોનું તેમણે આરંભેલું કાર્ય અપૂર્ણ રહી ગયું હતું અને બીજા ચિત્રકાર પાસે ચિત્રો તૈયાર કરાવતાં તેમ જ તે ચિત્રોના બ્લૉક બનતાં

અને કલકત્તેથી છપાઈ આવતાં બીજો ચારથી છ માસનો સમય વીતી જવાનો સંભવ હતો એટલામાટે પ્રસ્તુત ગ્રંથની આ પ્રથમ આવૃત્તિ નિરુપાયવશાત્ ચિત્રો વિના જ પ્રકટ કરવી પડી છે. જો અનુકૂળતા થશે તો દ્વિતીય આવૃત્તિમાં ચિત્રો આપવાનો પ્રકાશક પોતાથી બની શકતો પ્રયત્ન કરશે. રા. ત્રિભુવન જે. પટેલ જેવા એક ખ્યાતિમાં આવેલા ચિત્રકારના અચાનક સ્વર્ગવાસની ઘટનાથી ગુજરાતમાં એક ઉત્તમ ચિત્રકારની ન્યૂનતા થઈ છે અને તેથી ચિત્રકળાના વિલાસિજનોના હૃદયમાં શોક થાય એ સ્વાભાવિક જ છે; તેમ જ તેમના અકાળ નિધનથી તેમના કુટુમ્બને દુઃખ તથા શોકનો જે આઘાત થયો છે તે અસહ્ય હોવાથી અમો (આ ગ્રંથના પ્રયોજક તથા પ્રકાશક ઉભય) તેમના કુટુમ્બ પ્રતિ અંતઃકરણપૂર્વક અમારી અનુકંપા પ્રદર્શિત કરીએ છીએ અને ઇચ્છીએ છીએ કે પરમકરુણાસિન્ધુ પરમાત્મા સ્વર્ગસ્થના આત્માને સ્વર્ગમાં શાશ્વત શાન્તિ આપો અને તેમના કુટુમ્બને શોકને સહન કરવાનું ધૈર્ય સમર્પો.

અસ્તુઃ જે સ્વર્ગીય યુવક ચન્દુલાલ આત્મારામને પ્રસ્તુત ગ્રંથમાં સ્નેહાંજલિ સમર્પાયલી છે; તે યુવક ચન્દુલાલનો વિક્રમાર્ક ૧૯૫૬ ના માઘ (મહા) માસની કૃષ્ણ પ્રતિપદાને દિવસે અમદાવાદના એક સુખી વૈશ્ય કુટુમ્બમાં જન્મ થયો હતો. તેમના પિતા ધનાઢ્ય વ્યાપારી હોવા છતાં પોતાના એ પુત્રને ઉત્તમ અને યોગ્ય શિક્ષણ આપ્યા પછી જ વ્યવસાયમાં નાખવાનો તેમનો સંકલ્પ હોવાથી ચન્દુલાલનો અંગ્રેજી પાંચમા ધોરણ સુધી વિદ્યાભ્યાસ થયો હતો અને સોળ વર્ષની અવસ્થામાં ચન્દુલાલનો લગ્નસમારંભ પણ થઈ ગયો હતો. શેઠ આત્મારામનો ચન્દુલાલને પરણાવ્યા

પછી પણ શિક્ષણના માર્ગમાં આગળ વધારવાનો અને ગ્રૅજ્યુએટના રૂપમાં જોવાનો દૃઢ નિશ્ચય હતો; પરંતુ એટલામાં વિક્રમાબ્દ ૧૯૭૪ ના કાર્તિક માસની શુક્લ ૯ મીને દિવસે સર્વભક્ષક નિર્દય કાળે લગભગ ૧૭ વર્ષની કોમળ અવસ્થામાં જ યુવક ચન્દુલાલની જીવન-જ્યોતિને અચાનક બુઝાવી નાખી અને તેથી તેના પિતાની સર્વ આશાઓ મનમાં જ રહી ગઈ; એટલે કે દુર્ભાગ્યવશાત્ તેમના મનોરથોને સિદ્ધિનો અવસર પ્રાપ્ત ન થઇ શક્યો. જો કે શેઠ આત્મારામને સ્વ. ચન્દુલાલ ઉપરાંત બીજા પણ ચાર પુત્રો છે અને તેઓ પણ સારા જ છે; છતાં સ્વ. ચન્દુલાલનો સ્વભાવ અતિશય સરળ તથા મિલનસાર હોવાથી અને આચાર વિચાર તથા વિદ્યાભ્યાસ અત્યંત ઉત્તમ હોવાથી સ્વ. ચન્દુલાલમાં તેના પિતાશ્રીએ ભવિષ્યની મોટી મોટી આશાઓ રાખી હતી; પણ તે આશાઓની ઇમારતને કાળે એક જ આઘાતથી તોડી પાડતાં તેમના તેમ જ તેમના કુટુમ્બનાં અન્ય જનોનાં હૃદયમાં પણ જો અનિવાર્ય શોકનો ભીષણ આઘાત થાય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે. આશા છે કે શેઠ આત્મારામના દુઃખદગ્ધ હૃદયમાં તેમના એ અસંત પ્રિય કુલદીપક સ્વ. ચન્દુલાલને સમર્પાયલી સ્નેહાંજલિથી કાંઇક સાંત્વન થશે. પરમાત્મા સ્વ. ચન્દુલાલના પવિત્ર આત્માને અક્ષર શાંતિ આપો અને તેનાં આત્મીય જનોને શોકને શમાવવાની ધૈર્યશીલતા સમર્પો, એ જ અમારી પરમાત્માના પાદપંકજમાં નમ્રતાયુક્ત અભ્યર્થના છે.

ગ્રંથપ્રકાશનના કાર્યમાં જે વસ્તુઓની અનિવાર્ય આવશ્યકતા હોય છે તે સર્વ વસ્તુઓ અદ્યાપિ મોંઘી જ હોવાથી કિંબહુના તેમના મૂલ્યમાં દિવસાનુદિવસ વૃદ્ધિનાં ચિન્હો જ દેખાતાં હોવાથી અમારાં નૂતન પ્રકાશિત પુસ્તકોના મૂલ્યમાં ન્યૂનતા કરવાની અમારી

ઇચ્છા પૂર્ણ થઈ શકી નથી; માત્ર એટલું જ નહિ, પણ મૂલ્યમાં કિંચિદ્ વૃદ્ધિ જ કરવી પડી છે અને તેથી પ્રસ્તુત પુસ્તકનું મૂલ્ય રૂ. ૩–૪–૦ રાખવામાં આવ્યું છે. આવી રીતે નિરુપાયવશાત્ અમારા પ્રકાશિત કરેલાં પુસ્તકોના મૂલ્યમાં દિવસાનુદિવસ વૃદ્ધિ થતી હોવા છતાં પણ સંતોષનો વિષય એ જ છે કે અમારાં પુસ્તકોના વિક્રયમાં લેશ માત્ર પણ ન્યૂનતા થઈ નથી અને એ જ અમારાં પ્રકાશિત કરેલાં પુસ્તકોની ઉત્તમતાનું અને ગ્રાહકોની ગ્રંથ-પરીક્ષિકા બુદ્ધિનું એક સજીવન પ્રમાણ છે.

મારી અત્યાર સૂધીમાં પ્રકટ થયેલી અન્યાન્ય ઐતિહાસિક નવલકથાઓ પ્રમાણે જો પ્રસ્તુત ઐતિહાસિક નવલકથા પણ પાઠક તથા પાઠિકાઓના મનોરંજનનું કારણ થઇને તેમના આદરને પાત્ર થશે, તો હું તથા પ્રકાશક ઉભય અમારા પરિશ્રમને સાર્થક થયેલો માનીશું.

અહમ્મદાબાદ ( અમદાવાદ ),
તા. ૨૨ મી સપ્ટેમ્બર ૧૯૨૧
ભાદ્રપદ, કૃષ્ણ પંચમી,
વિક્રમાબ્દ ૧૯૭૭, ગુરુવાર

ઠક્કુર નારાયણ વિસનજી,
ગ્રંથકાર.

# અનુક્રમણિકા

## પ્રથમ ખણ્ડ-વિકાર





વારના 'ગુજરાતી' ના અંકમાં આ ગ્રંથ વિશે જે અભિપ્રાય પ્રકટ કરાયલો છે તે આ પ્રમાણેઃ "રા. રા. નારાયણ વિસનજી ઠક્કુરના લેખોથી ગુજરાતી પ્રજા ભાગ્યે જ અજાણ હશે. તેમણે એક સ્વતંત્ર લેખક તરીકે અને સારા અનુવાદક તરીકે સારી નામના મેળવી છે. તેમની કલમથી લખાયલું સાહિત્ય જેટલું વિપુલ અને વિવિધ છે તેટલું કોઇ પણ ગુજરાતી લેખકનું હોય એમ અમારી જાણમાં નથી. વાર્ત્તાઓની વસ્તુમાં તેમ જ નાટકોની વસ્તુમાં રા. નારાયણ સદા આગળ જ રહે છે, એ તેમની ખૂબી છે. છૂટા સ્વતંત્ર નિબંધો પણ તેવા જ સારા તેઓ લખે છે. પ્રસ્તુત પુસ્તક તેઓના સાહિત્ય અને ઇતિહાસ વિષયક અત્યાર સુધીમાં લખાયલા લેખોનો એક સંગ્રહ છે. આ સંગ્રહનું નામ રા. નારાયણે તેમનાં સ્વ. પત્ની ગંગા બ્હેનને ઉદ્દેશીને રાખ્યું છે. રા. રા. નારાયણના ગ્રંથોની પ્રસ્તાવનામાં ઘણુંખરૂં તેમની જીવનદશાનું એકાદ પ્રકરણ હોય છે તેમ આ ગ્રંથમાં સ્મરણાંજલિ જેને અપાયલી છે તેના વિષયક અને તે અંગે ગ્રંથના નામધારણમાટે વિવેચન છે. આ ગંગા-પ્રવાહમાં વહેવડાવવામાં આવેલા ૩૧ વિવિધ તરંગો છે અને તેમાં અવગાહન કરનાર સાહિત્યપ્રિય જનને તે ઘણું જ્ઞાન આપી શકે તેમ છે, અને ગુજરાતી ભાષાસાહિત્યમાં અને પ્રકીર્ણ લેખસંગ્રહોમાં આ ગ્રંથ સારૂં ઊંચું સ્થાન મેળવે તેમ છે." પૃષ્ઠસંખ્યા લગભગ ૪૪૯, સુંદર દ્વિરંગી ટપડાનું રૂપેરી નામવાળું પૂઠું: મૂલ્ય રૂ. ૨–૮–૦ પોસ્ટેજ વી. પી. ખર્ચ જૂદું.

મળવાનું ઠેકાણુંઃ—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

ત્રણ દરવાજા—અમદાવાદ

ૐ

# યૌવનચક્ર

અથવા

# મોહમરીચિકા

## પ્રથમ ખણ્ડ–વિકાર

### પ્રકરણ ૧ લું

### "કેવળ તારા કલ્યાણમાટે !"

શ્રીકીર્ત્તિવિષારદ પવિત્રાદપિ પવિત્ર ભરતભૂમિ અથવા ભારતવર્ષમાં જે સમયમાં મુગલ કુલાવતંસ પ્રાતઃસ્મરણીય અકબ્બરશાહ બાદશાહના ન્યાયપરાયણ, સમદર્શી અને પ્રજાવત્સલ કુલદીપક સલીમશાહ અથવા જહાંગીર બાદશાહનો રાજ્યાધિકાર પ્રવર્ત્તમાન હતો અને જે સમયમાં હિન્દુ, મુસલ્માન, યહૂદી તેમજ અન્યાન્ય ભિન્ન ધર્મીય પ્રજાજનો સંપૂર્ણ ધર્મસ્વાતંત્ર્ય ભોગવતા હતા અને 'આર્યાવર્ત્તના આકાશમાં મુગલ સમ્રાટ્ જહાંગીરના ગૌરવરવિનું તેજ અમર

તપો !' એવો આશીર્વાદ નિરંતર આપ્યા કરતા હતા, તે સમયમાં, એટલે કે, ઈ. સ. ૧૬૧૨ માં આપણી પ્રસ્તુત નવલકથાનો આરંભ થાય છે; અર્થાત્ જહાંગીરની જાહોજલાલીનો સમય તે જ આપણી કથાનો સમય છે અને આ કથાની જન્મભૂમિ તે પવિત્ર સિંધુદેશની ભૂમિ છે એટલે આપણી નવલકથાનો આરંભ ત્યાંથી જ થાય એ સર્વથા સ્વાભાવિક છે.

ઉષાનો રમણીય તથા મનોરંજક સમય હતો, છતાં અરુણોદયમાં અદ્યાપિ અર્ધપ્રહર કરતાં પણ અધિક વેળા હોવાથી વિશ્વમાં સર્વત્ર મંદ મંદ અંધકારનો અધિકાર વ્યાપેલો હતો. ગ્રીષ્મઋતુના દિવસો હોવાથી ઉષઃકાલિક શીતલ વાયુની મંદ લહરીઓના સ્પર્શથી ઉષ્ણતાથી સંતપ્ત મનુષ્યોને જાણે તેમનાં શરીરોને સુધાનો જ સ્પર્શ થતો હોયની ! એવો જ ભાસ થયા કરતો હતો. એવા રમણીય સમયમાં સિન્ધુ દેશના પ્રાચીન નગર શિવસ્થાન અથવા સેવણના બાહ્ય ભાગમાં વિસ્તરેલા સિન્ધુનદના તીરપ્રાન્તમાં હંકારવામાટે તૈયાર થઈને ઊભેલી એક નૌકામાંના નાવિકો ઉષઃકાલિક શીતલ મંદ પવનની લહરીઓના સ્પર્શથી ઉદ્ભવતા આનન્દને દર્શાવતા કાંઈક ગાન ગાતા બેઠા હતા; એટલામાં અચાનક તીરપ્રાન્તમાંથી "કેમ નૌકા તૈયાર છે કે ?" એવો પ્રશ્ન તેમને પૂછવામાં આવ્યો અને તે સાંભળતાંજ નાવિકોએ પોતાના ગાયનને બંધ કરીને ઉત્તરમાં જણાવ્યું કે: " આલા હજરત, અમો આપની વાટ જોઈને જ બેઠા છીએ; નૌકા તો ક્યારનીયે તૈયાર છે."

નાવિકોને ઉપર્યુક્ત પ્રશ્ન પૂછનાર વીસ વર્ષથી પણ કિંચિત્ ન્યૂન વયનો એક શ્વેતકાન્તિ, પ્રભાવશાળી, રૂપસુન્દર અને મનોહર યુવા પુરુષ હતો. તેણે અત્યારે કંઠથી ચરણ પર્યન્ત લંબાયલું એક

માત્ર કાષાય વસ્ત્ર પરિધાન કરેલું હોવાથી અને તેના હસ્તમાં દંડ તથા કમંડલુ હોવાથી પ્રથમ દૃષ્ટિયે તેને જોનારને, તે અવશ્ય કોઈ સંસારત્યાગી સંન્યાસી હોવો જોઇએ, એવો જ ભાસ થતો હતો. તારુણ્યના વસન્તકાળમાં વિહરતો હોવા છતાં તેના મુખમંડળમાં યૌવનજન્ય ચંચળતાનો અંશ માત્ર પણ દૃષ્ટિગોચર થતો નહોતો, માત્ર એટલું જ નહિ, પણ તેના શ્મશ્રુવિહીન વદનમંડળમાં વૃદ્ધ પુરુષ સમાન સંપૂર્ણ ગાંભીર્યની છટા જ વ્યાપેલી જોવામાં આવતી હતી અને એ ગંભીરતા તેના સંન્યાસિવેષને અધિક શોભાવતી હતી. નાવિકોનું ઉપર્યુક્ત ઉત્તર સાંભળીને તે કેટલીક વાર સુધી મૌનનું અવલંબન કરીને વિચારના ગહન સમુદ્રમાં નિમજ્જન કરવા લાગ્યો અને ત્યારપછી એક વાર શિવસ્થાન પ્રતિ દૃષ્ટિપાત કરી એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને આત્મગત કહેવા લાગ્યો કેઃ—

" હે જનની જન્મભૂમિ ! હે સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિ ! હે ધનવતી, ધાન્યવતી અને જલવતી સ્વર્ગપ્રતિસ્પર્ધિની સિન્ધુભૂમિ ! આજે આ તારો દુર્ભાગી સંતાન એક આર્યવિધવાના વૈધવ્યવ્રત-પાલનમાં આવતી બાધાને દૂર કરવામાટે, એક નિર્દોષ પરંતુ રાગ-રંજિતા વિપ્ર બાળાના ધર્મની રક્ષામાટે અને પવિત્રતમ સનાતન ધર્મના આદર્શને સુરક્ષિત તથા નિષ્કલંક રાખવામાટે તને સદાને-માટે ત્યાગીને વિદેશવાસી, એક ભટકતો પ્રવાસી કિંવા '**करतल-भिक्षा तरुतलवासः**' સંન્યાસી થવામાટે દૂર થાય છે; તારા અંકને ત્યાગી જાય છે ! માતા જન્મભૂમિ, તને ત્યાગી જવામાં જો મારો કાંઈ પણ અપરાધ થતો હોય; જો આ કૃત્યમાં તને મારી કાંઇ પણ કૃતઘ્નતા જણાતી હોય અને મારો કાંઈ પણ પ્રમાદ ભાસતો હોય, તો તે મારા અપરાધ, મારી કૃતઘ્નતા કિંવા મારા પ્રમાદની તું મને

ઉદારતાથી ક્ષમા આપજો ! હે મારા પાલક પિતા અને મારી પાલિકા માતા, તમારા મારા શિરપર અનન્ત ઉપકારો અને આભારો થયેલા છે અને એ ઉપકારો તથા આભારોનો કાંઈક બદલો વૃદ્ધાવસ્થામાં તમારી સેવા કરીને વાળી આપવાનો અવસર જે વેળાયે આવ્યો છે, તે વેળાયે તમને જણાવ્યા વિના અને તમારી આજ્ઞા કિંવા અનુમતિ લીધા વિના હું તમારાથી વિમુખ થઈને સદાને માટે તમારી દૃષ્ટિથી દૂર થાઉં છું, એ મારો અક્ષમ્ય અપરાધ છે અને એ મારી અશ્રુત-પૂર્વ કૃતઘ્નતા છે; પરન્તુ હે જનની જનક, હું સર્વથા નિરુપાય છું અને ધર્મસંકટમાં આવી પડવાથી જ મારે અન્ય માર્ગ ન મળવાથી આ માર્ગને સ્વીકારવો પડયો છે ! આ કારણથી તમો મારા વિશે મનમાં ઓછું આણશો નહિ, મને દોષભાગી જાણશો નહિ અને મારા અપરાધની મને ક્ષમા આપજો; કારણ કે, આ અપરાધ મારે કેવળ તમારી કુલપ્રતિષ્ઠાને નિષ્કલંક તથા વિશુદ્ધ રાખવામાટે જ કરવો પડયો છે અને જો મનોમન સાક્ષીની માન્યતા સત્ય હશે, તો આ દેશત્યાગની મારી વ્યવસ્થાનો સત્ય ઉદ્દેશ અવસ્ય કોઈ દિવસ પણ તમારા જાણવામાં આવતાં તમો મારા શિરપર આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવશો, એવો મારો દૃઢ નિશ્ચય છે. મારી પ્રિય જન્મભૂમિ ! પ્રણામ ! પ્રણામ, મારાં પાલક માતાપિતા ! પ્રણામ !; અને મારી બાલ્ય સખી, મારી બાલ્યસહચરી, મારા પ્રણયની આકાંક્ષિણી, મારા સુખથી સુખિની તથા મારા દુઃખથી દુઃખિની થનારી અનુકંપિની બ્રહ્મબાળા, અભિજાતા આર્યકન્યા અને મારી પ્રાણાધિકા માધવી ! તને પણ છે આ સંસારત્યાગી નારાયણના અંતિમ પ્રણામ ! અને તને હવે મારી એ જ પ્રાર્થના છે કે, તું સદાને માટે ભૂલી જજે આ તારા બાલ્ય સહચર નારાયણનું રૂપ તથા નામ !”

આ અંતિમ શબ્દો ઉચ્ચારતાં નારાયણનાં નેત્રોમાંથી અશ્રુની અસ્ખલિત ધારાનું વહન થવા લાગ્યું; પરંતુ અરુણોદયનો સમય નિકટમાં આવતો હોવાથી હૃદયને દૃઢ કરી અશ્રુને લૂછીને તીરપ્રાંતમાંથી એક છલાંગ મારીને તે નૌકામાં ચઢી ગયો અને નૌકામાં ચઢતાં જ તેણે ગંભીર સ્વરથી નાવિકોને આજ્ઞા આપી કે: 'હવે પળ માત્રનો પણ વિલંબ થવા દેવો, એ ઇષ્ટ નથી. લંગરને ઉઠાવો અને આ ક્ષણે જ નૌકાને સિંધુના પ્રવાહમાં ચલાવો."

જે વેળાયે એ તરુણ સંન્યાસી નારાયણ સિંધુના તીરપ્રાંતમાં ઉપયુક્ત ઉદ્‌ગાર કાઢતો ઉભો હતો, તે વેળાયે તેનાથી બહુજ અલ્પ અંતરપર એક અત્યંત લાવણ્યમયી, લલિતા, રૂપમાં રંભાની પણ પ્રતિસ્પર્ધિની અને શ્વેતવસ્ત્રપરિધાના ષોડશવર્ષીયા બાળા એક વૃક્ષની પાછળ છુપાઇને તેના એ ઉદ્‌ગારોને સાંભળતી ઉભી હતી; પરંતુ નારાયણ તેની ઉપસ્થિતિથી સર્વ પ્રકારે અજ્ઞ હતો. તે બાળાએ જ્યારે નારાયણને નૌકાપર ચઢી ગયેલો જોયો અને નાવિકોને લંગર ઉપાડીને નૌકાને ચલાવવાની તૈયારી કરતા જોયા એટલે ચપળતાથી તે વૃક્ષની આડમાંથી બહાર નીકળી આવી અને તીરપ્રાન્તમાં ઉભી રહી નારાયણને ઉદ્દેશીને અત્યંત દુઃખદર્શક તથા ગંભીર કિન્તુ વીણાવિનિન્દિત સ્વરથી કહેવા લાગી કે: "મારા જીવનના એક માત્ર વિશ્રામ અને મારા અસ્તિત્વના એક માત્ર આધાર, મારા બાલ્ય સખા નારાયણ! મારા ચાર શબ્દો સાંભળી લીધા વિના જ મને વિરહની અસહ્ય જ્વાલા તથા વિયોગની અસહ્ય વેદનામાં નાખીને અહીંથી સદાને માટે દૂર થવાની અને અન્ય સ્થાનમાં ચાલ્યા જવાની તમારી ઇચ્છા હોય, તો ભલે આનન્દથી પ્રયાણ કરો; કારણ કે, આ તમારી ઉન્માદિની બાલ્ય સહચરી તમને બળાત્કારે અટકાવી

શકે તેમ નથી ! હું નહોતી ધારતી કે, તમારૂં હૃદય પાષાણુ કરતાં પણ કઠિન હશે અને તેમાં આટલી સીમા પર્યન્ત નિર્દયતાનો નિવાસ હશે ! જો આનું જ નામ પ્રેમ, સ્નેહ, પ્રીતિ કિંવા મમતા હોય, તો પછી તિરસ્કાર, નિર્દયતા, અપ્રીતિ અને નિર્મમતાના અર્થને દર્શાવનારા શબ્દો કયા હશે, એની અત્યારે મારાથી કલ્પના માત્ર પણ કરી શકાતી નથી. તમો પુરુષ છો એટલે ગમે ત્યાં જશો અને ગમે તે સ્થિતિમાં પોતાના જીવનને વીતાડી શકશો; પણ હું અબળા ક્યાં જઇશ અને શું કરી શકીશ, એનો તમોએ લેશ માત્ર પણ વિચાર કર્યો છે ખરો કે ? આ તમારી કેવા પ્રકારની અનુકંપા અને કેવા પ્રકારની સહાનુભૂતિ છે, એ કૃપા કરીને મને જણાવશો ?"

તે બાળાના આ ઉદ્ગારો–ઉપાલંભાત્મક ઉદ્ગારો-ને સાંભળતાંજ તરુણ સંન્યાસી **નારાયણ** તત્કાળ નૌકામાંથી તીરપ્રાન્તમાં આવ્યો અને ત્યાં તે બાળાના કોમળ હસ્તને પોતાના હસ્તમાં ધારણ કરીને સન્માનદર્શક ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે: "**માધવી**, મારી બાલ્ય સહચરી અને બાલ્ય સખી **માધવી**, આટલી સીમા પર્યન્ત તને સમજાવવાનો પ્રયત્ન કરવાં છતાં અદ્યાપિ તું કાંઇ પણ સમજી શકી નથી, એ જોઇને મને અતિશય આશ્ચર્ય થાય છે. જો હું હવે વધારે દિવસ આ સ્થાનમાં અને તારા સહવાસમાં રહીશ, તો તેના પરિણામે તને વિશેષ કષ્ટને ભોગવવાનો પ્રસંગ પ્રાપ્ત થશે, એનો તેં કાંઇ પણ વિચાર કર્યો છે ખરો કે ? તું વિધવા હોવાથી તારી સાથે મારો વિવાહ કિંવા શરીરસંબંધ થવાનો લેશ માત્ર પણ સંભવ નથી, એ તું પોતે પણ નથી જાણતી કે શું ? એ તારા તથા મારા અદૃષ્ટનો દોષ હોય કે પછી આપણા દુર્ભાગી સમાજની વિઘાતક રૂઢિનો દોષ હોય; પરંતુ આપણો લગ્નસંબંધ થઈ શકે

તેમ નથી અને તારાથી હવે અખંડ સૌભાગ્યવતીના વેષને ધારી શકાય તેમ નથી, એ વાર્તા નિર્વિવાદ છે. એ તો તું જાણે જ છે કે, અદ્યાપિ આપણા હસ્તથી કોઈ પણ પ્રકારનું કુકૃત્ય થયું નથી અને આપણા હૃદયમાંનો વિકાર અનિવાર્ય થયો નથી, છતાં પણ કેટલાક વિઘ્નસંતોષી અને નિન્દાપ્રિય લોકો આપણા શિરપર દોષનો આરોપ કરીને આપણી નિન્દા કરવા લાગ્યા છે; અર્થાત્ એવા દુષ્ટ જનો તારા પવિત્ર નામમાં કલંકનો આરોપ કરે અને લોકો તને કલંકિની વિધવાના નામથી ઓળખે, એ મારાથી કોઈ પણ પ્રકારે સહી શકાય તેમ નથી. જો મારો આ સ્થાનમાં જ નિવાસ હોય અને તારી નિન્દા નિરન્તર મારા સાંભળવામાં આવ્યા કરે, તો કોઇવાર ક્રોધના આવેશમાં મારા હસ્તથી શું સાહસ થવાનો સંભવ છે, એ અત્યારે તારાથી જાણી કે કલ્પી શકાય તેમ નથી. તારી પ્રાપ્તિ ન થવાથી અને તારા સમાગમસુખથી વંચિત થવાથી જો કે મારૂં જીવન તો સ્મશાનતુલ્ય જ થઇ જવાનું છે; છતાં પણ મેં મારા મનમાં એજ દૃઢતમ પ્રતિજ્ઞા કરી લીધી છે કે, જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી હું માધવીના પવિત્ર નામમાં કલંકની બાધા નહિ થવા દઉં તે નહિ જ થવા દઉં! હું સંન્યાસી થઇને અરણ્ય, પર્વત અને એવાં જ અન્ય જનશૂન્ય સ્થાનોમાં ભ્રમણ કરી પરમાત્મધ્યાનમાં નિમગ્ન રહીને તને ભૂલી જવાનો પ્રયત્ન કરતો રહીશ! અત્યારે તો મારો એ પ્રયત્ન સફળ થશે કે નહિ, એ વિષયની મારા હૃદયમાં સંપૂર્ણ શંકા છે; છતાં આશા છે કે, દીર્ઘકાળના વિયોગ પછી કદાચિત્ મને મારા એ પ્રયત્નમાં વિજય મળશે! માધવી, મારા વિયોગથી તારા કોમળ હૃદયમાં કેવો અસહ્ય આઘાત અને કેવી અસહ્ય યંત્રણા થવાનો સંભવ છે, એ વિશે મેં

બહુવાર વિચાર કરી જોયો છે અને અંતે મારો એ જ નિશ્ચય થયો છે કે, દીર્ઘકાળ પર્યન્ત મને પોતાનાં નેત્રો સમક્ષ ન જોવાથી તું પણ મને ભૂલી જઈશ અને જ્યારે તારા હૃદયમાં મારૂં સંપૂર્ણ વિસ્મરણ થઈ જશે, ત્યારે કદાચિત્ તું સુખમાં પણ રહી શકીશ! મારા હૃદયમાં અનુકંપા હોવાથી જ હું તારાથી દૂર થાઉં છું અને મારા હૃદયમાં સહાનુભૂતિનો સંપૂર્ણ અધિકાર હોવાથી જ હું તારા વિકારના કારણને સર્વથા નષ્ટ કરી નાખવામાટે અત્યારે ઉદ્યુક્ત થયો છું! માધવી, તું એક બુદ્ધિમતી અને સુશિક્ષિતા બાળા હોવાથી આ અપાયકારિણી સમસ્ત પરિસ્થિતિનો વિચાર કરીને મારા પ્રયાણના કાર્યમાં બાધા ન નાખ અને મને સાનન્દ હૃદય તથા પુલકિત વદનથી પ્રયાણમાટેની આજ્ઞા આપી દે!!"

માધવી અવનત મસ્તકથી ઉભી હતી અને નારાયણના એ સંભાષણને ધ્યાનપૂર્વક સાંભળ્યા કરતી હતી. નારાયણના દીર્ઘ ભાષણની સમાપ્તિ થયા પછી પણ કેટલીકવાર સુધી માધવી મૌન ધારીને જ ઉભી રહી; કારણ કે, તેનાં ચક્ષુમાંથી વર્ષાધારા સમાન પ્રબળ અશ્રુધારા બહાર નીકળવાની તૈયારીમાં હતી અને તેથી તેનો કંઠ રુંધાઇ ગયો હતો. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ માધવીએ પોતાના અગાધ હૃદયબળથી પોતાના તે અશ્રુપ્રવાહને ચક્ષુમાં જ શમાવી દઇને સ્થિર દૃષ્ટિથી નારાયણના મુખમંડળને જોવા માંડ્યું; કારણ કે, તેનામાં એક પણ શબ્દને મુખમાંથી ઉચ્ચારવાનું સામર્થ્ય રહ્યું નહોતું,

માધવીની આવી અવાક્ અવસ્થાને જોઇને નારાયણે તેના ઉભય હસ્તોને પોતાના ઉભય હસ્તોમાં રાખી અતિશય સન્માનદર્શક તથા સદ્‌ગદિત સ્વરથી તેને ઉદ્દેશીને કહ્યું કે: "માધવી, તું પણ

અત્યારે અને આ ક્ષણે જ મારા સમક્ષ દઢ પ્રતિજ્ઞા કરી લે કે, તું પણ મને ભૂલી જવામાટેનો, મને પોતાના હૃદયમાંથી સર્વથા વિસારી દેવામાટેનો દઢ મનથી પ્રયત્ન કરતી રહીશ. મારો તને આશીર્વાદ છે કે, પરમાત્મા તને નિષ્કલંકિની રાખો અને તારી પવિત્રતા અખંડ રહો!"

નારાયણના આ શબ્દો શ્રવણોમાં અથડાતાં જ માધવીએ પોતાના અવનત મસ્તકને ઉન્નત કરીને નારાયણને સંબોધી બાષ્પ-રુદ્ધ કંઠથી કહેવા માંડ્યું કે: "નારાયણ, તમારી જન્મભૂમિને, તમારાં પાલક માતાપિતાને અને તમારી આ નિરાધાર, અસહાયા તથા દુઃખભાગિની બાલ્યસખીને ત્યાગીને તમારે જવું હોય, તો આનન્દથી જાઓ; હું તમને અટકાવતી નથી; પરન્તુ કૃપા કરીને નારીના હૃદયની આટલી સીમા પર્યન્ત અપ્રતિષ્ઠા ન કરો અને આ અનાથા માધવીને નારાયણની પ્રતિમાને પોતાના હૃદયમાંથી વિસારીને સુખિની થવાનો ક્રૂરતામય ઉપદેશ ન આપો! સ્ત્રીઓને સાધારણતઃ કોમલાંગી તથા કોમળહૃદયા અને સુકોમલા આદિ વિશેષણો આપવામાં આવે છે અને તદનુસાર અન્ય સર્વ વિષયોમાં સ્ત્રીજાતિની કોમળતાનો પરિચય પણ થયા કરે છે; પરંતુ એક માત્ર પ્રેમ કિંવા પ્રણયના વિષયમાં સ્ત્રીજાતિનું અને તેમાં પણ કુલીન આર્ય અબળાનું હૃદય એટલું અને એવું તો દઢ હોય છે, કઠિન હોય છે અને અભેદ્ય હોય છે કે, આર્ય અબળાના હૃદયની એ દઢતા કઠિનતા તથા અભેદ્યતાના વિષયમાં, સાક્ષાત્ વજ્ર પણ સમાનતા કિંવા સ્પર્ધા કરી શકશે કે નહિ, એની પણ શંકાજ છે; અર્થાત્ એક આર્ય-નારી જે પુરુષને એકવાર પોતાનો પ્રણયભાજન કિંવા પ્રેમપાત્ર માની લે છે અને જેનાં ચરણોમાં પોતાની હૃદયપુજા સમર્પી દે છે;

તે પુરુષને અનેક અવતારોમાં પણ ભૂલી શકતી નથી, તો પછી આ એક જ અવતારમાં અને એ એક અવતારના પણ અમુક કાળાંશમાં આ પ્રણયિની માધવી પોતાના પ્રેમભાજન બાલ્યસખા નારાયણને સર્વથા ભૂલી જાય અથવા તો તેની મનોહારિણી પ્રતિમાને નિમેષ માત્રને માટે પણ પોતાના હૃદયમન્દિરમાંથી દૂર કરે, એ કદાપિ સંભવનીય છે ખરું કે? જો પ્રણયના વિષયમાં તમારું હૃદય કઠિન હોય, તો તમો ભલે આ અભાગિની માધવીને ભૂલી જવાની ચેષ્ટામાં વિજય મેળવજો; પણ દયા કરીને મને એ પ્રેમવિસ્મરણના માર્ગમાં જવાનો અયોગ્ય ઉપદેશ કદાપિ ન આપશો!" આ પ્રમાણે નારાયણના વાદનો સપ્રમાણ પ્રતિવાદ કરીને માધવી પોતાની મુખમુદ્રા તથા વાણીમાં વિશેષ ગંભીરતાને લાવી કહેવા લાગી કે: "મિત્ર નારાયણ, હું અત્યારે માત્ર એક જ આવશ્યક પ્રશ્ન તમને પૂછવાની અભિલાષા રાખું છું, તો મારા તે પ્રશ્નનું યથાર્થ ઉત્તર આપવાની ઉદારતા તમો દર્શાવશો ખરા કે? મારી એટલી અભિલાષાને તૃપ્ત કરશો ખરા કે?"

"મધુરી માધવી," નારાયણ પણ ગંભીર મુખમુદ્રા તથા ગંભીર વાણીથી કહેવા લાગ્યો: "મારા પ્રયાણમાં હવે જેટલો વિલંબ થાય છે, તેટલો જ અરુણોદયનો સમય નિકટમાં આવતો જાય છે. જો મારા પ્રયાણ પૂર્વે જ અરુણોદય થઇ જશે અને લોકો તને તથા મને આ સ્થાનમાં નિહાળશે, તો એ પણ તેમને આપણી નિન્દાનું એક કારણ મળી જશે; એટલા માટે હવે આપણા સંભાષણમાં અધિક સમય ન જાય, તો વધારે સારું. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ આપણું આ અંતિમ મિલન હોવાથી હું તારી આ અભિલાષાનો અનાદર કરી શકતો નથી અને તેથી તારી ઇચ્છા

પ્રમાણેનો પ્રશ્ન પૂછવાની હું તને અનુમતિ આપું છું."

"આ ઉદારતામાટે હું તમારો આભાર માનું છું !" એમ કહીને માધવીએ પોતાના પ્રશ્નને વાણી દ્વારા વ્યક્ત કરતાં કહ્યું કેઃ "એ તો તમો જાણો જ છો કે, શાસ્ત્રકારોએ સ્ત્રીના સ્વભાવને ચંચળ તથા પુરુષના સ્વભાવને સ્થિર માનેલો છે અને સંસારના સર્વ લોકોની પણ એ જ માન્યતા છે; અર્થાત્ તમો પુરુષ હોવાથી તમારો સ્વભાવ સ્વાભાવિક જ સ્થિર તથા દૃઢ હોવો જોઇએ, એ નિર્વિવાદ વાર્તા હોવાથી હું તમને એ પૂછવા માગું છું કે, તમો મારી સાથે એકજ ગ્રામમાં, એક જ ગૃહમાં, મારા સતત સમાગમમાં અને મારાં નેત્રો સમક્ષ રહીને પોતાના મનને દૃઢ તથા સ્થિર રાખીને પોતાની પવિત્રતાનું તેમજ મારી પવિત્રતાનું સંરક્ષણ કરવાને અને આપણાં ચારિત્ર્યોને નિષ્કલંક રાખવાને સમર્થ નથી કે શું ? જો તમારા સ્વભાવમાં એટલી સ્થિરતા તથા દૃઢતા ન હોય અને ચારિત્ર્ય-ભ્રષ્ટતાના ભયથી જ જો તમો દેશત્યાગ તથા પ્રિયજનત્યાગ કરવાને તત્પર થયા હો, તો એથી તમારામાં પુરુષોચિત દૃઢતા તથા સ્થિરતાનો અભાવ છે, એમ સિદ્ધ નથી થતું કે શું ? મારો જે પ્રશ્ન છે તે આ જ છે અને મારા એ પ્રશ્નનું જ તમારા શ્રીમુખથી સમર્પક ઉત્તર મેળવવાની મારી એક માત્ર અભિલાષા છે."

માધવીનો આ પ્રશ્ન સાંભળીને નારાયણ ક્ષણ બે ક્ષણ પર્યન્ત તો વિચારમાં નિમગ્ન રહ્યો અને ત્યારપછી મૃદુલા વાણીથી કહેવા લાગ્યો કેઃ "માધવી, પુરુષનો સ્વભાવ સ્ત્રીના સ્વભાવ કરતાં અધિક દૃઢ તથા સ્થિર હોવા છતાં પણ કામિની તથા કાંચનમાં પરમાત્માએ એક પ્રકારની એવી આકર્ષકતાનો સમાવેશ કરેલો છે કે, એ બે વસ્તુઓને જોતાંની સાથે જ ગમે તેવા અને ગમે તેટલા દૃઢચિત્ત

પુરુષનું મન પણ અસ્થિર, ચંચળ તથા લોભવશ થઇ જાય છે; અને તેમાં પણ કામિનીની કાયામાં તો વળી લોહચુંબક સમાન એવી અદ્દભુત આકર્ષકતા રહેલી છે કે, કમનીયા કામિનીના દર્શનથી પૂજ્ય દેવો અને પ્રચંડ તપસ્વી ઋષિમુનિઓ પણ મોહપાશમાં લપટાઇ જાય છે, તો પછી મૃત્યુલોકના યઃકશ્ચિત્ અને અલ્પજ્ઞ પુરુષો સુંદરીના સમાગમમાં પોતાની સ્થિરતાને ન જાળવી શકે અને પ્રતિત થઈ જાય, એ સ્વાભાવિક નથી કે શું ? વેદજ્ઞાનને વિસ્તારનાર બ્રહ્મા પિતાના ધર્મને ભૂલીને પોતાની દુહિતામા આસક્ત થયા હતા;* દેવાધિદેવ મહાદેવ ભિક્ષ ભામાની ભવ્યતાને ભાળીને ભ્રાંતિમાં પડી ગયા હતા; ચન્દ્રદેવે કામવશ થઈ પોતાના ગુરુની સ્ત્રી સાથે વ્યભિચાર કર્યો હતો અને સુરપતિ ઇન્દ્રે ગૌતમની પત્ની અહલ્યા સાથે અયોગ્ય વ્યવહાર કર્યો હતો; એ સર્વ કથાઓ આપણાં પુરાણોમાં પ્રસિદ્ધ હોવાથી નીતિશાસ્ત્રવેત્તાઓએ સુંદરી તથા યુવતી સ્ત્રીઓના સમાગમના પ્રસંગને ત્યાગવાની જ પુરુષોને શિક્ષા આપેલી છે. નીતિશાસ્ત્રવિશારદો કહી ગયા છે કે, ઉન્મત્ત ગજરાજનાં કુંભસ્થળોને વિદારનાર શૂરવીર પુરુષો આ વિશ્વમાં અસંખ્ય છે અને ક્રૂરતમ વનરાજ સિંહનો નિમેષ માત્રમાં સંહાર કરી નાખનારા સુભટ નરોની સંખ્યા પણ કાંઈ ઓછી

---

*આપણાં શાસ્ત્રોમાં સ્ત્રી તથા પુરુષમાં પરસ્પર પ્રેમનો ઉદ્ભવ કરી તેમનો સમાગમ કરાવનાર દેવને કામદેવના નામથી ઓળખવામાં આવે છે અને તે ઇશ્વર તથા માયાનો પુત્ર છે, એમ મનાય છે. એ કામદેવ બ્રહ્માના હૃદયમાંથી પ્રથમ સ્ત્રીરૂપે અવતર્યો હતો અને તેના સૌન્દર્યને જોઇને બ્રહ્મા પોતે જ તેમાં આસક્ત થયા હતા; પરંતુ પ્રજાપતિઓએ કહ્યું કે: " એ તો તમારી પુત્રી થાય ! " એટલે પછી બ્રહ્માએ લજ્જિત થઇને તે પુત્રીને પુત્રના સ્વરૂપમાં ફેરવી નાખી હતી.

નથી; પરંતુ કન્દર્પના દર્પનું દલન કરનાર તો કોઇ વિરલ પુરુષ જ આ સૃષ્ટિમાં મળી શકે છે; એટલે કે, કામદેવના પાશને ભેદવાની શક્તિ તો ભાગ્યેજ કોઇ પુરુષમાં હોય છે. હું તે વિરલ પુરુષોમાંનો ન હોવાથી એટલે કે અદ્યાપિ સાધક અવસ્થામાં હોવાથી મારા હૃદયની સ્થિરતા તથા દૃઢતા વિશે મારા મનમાં શંકા રહ્યા કરે છે અને તેથી જ હું આજે તારી દૃષ્ટિથી સદાને માટે દૂર થવાને અથવા તો તને સદાને માટે મારી દૃષ્ટિથી દૂર કરવાને તૈયાર થયો છું. હું સ્પષ્ટતાથી કહું છું કે, તારી સાથે એક જ ગ્રામમાં, એક જ ગૃહમાં, તારા સમાગમમાં અને તારાં નેત્રો સમક્ષ રહીને અન્તપર્યન્ત મારી તથા તારી પવિત્રતાને રક્ષવાનું અને આપણાં ચારિત્ર્યોને નિષ્કલંક રાખવાનું સામર્થ્ય મારામાં નથી અને તેથી જ નિરુપાય થઇને અંતે મેં આ માર્ગનો સ્વીકાર કરેલો છે. જે દિવસે તારા સહવાસમાં પણ પવિત્ર રહેવા જેટલી દૃઢતા મને પ્રાપ્ત થશે, તે દિવસે હું તારી પાસે પાછો આવીશ અને તે પૂર્વે જ જો આપણામાંથી કોઇ એકનો અથવા ઉભયનો સ્વર્ગવાસ થઇ જાય અને આ નશ્વર સંસારમાંનો પ્રવાસ પૂરો થાય, તો અત્યારનું આપણું મિલન તે અંતિમ મિલન છે, એમ જ આપણે માની લેવાનું છે. હવે મને અવકાશ નથી અને તેટલામાટે માધવી, હું તને અંતિમ પ્રણામ કરીને તને આશીર્વાદ આપું છું કે, પરમાત્મા તારી પવિત્રતાને સુરક્ષિત તથા નિષ્કલંક રાખે!" એ પછી નારાયણે નાવિકોને નૌકા ચલાવવામાટેની આજ્ઞા આપી દીધી અને દૃઢતાથી મૌનનું અવલંબન કરી લીધું.

નાવિકો નારાયણની આજ્ઞાની જ પ્રતીક્ષા કરતા ઊભા હતા એટલે નારાયણની આજ્ઞા મળતાંની સાથે જ તેમણે લંગર ઉપાડી નૌકાને સિન્ધુના પ્રવાહમાં ચાલતી કરી દીધી. નૌકાને તીરપ્રાન્તથી દૂર થતી

જોઇને માધવીએ પૂછ્યું કે: "મિત્ર નારાયણ, હજી પણ નૌકાને થોભાવો અને આ પ્રયાણના પ્રયત્નને આટલેથી જ અટકાવો. આટલો બધો ઉપદ્વ્યાપ શામાટે ?"

"માધવી, આટલો બધો ઉપદ્વ્યાપ કેવળ તારા કલ્યાણમાટે !" નારાયણે ચાલતી નૌકામાંથી ઉત્તર આપ્યું.

સિન્ધુના પ્રવાહમાં નૌકા ડોલતી ડોલતી આગળ ચાલવા લાગી. જે ઘાટપર માધવી ઊભી હતી તે ઘાટથી અલ્પ અંતરપર પ્રવાહ કિંચિદ્ વક્ર થઇને અન્ય દિશામાં વળતો હતો. માધવી નિર્નિમેષ નેત્રોથી નૌકાનું નિરીક્ષણ કર્યા કરતી હતી; અર્થાત્ જ્યારે નૌકા વળીને અન્ય દિશામાં જવા લાગી એટલે માધવી પણ સિન્ધુના પ્રવાહ પ્રતિ નિમ્ન ભાગમાં ઊતરવા લાગી. માધવીના શિરપરનો વસ્ત્રપલ્લવ આ વેળાયે સ્કન્ધ ભાગમાં હોવાથી અને તેનો મુક્ત કેશકલાપ કટિભાગ પર્યન્ત લંબાયલો હોવાથી સિન્ધુના તીરપ્રાંતમાં અરુણોદયની પ્રતીક્ષા કરતી જાણે કોઈ વનદેવી કિંવા જલદેવી જ ઊભી હોયની! એવો જ માધવીને જોતાં ભાસ થતો હતો. ઘાટનાં સોપાનપરથી ઊતરતી તે એટલી નીચે ઊતરી ગઇ કે, સિન્ધુના શીતલ સલિલે જ્યારે તેનાં કોમળ ચરણોને સ્પર્શ કર્યો, ત્યારે જ તેને સંજ્ઞા થઇ કે, તે સિન્ધુના પ્રવાહ પર્યન્ત આવી પહોંચી હતી. નૌકા જેમ જેમ આગળ વધવા લાગી, તેમ તેમ માધવીએ પણ સિન્ધુના પ્રવાહમાં આગળ વધવાના પોતાના ક્રમને અવિચલ રાખ્યો. પરિણામ એ થયું કે અંતે જળ તેની ગ્રીવાપર્યન્ત આવી ગયું અને એ વેળાએ નૌકા પણ દેખાતી બંધ થઇ ગઈ. છતાં પણ નૌકાના સઢનો ઉપરિભાગ જ્યાં સુધી દૃષ્ટિગોચર થતો હતો, ત્યાં સુધી તો માધવીએ પોતાની દૃષ્ટિને તે જ દિશામાં સ્થિર રાખી; પરન્તુ જ્યારે સઢનો તે ઉચ્ચતમ

ભાગ પણ દેખાતો બંધ થયો એટલે નિરાશ તથા હતાશ થઈને માધવી મનોગત કહેવા લાગીઃ—

"જેમાં તાર ન હોય તે વીણા શા ઉપયોગની? જે સરોવરમાં સલિલનો અભાવ હોય તે સરોવરના અસ્તિત્વથી કોઈનું શું કલ્યાણ થવાનું હતું વારૂ? અને પ્રાણવિહીન દેહને આ સંસારમાં જાળવી રાખવાથી લાભને બદલે હાનિ થવાનો જ અધિક સંભવ નથી કે શું? નારાયણરૂપ પ્રાણ પ્રયાણ કરી ગયા છે, તો પછી પ્રાણહીના આ માધવીરૂપ મૃત કાયાની આ જગતમાં શી આવશ્યકતા છે? હવે તો મારા કલ્યાણનો માર્ગ કેવળ આત્મહત્યા જ છે અને જલસમાધિથી જ મારો ઉદ્ધાર થવાનો છે!"

આવા પ્રકારના વિચારથી માધવી સિન્ધુના પ્રવાહના ગહન ભાગ પ્રતિ આગળ વધી અને જલસમાધિ લેવાની તૈયારી કરવા લાગી; પરન્તુ એટલામાં અચાનક તેના મનમાં એક અન્ય વિચાર આવતાં આત્મહત્યાના વિચારને પોતાના હૃદયમાંથી દૂર કરીને તે બોલી કેઃ "નહિ. અત્યારે હું મરીશ નહિ; કારણ કે, મરણથી મને તાત્કાલિક શો લાભ થવાનો હતો વારૂ? લોકો કહે છે કે, જીવતા જોગી પણ ભલા! અર્થાત્ નારાયણ જો જીવિત હશે, તો અવશ્ય કોઈવાર તેના દર્શન તથા મિલનનો પ્રસંગ મને પ્રાપ્ત થશે અને તે પ્રસંગ પ્રાપ્ત થતાં કદાચિત્ તેના મનમાં દયા આવશે, તો મારી આશા સફળ થઈ જશે! આશા અમર હોવાથી અત્યારે તો આ આશાને હૃદયમાં સ્થાન આપીને અસ્તિત્વને ટકાવી રાખવાની જ આવશ્યકતા છે!" આવા દૃઢ નિશ્ચયથી માધવી સિન્ધુના જળમાં સ્નાન કરીને ધીમે ધીમે પાછી સિન્ધુના તીરપ્રાન્તમાં આવી લાગી અને ત્યાર પછી ત્યાંથી તે મન્દ ગતિથી ચાલતી પોતાના ગૃહ પ્રતિ જવાને પ્રયાણ કરી ગઈ.

---

## પ્રકરણ ૨ જું

### સંદર્ભ

પ્રિય પાઠક તથા પાઠિકાઓ, ગત પ્રકરણમાં જે બે પાત્રોનો આપણને પરિચય થયો છે, તે જ નારાયણ તથા માધવી આપણી પ્રસ્તુત નવલકથાનાં નાયક તથા નાયિકા છે. પરન્તુ એ નારાયણ તથા માધવી કોણ હતાં, તેઓ એક બીજાનાં બાળમિત્ર કેવી રીતે થયાં હતાં, તેમના હૃદયમાં વિકારનો ઉદ્‌ભવ કેવા સંયોગોમાં થયો હતો અને અંતે માધવીના કલ્યાણમાટે શા કારણથી નારાયણને જન્મભૂમિનો ત્યાગ કરવો પડયો હતો, એ સર્વ પૂર્વકથાને જાણવાની આવશ્યકતા હોવાથી આપણી નવલકથાના અનુસન્ધાનમાં આગળ વધવા પૂર્વે જો આપણે અહીં તેમની એ પૂર્વકથાને કથીશું, તો તે અસ્થાનીય કિંવા અપ્રાસંગિક તો નહિ જ થાય.

માધવી સિન્ધુદેશના પુરાતન તથા ઇતિહાસપ્રસિદ્ધ નગર શિવસ્થાન કિંવા વર્ત્તમાન સેવણના નિવાસી સારસ્વત જાતિના એક મધુસૂદન નામક દરિદ્ર બ્રાહ્મણની એકમાત્ર કન્યા હતી. શિવસ્થાનમાં અને તેની આસપાસનાં કેટલાંક ગ્રામોમાં મધુસૂદનના યજમાનોનાં ગૃહો સારી સંખ્યામાં હોવાથી યજમાનવૃત્તિવડે મધુસૂદનના કુટુમ્બનો નિર્વાહ કોઇ પણ પ્રકારના કષ્ટ કિંવા કોઇ પણ પ્રકારની ચિન્તા વિના સુખપૂર્વક ચાલ્યા કરતો હતો; એટલે કે, મધુસૂદનની આર્થિક અવસ્થા ઉત્તમ ન હોવા છતાં પણ નિર્વાહનાં સાધનોની તેના ગૃહમાં કિંચિન્માત્ર પણ ન્યૂનતા હતી નહિ. તે સમયમાં સિન્ધુદેશમાં ધાન્યની એટલી બધી વિપુલતા હતી કે, ત્યાંના સારામાં સારા

ચોખા એક રૂપિયાના એક પાકો મણ મળી શકતા હતા એટલે જ્યાં કંગાલમાં કંગાલ માણસને પણ અન્નનું કષ્ટ વેઠવું પડતું નહોતું, ત્યાં મધુસૂદન જેવા યજમાનોની સારી સંખ્યા ધરાવનાર કુલપુરોહિતને અન્ન આદિ સાધનોમાટે કોઇ પણ પ્રકારની ચિન્તા ન ભોગવવી પડે, એ સર્વથા સ્વાભાવિક જ હતું. વળી મધુસૂદન મહાશયનું કુટુમ્બ પણ વિશાળ નહોતું. અને એ તેની નિશ્ચિન્તાનું એક બીજું કારણ હતું. તેના કુટુમ્બમાં તે પોતે, તેની પત્ની તથા તેની એક કન્યા મળીને કેવળ ત્રણ મનુષ્યો જ હતાં. એ ઉપરાંત નારાયણ નામક એક અન્ય બાળક તેમના ગૃહમાં વસતો હતો અને તેની સાથે તેમના પારિવારિક વિસ્તારની પરિસમાપ્તિ થતી હતી. પોતાની કેટલાક વીઘા ભૂમિ તથા પોતાની યજમાનવૃત્તિથી બ્રાહ્મણ મધુસૂદનને જે કાંઇ પણ પ્રાપ્ત થતું હતું તે તેના પરિવારના નિર્વાહમાટે સંપૂર્ણ હતું. તેના ગૃહમાં કોઇ પણ વસ્તુનો અભાવ નહોતો. દરિદ્ર હોવા છતાં પણ એક ગૃહસ્થ તરીકે તે અત્યંત સુખી હતો. તેને એક માત્ર દુઃખ હતું અને તે એ કે અનેક વર્ષ પર્યન્ત સંતાનના મુખદર્શનનો પ્રસંગ તેને તથા તેની પત્નીને પ્રાપ્ત થયો નહોતો. તેની પત્ની પ્રૌઢા થઈ ગઇ, તોપણ પરમેશ્વરે તેમને સંતાનસુખનો સાક્ષાત્કાર ન કરાવ્યો. અર્થાત્ પોતે નિઃસંતાન હોવાથી જ એ દંપતીએ પિતૃમાતૃહીન નારાયણ નામક એક વિપ્રકુમારને-પોતાની જાતિના જ એક બ્રાહ્મણ કુમારને-પોતાના ગૃહમાં રાખીને પુત્રભાવથી તેનું લાલનપાલન કરવા માંડ્યું. મધુસૂદનની સુશીલા તથા સતી સાધ્વી પત્નીનું નામ યશોધરા હતું અને નારાયણ યશોધરાને જ પોતાની જન્મદાત્રી માતા માનતો હતો; કારણ કે, તેણે પોતાની જન્મદાત્રી માતાને જોઈ જ નહોતી અને તેથી તેને તેનું સ્મરણ માત્ર પણ હતું નહિ.

નારાયણ યશોધરાની એક આત્મીયા અબળાનો પુત્ર હતો કે જે અબળા પુત્રને જન્મ આપ્યા પછી તત્કાળ આ નશ્વર સંસારને સદાને માટે ત્યાગીને સ્વર્ગવાસિની થઈ હતી. એ પછી અલ્પકાળમાં જ નારાયણનો પિતા પણ પરલોકવાસી થયો અને નારાયણ સર્વથા અનાથાવસ્થામાં આવી પડ્યો. આવી પરિસ્થિતિને જોઈને દયાળુ તથા સંતાનહીના યશોધરાએ તે બાળકને પોતાના ગૃહમાં રાખીને તેનું લાલનપાલન કરવામાટેની પોતાની ઇચ્છા પોતાના પતિને દર્શાવી અને મધુસૂદને પોતાની પત્નીના એ પ્રસ્તાવનો તત્કાળ સ્વીકાર કરી લીધો. એ દયાળુ દંપતીએ પોતે અત્યંત કષ્ટ સહીને નારાયણના પ્રાણની રક્ષા કરી અને તેનું નામ નારાયણ પણ તેમણે જ રાખ્યું. મધુસૂદન તથા યશોધરાના યત્નથી નારાયણ દિવસાનુદિવસ શુક્લ-પક્ષીય ચંદ્રમા સમાન વૃદ્ધિંગત થવા લાગ્યો અને યોગ્ય સમય આવતાં અર્ભકાવસ્થામાંથી નીકળીને તે એક પરમરૂપલાવણ્યમંડિત તથા મનોહર બાળકના સ્વરૂપમાં દૃષ્ટિગોચર થવા લાગ્યો. નારાયણનું બાલ્ય સૌન્દર્ય એવું તો આકર્ષક તથા મનોહારક હતું કે તેને જોનાર કોઈ પણ સ્ત્રી કિંવા પુરુષના મુખમાંથી એ જ ઉદ્દગાર નીકળતો હતો કે; "આ બાળકની સુન્દરતાને જોતાં જ નેત્ર, મન તથા પ્રાણ એકસમયાવચ્છેદે મુગ્ધ થઈ જાય છે!"

નારાયણ જ્યારે ચાર વર્ષનો વયનો થયો તે વેળાયે પ્રૌઢાવસ્થામાં આવેલી યશોધરાએ એક કન્યાને જન્મ આપ્યો. પરંતુ પોતાને કન્યાની પ્રાપ્તિ થવા છતાં પણ મધુસૂદનની નારાયણમાં જે પ્રીતિ તથા મમતા હતી, તેમાં લેશ માત્ર પણ ન્યૂનતા થઈ નહિ. તેમનો નારાયણમાંનો વાત્સલ્યભાવ પૂર્વ પ્રમાણે જ અખંડ રહ્યો. હવે નારાયણની સાથે મધુસૂદન તથા યશોધરાની કન્યા માધવી તેની

ભગિની પ્રમાણે દિવસાનુદિવસ વયમાં આગળ વધવા લાગી. તે ગૃહમાં એ બાલક તથા બાલિકા એક વૃક્ષનાં બે અનુપમ પુષ્પો સમાન શોભીને ગૃહની શોભાને પણ વધારવા લાગ્યાં. તે સમયમાં સમસ્ત શિવસ્થાન નગરમાં માધવી જેવી અલૌકિક અને અપૂર્વ લાવણ્યમયી સુંદરી કન્યા બીજી એક પણ હતી નહિ, એમ કહેવામાં કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ થવાનો સંભવ નથી.

તે સમયમાં સિન્ધુ દેશમાં ગુરુકુલમાં રહીને વિદ્યાભ્યાસ કરવાની પ્રથા પ્રચલિત હતી અને તેવું એક ગુરુકુલ શિવસ્થાનમાં પણ હતું. તે ગુરુકુલનો અધિષ્ઠાતા એક વયોવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ સારસ્વત બ્રાહ્મણ જ હતો અને તેનું નામ મોહન શર્મા હતું. મોહન શર્માને કાશીના ધુરંધર પંડિતોની સભાએ વેદાંતવારિધિ, તર્કાલંકાર અને ન્યાયતીર્થ આદિ અનેક ઉપાધિઓવડે મંડિત કર્યો હતો, પરંતુ સર્વસાધારણ જનસમાજમાં તે મોહન શર્મા અથવા વેદાંતવારિધિના નામથી જ વિખ્યાત હતો એ મોહન શર્માના ગુરુકુલમાં નારાયણે વિદ્યાભ્યાસનો આરંભ કર્યો અને પરમાત્માની કૃપા, ગુરુદેવની કૃપા, પોતાના પૂર્વ સંસ્કાર તથા પોતાની બુદ્ધિના બળથી અલ્પકાળમાં જ નારાયણ સંસ્કૃત સાહિત્યનો એક નિષ્ણાત પંડિત થઈ ગયો. સંસ્કૃત સાહિત્યના અભ્યાસની સમાપ્તિ પછી તેણે ન્યાય, વેદાન્ત અને સાંખ્ય આદિ ષડ્દર્શનોના અભ્યાસનો આરંભ કર્યો. તે જ્યારે ગુરુકુલમાંથી પાછો ગૃહમાં આવતો હતો, તે વેળાએ માધવીને વિદ્યાભ્યાસ કરાવતો હતો. માધવીની બુદ્ધિ પણ તીક્ષ્ણ તથા તૈલા હોવાથી તે પણ અલ્પકાળમાં જ એક સુશિક્ષિતા બાળા તરીકે નગરમાં પ્રખ્યાત થવા લાગી જે વેળાયે ચૌદ વર્ષનો નારાયણ અને દશ વર્ષની માધવી મધુસૂદન સમક્ષ બેસીને પોતાના સુલલિત સ્વરથી સંસ્કૃત ભાષાના શ્લોકોનો નિયમ પૂર્વક પાઠ કરતાં હતાં, તે વેળાના

રમણીય દશ્યને જોઇને સર્વ સ્ત્રી પુરુષો મુગ્ધ થઇ જતાં હતાં. નારાયણ અને માધવી એક સ્થાનમાં સાથે રહીને રમતાં હતાં, સાથે જ પાઠ કરતાં હતાં અને સાથે જ વસતાં હતાં. જે વેળાયે તેઓ બન્ને સમસ્વરથી ચતુર્દિશામાં મધુરતાને વિસ્તારતાં કવીશ્વર જયદેવકૃત ' ગીતગોવિન્દ 'ના પાઠ તથા ગાનના વ્યવસાયને આરંભતાં હતાં, તે વેળાયે માર્ગમાં ચાલતાં મનુષ્યો પણ મુગ્ધ થઇને તેમના એ મનોહર ગાનને સાંભળવામાટે ઉભાં રહી જતાં હતાં, એટલો બધો તેમના આલાપનો પ્રભાવ પડતો હતો.

આવી પરિસ્થિતિમાં નારાયણ તથા માધવીના અંતઃકરણમાં જો પરસ્પર પ્રેમભાવનો ઉદ્ભવ થાય, તો તેમાં કાંઇ પણ આશ્ચર્ય હોઇ શકે ખરૂં કે ? જો કે મધુસૂદન તથા યશોધરાએ નારાયણને કદાપિ એમ જાણવા દીધું નહોતું કે, તે તેમનો પોતાનો પુત્ર નથી, કિન્તુ તેમનો પાલિત પુત્ર છે; છતાં વયમાં આવ્યા પછી આડોશી પાડોશીના મુખથી પોતાનો એ ભેદ નારાયણના જાણવામાં આવી ગયો હતો; કિંબહુના એમ કહેવું જ અધિક યોગ્ય છે કે આડોશી પાડોશીઓએ તેના એ ભેદની વાર્ત્તા જાણી જોઇને બુદ્ધિપૂર્વક જ તેને જણાવી દીધી હતી. સાધારણ લોકોનો એવો સ્વભાવ જ હોય છે કે, જો પરનિન્દાનો પ્રસંગ મળે તો તેઓ બીજાં સર્વ શુભ કાર્યોને ભૂલી જાય છે અને કોઇની પણ ગુપ્ત વાર્ત્તાને પોતાના હૃદયમાં રાખી શકતા નથી; તેઓ જ્યારે બીજા મનુષ્યના ભેદનો પ્રકાશ કરી દે છે, ત્યારે જ તેમને જંપ વળે છે. આવા પ્રકારનાં લોકોએ જ નારાયણને તેના જન્મવૃત્તાન્તથી પરિચિત કરી દીધો હતો; પરંતુ પોતાના જન્મના એ વૃત્તાન્તને જાણવા છતાં પણ નારાયણના હૃદયમાં કોઈ પણ પ્રકારનો આઘાત થયો નહોતો. તે તો મધુસૂદન તથા યશોધ-

રાને જ પૂર્વ પ્રમાણે પોતાનાં પિતામાતા માન્યા કરતો હતો. છતાં પણ પોતાના એ જન્મવૃત્તાન્તને જાણવાથી તેના અંતઃકરણમાં એક પ્રકારનો સંતોષ તો અવશ્ય થયો હતો અને એ સંતોષ થવાનું તેવું જ એક સબળ કારણ પણ હતું. નારાયણ અત્યારે હવે યૌવનની સીમામાં પ્રવેશ કરી ચૂકેલો હોવાથી તેનો પોતાનો માધવીમાં કેવા પ્રકારનો પ્રેમ હતો, એ હવે તે સારી રીતે જાણી શક્યો હતો. અર્થાત્ પોતાના જન્મના વૃત્તાન્તને જાણ્યા પછી તેણે પોતાના મનમાં જ પ્રશ્ન કર્યો કે: "માધવી મારી સહોદરા ભગિની નથી, તો પછી તેની સાથે મારો શરીરસંબંધ શામાટે ન થઇ શકે વારૂ?" આવા પ્રકારના ચિન્તનમાં માધવી વિષયક તેનો પ્રેમ આગળ કરતાં પણ અધિક વૃદ્ધિને પામવા લાગ્યો; એટલે કે, તેના પ્રેમે બન્ધુપ્રેમ કરતાં સર્વથા અન્ય પ્રકારના પ્રેમનું સ્વરૂપ ધારણ કરી લીધું. નારાયણ બુદ્ધિમાન્ હોવાથી સમસ્ત મર્મને જાણી ગયો; પરન્તુ માધવી પોતાના અંતઃકરણમાં થયેલા અથવા થતા પરિવર્ત્તનને તેના સત્ય સ્વરૂપમાં જાણી કિંવા ઓળખી શકી નહિ. પરિણામ એ થયું કે, નારાયણ તથા માધવી વિદ્યાભ્યાસના કાર્યમાં શિથિલ તથા મંદ થવા લાગ્યાં; તેઓ એક નિમેષ માત્રને માટે પણ એક બીજાની દૃષ્ટિથી દૂર રહી શકતાં નહોતાં અને જેમ જેમ દિવસ વીતતા જતા હતા તેમ તેમ તેઓ એ પરસ્પર ગંભીર પ્રેમમાં વિશેષ અને વિશેષ નિમગ્ન થતાં જતાં હતાં. એ પ્રેમની સીમા નહોતી, એ પ્રીતિનો અવધિ નહોતો, એ પ્રણયની પરિસમાપ્તિ નહોતી અને એ અનુરાગનો અન્ત પણ નહોતો!

* * *

અનુક્રમે માધવીની અવસ્થા તેર વર્ષની થઇ, એટલે કે, તે વિવાહયોગ્ય અવસ્થામાં આવી પહોંચી. માધવીને નારાયણ સાથે

પરણાવી દેવાની યશોધરાની ઇચ્છા હતી અને તેણે પોતાની એ ઇચ્છા પોતાના પતિને પણ જણાવી દીધી હતી; પરંતુ મધુસૂદને એ વિશે પોતાનો વિરોધ દર્શાવીને કહ્યું કેઃ "નહિ, માધવી નારાયણને પોતાનો સહોદર બન્ધુ જ જાણતી હોવાથી નારાયણ સાથે કોઇ કાળે પણ તેનો શરીરસંબંધ થઇ શકે તેમ નથી; કારણ કે, જો નારાયણ સાથે માધવીનો શરીરસંબંધ થાય, તો જનસમાજ આપણી નિન્દા કરે અને આપણે તેમની નિન્દાના વિષય થઈ પડીએ, એ સર્વથા નિર્વિવાદ અને નિશ્ચિત વાર્ત્તા છે અને એટલામાટે આપણાથી આ સાહસ કરી શકાય તેમ નથી."

લોકનિન્દાના ભયથી આપણા આ ભારતવર્ષમાં જેટલા પ્રમાણમાં સર્વનાશ થયો છે અને થાય છે, તેટલા પ્રમાણમાં લોકનિન્દાના ભયથી અન્ય કોઈ પણ દેશમાં સર્વનાશ થયો નથી અને થવાનો પણ નથી. એ સજીવન પિશાચિકા લોકનિન્દાથી ભયભીત થઇને નારાયણ સાથે માધવીનો શરીરસંબંધ ન કરી આપતાં મધુસૂદને એક અન્ય યોગ્ય વરને શોધીને તેની સાથે માધવીને પરણાવી દીધી. આવો પ્રસંગ આવીને ઉપસ્થિત થવા છતાં પણ લજ્જાના યોગે નારાયણ પોતાના મુખથી કંઇ પણ બોલી શક્યો નહિ. તેણે પોતાના અંતરની વેદનાને અંતરમાં જ છુપાવી રાખી. નારાયણનો માધવીમાં કેવો અને કેટલો આંતરિક પ્રેમ હતો અને માધવીની મનોહારિણી મૂર્ત્તિને પોતાના હૃદયમન્દિરમાં સ્થાપીને તે તેની કેવા અવર્ણનીય ભાવથી પ્રેમપૂજા કરતો હતો, એ વિશેની કોઇના મનમાં કશી પણ કલ્પના હતી નહિ. કિન્તુ માધવીનું એવું તો મન્દ ભાગ્ય હતું કે તેના લગ્નને હજી તો ત્રણ માસનો જ અવધિ થયો હતો એટલામાં તો તેનો પતિ આ નશ્વર વિશ્વને ત્યાગીને પરલોકવાસી

થઇ ગયો અને શ્વસુરાલયમાં નિવાસ કરવાનો પ્રસંગ જ તેને પ્રાપ્ત ન થયો; સારાંશ કે, તે આ સંસારમાં અન્ય સર્વ દુ:ખી જીવો કરતાં અધિક હતભાગિની તથા દુ:ખિની આર્ય બાળવિધવા થઈ ગઇ!

યશોધરાએ પોતાની એક માત્ર પુત્ર તુલ્ય પુત્રીને બાળ વિધવા થયેલી જોઇને કપાળ કૂટી કૂટીને પાષાણભેદક આક્રોશ તથા વિલાપ કર્યો અને પોતાની માતાના એ હૃદયવેધક રોદનને સાંભળીને માધવી પોતે પણ અશ્રુધારાથી પોતાના મુખને ધોવા લાગી. પરંતુ માધવી પોતે શા કારણથી રોતી હતી, એનું માધવીને પોતાને કશું પણ જ્ઞાન હતું નહિ. માધવીના કપાળમાંથી વિધાતાએ સ્વામિસમાગમ-જન્ય સુખના લેખને સદાને માટે ભૂંસી નાખ્યો હતો અને માધવી વિધવા થઇ હતી, એ વાર્ત્તાને જાણવા છતાં પણ તેની જન્મદાત્રી માતા યશોધરા પોતાની એક માત્ર સ્નેહસુવર્ણપ્રતિમાને વિધવાનો વેષ પહેરાવી શકી નહિ; અર્થાત્ માધવીનાં હસ્ત, કંઠ તથા નાસિકામાંના સૌભાગ્યદર્શક અલંકારો અને ઉત્તમ વસ્ત્ર આદિ માધવીના શરીરપર જેમનાં તેમજ કાયમ રહ્યાં. ખરેખર આવી સજીવન સુવર્ણ-પ્રતિમાને વૈધવ્યવારિધિમાં વિસર્જન કરી દેવાનું સાહસ કોનાથી કરી શકાય વારૂ?

જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ સર્વ જનો અભાગિની માધવીના વૈધવ્યને ભૂલતા ગયા. માધવી પોતે પોતાના પતિને જાણતી પણ નહોતી અને ઓળખતી પણ નહોતી; તેમજ તેનું મન કેવળ નારાયણમાં જ નિમગ્ન થયેલું હોવાથી વૈધવ્ય શબ્દનો શો અર્થ થાય છે, એ પણ તે જાણતી નહોતી. અર્થાત્ શોકના પ્રસંગને બે ચાર દિવસ થયા ન થયા ત્યાં તો તે સકલ શોકને ભૂલીને પાછી પૂર્વ પ્રમાણેજ મધુહાસિની તથા આનન્દોન્માદિનીના

સ્વરૂપમાં દૃષ્ટિગોચર થવા લાગી. પરંતુ નારાયણ પોતાના આનન્દ તથા હાસ્યવિનોદને સર્વથા ભૂલી ગયો હતો. માધવીના સુખની જે અનિવાર્ય તથા શાશ્વત હાનિ થઇ હતી, તેને તે સારી રીતે જાણતો હતો. 'માધવીને મેળવવાની અને આ જીવનમાં સુખી થવાની આશા રાખવી તે દુરાશા માત્ર છે !' એ વિચારથી નારાયણનાં હૃદયબળ, આશા તથા તૃષ્ણા આદિ સર્વ વિકારો ચૂર્ણ વિચૂર્ણ થઇ ગયાં અને તેથી તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે:'માધવીના સમાગમસુખ વિના આ જીવનનું અન્ય કંઇ ફળ છે ખરૂં કે ?' પરંતુ સરળહૃદયા અને સરળપ્રાણા માધવી આમાંનું કંઇ પણ જાણતી નહોતી. 'કદાચિત્ મારી શોકાતુરતા તથા વિષણ્ણતાને જોઇને માધવીના હૃદયમાં આઘાત થશે;' એ ભીતિથી નારાયણ પોતાના હૃદયની યાતનાનો કોઇવાર ભૂલે ચૂકે પણ માધવી સમક્ષ પ્રકાશ થવા દેતો નહોતો. નારાયણ અને માધવી પૂર્વ પ્રમાણે જ સાથે રમતાં હતાં, સાથે ભણતાં હતાં અને સાથે જ વસતાં હતાં. એવી રીતે બીજો પણ ત્રણેક વર્ષનો કાળ સરિતાના જળપ્રવાહ પ્રમાણે વહી ગયો અને એ વેળાયે માધવી ષોડષવર્ષીયા બાળા થવાથી સંપૂર્ણ યૌવનના વસન્તઋતુમાં વિહરવા લાગી. માધવીના યૌવનકાલિક અલૌકિક રૂપ તથા લાવણ્યની છટા સર્વથા અવર્ણનીય દેખાવા લાગી. પૂર્ણજ્વાલામય દીપકની શિખામાં જેવી રીતે અનેક પતંગો આવી પડે છે, તેવી રીતે તેના રૂપ તથા લાવણ્યમાં અનેક પુરુષોની દૃષ્ટિ આવીને પડવા લાગી; અર્થાત્ જે કોઇ પણ પુરુષ તેના અપ્રતિમ સૌન્દર્યને જોતો હતો, તે તત્કાળ તેના સૌન્દર્યમાં આસક્ત થતાં મુગ્ધ તથા ઉન્મત્ત થઇ જતો હતો. માધવીના અતુલનીય લાવણ્યના દર્શનથી સુંદરી સ્ત્રીઓ પણ મોહમુગ્ધ થઇ જતી

હતી, તો પછી તેના લાવણ્યના સાક્ષાત્કારથી પુરુષો મુગ્ધ થાય, એમાં તો આશ્ચર્ય જ શું હોઇ શકે વારૂ ? હવે માધવી પણ પોતાની પરિસ્થિતિને સારી રીતે જાણવા લાગી હતી અને તેથી તેના મુખમંડલમાં વિલસતી ચિર હાસ્યછટા વિષાદના સ્વરૂપમાં પરિણત થઇ ગઈ હતી. તેનાં માતાપિતાએ હઠથી તેને પરણાવી દઇને તેનો કેટલી સીમા પર્યન્ત સર્વનાશ કરી નાખ્યો હતો, એ હવે તેઓ પણ જાણવા લાગ્યાં હતાં. હવે માધવી મર્મપૂર્વક પોતાના અંતઃકરણમાં જાણતી થઈ હતી કે: ' જો નારાયણના સમાગમનો આનન્દ ન હોય, તો મારાં જીવન, પ્રાણ અને મન આદિ સર્વ શૂન્ય સમાન છે ! ' છતાં હાય ! નારાયણના ઇચ્છિત સંસર્ગસુખને મેળવવાનો તેના માટે કોઈ પણ માર્ગ હતો નહિ; તેની એ આશા આકાશકુસુમ સમાન, વંધ્યાપુત્ર સદૃશ હતી અને તેથી તેના હૃદયમાં એક પ્રકારની અખંડ ચિન્તાજ્વાળા પ્રજ્વલિત રહ્યા કરતી હતી.

એક દિવસ સંધ્યાસમયે નારાયણ ક્યાંક બહાર ગયો હતો ત્યાંથી ગૃહપ્રતિ પાછો ફર્યો હતો. તે માર્ગમાં ચાલ્યો આવતો હતો તે વેળાયે સર્વત્ર અંધકારનો અધિકાર થતો જતો હતો. એવામાં કોઇ બે મનુષ્યો તેની પાસેપાસે ચાલ્યા જતા હતા અને કાંઇક વાર્ત્તાલાપ પણ કરતા જતા હતા. તે બે મનુષ્યોમાંના એક મનુષ્યના મુખમાંથી પોતાના નામનો ઉચ્ચાર થયેલો સાંભળીને નારાયણ કાંઇક ચમકીને ત્યાંજ ઉભો રહી ગયો અને પોતાના મનમાં વિચારવા લાગ્યો કે: ' એ મનુષ્યો અવશ્ય કાંઈ પણ મારી ચર્ચા ચલાવતા હોવા જોઇએ; કારણ કે, નહિ તો તેમને મારા નામને ઉચ્ચારવાનું શું કારણ હોય વારૂ ? ' તે મનુષ્યોનાં મુખમંડળો અંધકારમાં દૃષ્ટિગોચર ન થવાથી તેમના પરસ્પર સંભાષણને સાંભળી લેવામાટે નારાયણ અત્યંત

મૃદુ ચરણથી તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તેમનામાંના એક મનુષ્યે પોતાના બીજા સાથીને સંબોધીને કહ્યું કે: " મેં કહ્યું તે તમારા સમજવામાં આવી ગયું કે નહિ ? બાબત આવી ગોટાળાવાળી છે. " એ સાંભળીને બીજા મનુષ્યે તેના વાદનો પ્રતિવાદ કરીને કહ્યું કે: " ભાઇ, કૃપા કરીને હવે પછી આવી વાત કરશો નહિ; કારણ કે, મધુસૂદનની દુહિતા માધવી એક અત્યન્ત શુદ્ધચરિત્રા અને પવિત્ર બાળા છે એટલે તેના હસ્તથી આવો દુરાચાર થાય, એ માનવામાટેની મારી મનોદેવતા તો મને ના અને ના જ પાડે છે ! " પ્રથમ મનુષ્યે પુનઃ કહ્યુ કે: " અગ્નિ સમક્ષ મૂકાયલું ઘૃત પોતાની કઠિનતાને કેટલીકવાર સુધી ટકાવી શકે તેમ છે વારૂ ? એક તો માધવીની લાવણ્યછટા સ્વાભાવિક જ અપૂર્વ તથા અનુપમછે અને તેવામાં વળી તે અત્યારે યૌવનના મદમાં આવી લાગી છે. અર્થાત્ આવી પરમ લાવણ્યમયી તથા નવયૌવના સુંદરી વિધવા થાય અને તે મરણપર્યન્ત પવિત્રચરિત્રા તથા નિષ્કલંકિની રહી શકે, એ કદાપિ સંભવેજ નહિ. અત્યારે કદાચિત્ માધવી પવિત્ર હશે, પરંતુ તેની એ પવિત્રતા નારાયણના સંસર્ગમાં કેટલા દિવસ ટકી શકશે, એનો કશો પણ નિશ્ચય કરી શકાય તેમ નથી. ખરેખર નારાયણના સદ્ભાગ્યનો અવધિ થયેલો જ કહી શકાય; કારણ કે, સદ્ભાગ્ય વિના આવી રંભાપ્રતિસ્પર્ધિની રમણીના સતત અને એકાન્ત સમાગમનો લાભ કોઈ પણ પુરુષને મળવો શક્ય છે ખરો કે ? અર્થાત્ મારી એવી દૃઢ માન્યતા છે કે, હવે અલ્પ કાળમાંજ અવશ્ય નારાયણના હસ્તથી માધવીના વૈધવ્યવ્રતનું ખંડન થઈ જશે અને માધવી નારાયણની શય્યાભાગિની પ્રણયિની થશે ! "

તે મનુષ્યના આ શબ્દો સાંભળતાંજ બાણથી વીંધાયલા મનુ-

ષ્યની જેવી અવસ્થા થાય છે, તેવીજ નારાયણની અવસ્થા થઈ ગઇ. તે પોતાની આસપાસ ચારે દિશામાં કેવળ અંધકાર અને અંધકારનોજ સાક્ષાત્કાર કરવા લાગ્યો. અત્યાર સુધી જે વિચારનો કદાપિ તેના હૃદયમાં ઉદય થયો ન હોતો, તે વિચારનો હવે અત્યારે અત્યંત વેગ પૂર્વક તેના હૃદયમાં ઉદય થયો. તે પોતાના મનમાં વિચાર કરતો કહેવા લાગ્યો કે: “ અહા! લોકોનો કેવો દુષ્ટ સ્વભાવ ! તેઓ દેવી તુલ્ય પવિત્રપ્રાણા માધવીના પવિત્ર નામને કલંકિત કરે છે અને મને પણ આટલી સીમા પર્યન્ત નીચ તથા ઇન્દ્રિયલોલુપ માની બેઠા છે. આવા નીચ જનો જે કાંઈ પણ ન બોલે અને જે કાંઇ પણ ન માની લે, તે ઓછુંજ છે. અસ્તુ: લોકો ભલે તેમની ઇચ્છામાં જે કાંઇ આવે તે બક્યા કરે; પરંતુ હું પોતે એવો નીચ અને અનીતિમાન્ પુરુષ નથી. એટલે મારે વિષાદ માનવાનું કાંઈ પણ કારણ નથી. મારી પોતાની એ દુષ્ટ જનો ગમે તેવી અને ગમે તેટલી નિન્દા કિંવા નિર્ભર્ત્સના કરશે, તે મારાથી સહી શકાશે; પરન્તુ તેઓ માધવીને કુલટાના નામથી ઓળખે, એ તેમની નીચતા મારાથી કદાપિ સહી શકાય તેમ નથી. જો ભવિષ્યમાં કોઇ પણ એવા મનુષ્યના મુખથી માધવીની નિન્દા મારા સાંભળવામાં આવશે, તો મારી વિવેકબુદ્ધિ તથા સહિષ્ણુતાનો લોપ થતાં મારા હસ્તથી કોણ જાણે શું સાહસ થઇ જશે, એની અત્યારે મારાથી કલ્પના માત્ર પણ કરી શકાય તેમ નથી ! આવેશમાં ને આવેશમાં કદાચિત્ મારા હસ્તથી કોઇનો ઘાત પણ થઈ જાય ! ! ” નારાયણ એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે અંધકારમાં આગળ વધીને ગૃહપ્રતિ જવાને ચાલતો થયો. શું કરવું અને શું ન કરવું, એ વિશેનો તે પોતાના મનમાં તત્કાળ કાંઈ પણ નિશ્ચય કરી શક્યો નહિ. તેણે એક દીર્ઘ અને

ઉષ્ણ નિઃશ્વાસ નાખીને કહ્યું કે: " હાય ! દૈવના કોપથી સુખનો રંગ અચાનક કેવો બદલાઈ ગયો ! પરમાત્માએ આટલીબધી અવકૃપા શા કારણથી કરી હશે અને અભાગિની માધવીની તેના ક્યા પાપના પરિણામે આવી ભયંકર દુર્દશા થઇ હશે, એની લેશ માત્ર પણ કલ્પના કરી શકાતી નથી ! પરમાત્માની માયા અગમ્ય છે અને અજ્ઞેય છે ! ! ! "

* * *

નારાયણ ગૃહમાં આવીને પોતાની શય્યામાં પડી રહ્યો. 'આજે મારી પ્રકૃતિ કાંઇક અસ્વસ્થ છે;' એવું નિમિત્ત બતાવીને તેણે ભોજન પણ ન લીધું. માધવી તેની પ્રકૃતિની અસ્વસ્થતાની વાર્તા સાંભળીને તેના શયનગૃહમાં આવી અને પ્રેમ તથા આદર દર્શાવતી તેને પૂછવા લાગી કે: " સખા નારાયણ, તમારી પ્રકૃતિમાં શી અસ્વસ્થતા થઈ છે, તે જણાવશો ? "

નારાયણે પોતાનાં નેત્રોને બંધ રાખીને દુઃખદર્શક સ્વરથી કહ્યું કે: " ના, અત્યારે અધિક અસ્વસ્થતા કાંઇ પણ નથી. એ તો જરાક માથું દુખી આવ્યું છે અને તેથી જીવ કાંઇક ગભરાય છે. "

માધવીએ પોતાના સુકોમળ કરને નારાયણના કપાલપર રાખીને મંજુલ સ્વરથી કહ્યું કે: " જો તમારૂં માથું એટલું બધું દુઃખતું હોય, તો હું અહીં બેસીને તમારૂં માથું દબાવીશ એટલે માથાનો દુઃખાવો અને મનનો ગભરાટ તરત જ દૂર થઈ જશે. "

માધવીના એ શબ્દો સાંભળતાંજ નારાયણના મનમાં એક પ્રકારનો વિલક્ષણ સંશય ઉદ્દભવ્યો અને તે સંશય ઉદ્દભવતાંજ નારાયણે અત્યાર સુધીમાં કોઈ વાર પણ ન દર્શાવેલી નિષ્ઠુરતા દર્શાવી; એટલે કે, અપ્રીતિસૂચક ભાવથી તેણે પોતાના કપાલપરથી માધવીના

હસ્તને દૂર કરીને અત્યંત ભયદર્શક સ્વરથી કહ્યું કે: “ નહિ, નહિ; માધવી ! તું મારા શરીરને કદાપિ હસ્તસ્પર્શ કરીશ નહિ ! જા, અત્યારે અને આ ક્ષણે જ મારા શયનમન્દિરમાંથી નીકળી જા; બહાર ચાલી જા ! ”

માધવીએ નારાયણની આવી નિષ્ઠુરતાને કદાપિ ન અનુભવેલી હોવાથી તે આશ્ચર્યચકિત થઇને વિસ્ફારિત નયનોથી નારાયણના મુખમંડળને જોઈ રહી અને તેના ચંદ્ર સમાન મુખમંડળમાં ધીમે ધીમે વિષાદમેઘનું આવરણ આવવા લાગ્યું. તેનાં ત્રિલોલ લોચનોમાંથી અશ્રુધારાનું વહન થવા લાગ્યું અને તેના હૃદય–આકાશમાં શોકરૂપ અંધકારનો વિસ્તાર થઈ ગયો. આવી અવસ્થામાં તે કેટલીકવાર સુધી ત્યાં નિસ્તબ્ધ ભાવથી ઉભી રહી અને ત્યાર પછી પોતાના મુખમાંથી એક પણ શબ્દ ન ઉચ્ચારતાં નેત્રોને લૂછતી મંદગતિથી નારાયણના શયનમન્દિરમાંથી પ્રયાણ કરી ગઇ.

‘ માધવીના હૃદયમાં આજે મેં અસહ્ય આઘાત કર્યો છે ! ’ એ વિચારથી નારાયણનું હૃદય વિદીર્ણ થવા લાગ્યું; પરંતુ તે સર્વથા નિરુપાય હતો. તેને પરમેશ્વરે શા કારણથી આવી અગાધ ચિન્તામાં નાખી દીધો હતો, એ તેના વિના બીજું કોઈ પણ જાણી શકે તેમ નહોતું.

ગૃહનાં સમસ્ત મનુષ્યો નિદ્રાવશ થયાં અને જેમ જેમ નિશાદેવીનો અધિકાર કાળનો અધિક અતિક્રમ કરતો ગયો, તેમ તેમ સમસ્ત નગરનાં નરનારી જનો શય્યામાં પડીને નિદ્રાનો આસ્વાદ લેવા લાગ્યાં. ગૃહમાં તથા નગરમાં સર્વત્ર નિસ્તબ્ધતાનું જ સામ્રાજ્ય વ્યાપી ગયું; પરંતુ હતભાગી નારાયણના મનમાં એક પ્રકારની અનિવાર્ય ચિન્તાની જ્વાલા જાગેલી હોવાથી તેને પોતાની શય્યા કંટકશય્યા સમાન

ભાસવા લાગી અને એક નિમેશ માત્રને માટે પણ તેનાં નેત્રોમાં નિદ્રાનો આવિર્ભાવ ન થયો. તેણે સમસ્ત રજની જાગરણ તથા ચિન્તામાં જ વીતાડી દીધી અને અંતે તે એવા નિશ્ચયપર આવ્યો કે: "હવે આ ગૃહનો અને આ દેશનો ત્યાગ કરી દેવો; અહીંથી પલાયન કરવું અને માધવીની દૃષ્ટિથી દૂર થવું, એજ એક માત્ર કલ્યાણનો માર્ગ છે. જો હવે હું વધારે દિવસ આ નગરમાં અને આ ગૃહમાં રહીશ, તો અવશ્ય દુષ્ટ જનો માધવીના પવિત્ર નામને કલંક લગાડશે અને તેની યથેચ્છ નિન્દાના વ્યવસાયનો આરંભ કરી દેશે; અર્થાત્ હું જો અહીંથી ચાલ્યો જઈશ, તો પછી કોઇ પણ મનુષ્ય માધવીની નિન્દા કરી શકશે નહિ અને તેની વિરુદ્ધ એક પણ શબ્દ ઉચ્ચારી શકશે નહિ. માધવી એક અત્યન્ત બુદ્ધિમતી, વિદુષી, વિવેકિની, ધર્મપ્રાણા અને સાધ્વી બાળા હોવાથી, જો હું અહીંથી પ્રયાણ કરી જઇશ, તો ધર્મના માર્ગમાં દૃઢ રહીને બ્રહ્મચર્યમાંજ પોતાના જીવનને વીતાડી દેશે, એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ; કારણ કે, સાધારણ સ્ત્રીઓ પ્રમાણે તે દુર્બલ હૃદયની રમણી નથી; કિન્તુ તેના હૃદયમાં અસીમ બળ ભરેલું છે અને તેથી તે ધર્મના માર્ગથી કદાપિ ચ્યુત થવાની નથી, એવો મારો દૃઢ નિશ્ચય છે. કદાચિત્ સૂર્યમાં અંધકાર અને ચન્દ્રમાં ઉષ્ણતાના આવિર્ભાવનો સંભવ માની શકાય, પરંતુ માધવી કુલટા થાય, એ તો કદાપિ ધારી પણ ન શકાય ! અર્થાત્ તેને અહીં ગૃહમાં ત્યાગીને ચાલ્યા જવામાં કોઇ પણ પ્રકારની આપત્તિ નથી અને તેથી હું સર્વથા નિશ્ચિન્ત છું, નિર્ભય છું !! મારા અહીંથી પ્રયાણ કરી ગયા પછી હું તેની દૃષ્ટિએ પડીશ નહિ એટલે સમયના જવા સાથે મને તે ભૂલી જશે અને સુખમાં કે દુઃખમાં પોતાનું

જીવન વીતાડી શકશે. પરંતુ જો હું અહીંજ રહીશ, તો મને જોઇને તે નિરન્તર પોતાના અંતરમાં બળ્યા કરશે અને મારી આંતરિક વેદના પણ અસહ્ય થઇ પડશે. અધૂરામાં પૂરૂં વળી દુષ્ટ લોકો નાના પ્રકારની નિન્દા કરતા રહેશે, એ તો વધારામાં જ! આવી પરિસ્થિતિમાં ગૃહત્યાગ વિના હૃદયશાન્તિ તથા જીવનકલ્યાણનો મને બીજો કોઇ પણ ઉપાય દેખાતો નથી. મારાથી હવે કોઈ પણ ઉપાયે આ નગરમાં અને આ ગૃહમાં તો રહી શકાય તેમ છે જ નહિ; કારણ કે, અહીં રહેવાથી કદાચિત્ હું પાગલ અથવા ગાંડો થઇ જઈશ. જો સંન્યાસી થઇને હું નાના દેશ, વન, પર્વત અને પ્રાંતરોમાં ભ્રમણ કરતો રહીશ, તો અવશ્ય કોઇ દિવસ પણ માધવીને ભૂલી જવાના મારા પ્રયત્નમાં મને વિજય મળી શકશે અને સંન્યસ્તાવસ્થામાં કોઇ દિવસ પણ મારા હૃદયને અખંડ શાન્તિની પ્રાપ્તિ થઇ શકશે."

આ પ્રમાણેના નિશ્ચયપર આવ્યા પછી તેના મનમાં એક અન્ય પ્રશ્ન આવીને ઉપસ્થિત થયો અને તે એ કે: 'માધવીને અજ્ઞાનમાં રાખીને જ ચાલ્યા જવું કે માધવીની આજ્ઞા તથા અનુમતિ લઇને ગૃહનો ત્યાગ કરવો?' એ પ્રશ્ન વિશે વિશેષ ઉહાપોહ કરતો તે વળી મનોગત કહેવા લાગ્યો કે: 'જો હું મારા પ્રયાણની વાર્તા માધવીને જણાવ્યા વિના જ અહીંથી ચાલ્યો જઈશ, તો માધવી મને હૃદયહીન, મમતાહીન, પ્રેમવિહીન અને નરરાક્ષસ જ માની લેશે, એ નિર્વિવાદ છે; અને તે મને આવો નરપિશાચ માની લે, એ મારાથી કોઈ પણ પ્રકારે સહી શકાય તેમ નથી; અર્થાત્ મારા પ્રયાણ કિંવા પલાયનની વાર્તા હું બીજા કોઇને નહિ કહું; પણ માધવીને તો મારે એ વાર્તા જણાવવી જ પડશે; કારણકે, માધવીની અનુમતિ વિના અહીંથી ચાલ્યા જવામાટે મારાથી એક ડગલું પણ આગળ ભરી શકાય તેમ નથી."

આવા પ્રકારના અંતિમ નિર્ધારપર આવીને નારાયણે બીજે દિવસે માધવીને એકાન્તમાં બોલાવીને એ સમસ્ત વાર્ત્તા જણાવી દીધી અને માધવીએ તેની સમસ્ત વાર્ત્તા ગભીર ભાવથી સાંભળી લીધી; પરંતુ નારાયણની એ વાર્ત્તા સાંભળીને માધવીએ પોતાના મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ; કિન્તુ તે પોતાના ઉભય નેત્રોમાંથી ઉષ્ણ નીરની વેગવતી ધારાને વર્ષાવવા લાગી. કેટલીકવાર પછી પોતાના તે અશ્રુજળને વસ્ત્રાંચલવડે લૂછી નાખીને તે સ્થિર દૃષ્ટિથી નારાયણના મુખચન્દ્રનું અવલોકન કરવા લાગી. એ વેળાયે માધવીના શુભ્ર મુખમંડળમાં શોક તથા સંતાપજન્ય લાલિમાનો અધિકાર વ્યાપી ગયો હતો અને તેની શ્વાસોચ્છવાસક્રિયામાં પણ કેટલુંક પરિવર્ત્તન થઇ ગયું હતું.

નારાયણ તેને અત્યંત દુઃખદર્શક સ્વરથી કહેવા લાગ્યો કે: " માધવી, મેં તને સમસ્ત વાર્ત્તા જણાવી દીધી છે અને જે કાંઈ સમજાવવાનું હતું તે પણ સમજાવી દીધું છે એટલે હવે વિશેષ કહેવા કે સમજાવવા જેવું કાંઇ પણ રહ્યું નથી. અર્થાત્ આપણી ભયંકર પરિસ્થિતિનો વિચાર કરીને તું પોતાના હૃદયને વજ્ર સમાન કઠિન કરી લે અને મને પ્રયાણની આજ્ઞા આપી દે. તું બુદ્ધિમતી, વિદુષી તથા વિચારશીલા હોવાથી તને વિશેષ કાંઈ પણ કહેવું એ તારૂં અપમાન કર્યા સમાન હોવાથી હવે હું તને વધારે કાંઇ પણ કહેવા ઇચ્છતો નથી ! "

માધવીએ માત્ર એટલાજ શબ્દો ઉચ્ચાર્યા કે: " નારાયણ, તમારી જવાની જ ઇચ્છા હોય, તો ભલે આનન્દથી જાઓ ! " એથી વિશેષ તે કાંઇ પણ બોલી નહિ અને એટલું બોલીને તે ત્યાંથી સત્વર ધીરગંભીર ગતિથી પ્રયાણ કરી ગઈ.

માધવીના ગયા પછી નારાયણે પુનઃ પોતાના હૃદય સાથે વિચારયુદ્ધનો આરંભ કરી દીધો; પરંતુ એ વેળાયે પણ અંતે તો તે દેશત્યાગના નિશ્ચયપરજ આવીને અટક્યો. ઉષઃકાળથી પણ કિંચિત્ પૂર્વે કે જે વેળાયે સર્વજનો નિદ્રામાં પડેલાં હતાં તે વેળાયે નારાયણ પોતાની શય્યામાંથી ઉઠ્યો અને કોઇના જાણવામાં ન આવી શકે તેવી રીતે નિઃસ્તબ્ધતાથી ગૃહમાંથી બહાર નીકળી ગયો. પરંતુ માધવી પણ આખી રાતનું અખંડ જાગરણ કરીને નારાયણના શયનમન્દિરની બાજૂના પોતાના શયનમન્દિરમાં તેનું ધ્યાન રાખતી બેસી રહી હતી એટલે તેણે નારાયણનાં ચરણોનો ધ્વનિ સાંભળ્યો અને તે ધ્વનિ સાંભળતાં જ તે પણ પોતાના શયનમન્દિરમાંથી બહાર નીકળીને કોઇ પણ પ્રકારનો શબ્દ ન થવા દેતાં નીરવતાથી નારાયણની પાછળ પાછળ ચાલવા લાગી.

દિવસના સમયમાં ગુપ્ત રીતે નાવિકોને મળીને ત્યાંથી પલાયન કરવામાટે નારાયણે એક નૌકા ભાડે કરી રાખી હતી એટલે અત્યારે તે સિન્ધુતીરપ્રાન્તમાંના નૌકાઘાટ પ્રતિ જવાને જ નીકળ્યો હતો. જે વેળાયે તે નૌકાઘાટપર આવી લાગ્યો, તે વેળાયે રાત્રિ શુક્લ પક્ષની હોવાથી ચંદ્રિકાનો સર્વત્ર વિસ્તાર થયેલો હતો અને સર્વત્ર જાણે ચાંદી જ પાથરી દીધેલી હોયની! એવો જ જોનારને ભાસ થયા કરતો હતો. ચંદ્રની ચંદ્રિકામાં ઉભેલી માધવી દેવીની પ્રતિમા સમાન દેખાતી હતી. નારાયણ નૌકામાં ચઢ્યો અને તેની આજ્ઞાથી નાવિકોએ નૌકાને ચલાવવાની તૈયારી કરી, તે ક્ષણે માધવીએ તીરપ્રાંતમાં આવી નારાયણને ઉદ્દેશીને અત્યંત દુઃખદર્શક તથા ગંભીર કિન્તુ વીણાવિનિન્દિત સ્વરથી કહ્યું કે: "મારા જીવનના એક માત્ર વિશ્રામ અને મારા અસ્તિત્વના એક માત્ર આધાર,

મારા બાલ્ય સખા નારાયણ, મારા ચાર શબ્દો સાંભળી લીધા વિના જ મને વિરહની અસહ્ય જ્વાલા તથા વિયોગની અસહ્ય વેદનામાં નાખીને અહીંથી સદાને માટે દૂર થવાની અને અન્ય સ્થાનમાં ચાલ્યા જવાની તમારી ઇચ્છા હોય, તો ભલે આનન્દથી પ્રયાણ કરો!" ઇત્યાદિ. નારાયણ તે બાળાના આ ઉપાલંભાત્મક ઉદ્દગારોને સાંભળતાંજ તત્કાળ નૌકામાંથી તીરપ્રાન્તમાં આવ્યો. એ પછી નારાયણ અને માધવીનો જે દીર્ઘ સંવાદ થયો અને અંતે નારાયણ પોતાના મનની નિર્બળતાને દર્શાવીને દેશત્યાગના ઉદ્દેશથી ચાલ્યો ગયો, એ સર્વ ઘટના પ્રથમ પ્રકરણમાં આપણા જાણવામાં આવી ગયેલી હોવાથી હવે આપણે ત્યાર પછીની ઘટનાઓના અનુસંધાનમાં આગળ વધીશું.

## પ્રકરણ ૩ જું

### ચૂડાકર્મ અને વિધવાવેષ

માધવીએ નારાયણના દેશત્યાગ કિંવા પલાયનની વાર્ત્તા કોઇને પણ જણાવી નહિ. પ્રભાતમાં જ નારાયણ ગુરુકુલ કિંવા છાત્રશાળામાં વિદ્યાભ્યાસમાટે ચાલ્યો જતો હતો એટલે પ્રભાતમાં તેને ગૃહમાં ન જોવાથી મધુસૂદન તથા યશોધરાના મનમાં કોઇ પણ પ્રકારની ચિન્તાનો ઉદ્દભવ ન થયો; પરંતુ મધ્યાન્હકાળ વીતી જવા છતાં પણ તે પાછો ઘેર ન આવ્યો અને ભોજનનો સમય પણ વીતી ગયો એટલે પછી તે દંપતીના મનમાં ચિન્તાનો ઉદ્દભવ થયો. મધુ-

સૂદન નારાયણને શોધવામાટે ગુરુકુલમાં ગયો, પરંતુ ત્યાં જતાં તેના જાણવામાં આવ્યું કે, તે દિવસે નારાયણ પાઠશાળામાં ગયો જ નહોતો. ત્યાં આવા સમાચાર મળવાથી મધુસૂદન નારાયણના બેસવાનાં જે કેટલાંક અન્ય સ્થળો હતાં તે સર્વ સ્થળોમાં ભટક્યો, પણ નારાયણનો તેને ક્યાંય મેળાપ થયો નહિ તેમજ તેના વિશે કાંઇ સમાચાર પણ તેના સાંભળવામાં આવ્યા નહિ. અંતે નિરાશ તથા હતાશ હૃદયથી તે પાંછો પોતાને ઘેર આવી લાગ્યો.

મધુસૂદન તથા યશોધરા નારાયણને પોતાનો જ પુત્ર માનતાં હતાં એટલે નારાયણની આ અદૃશ્યતાથી તેઓ શોકના સમુદ્રમાં ડૂબી ગયાં અને નાના પ્રકારના શુભ તથા અશુભ તર્ક વિતર્ક કરવા લાગ્યાં. અત્યાર સુધી તેમણે માધવીને નારાયણ વિશે કાંઇ પણ પૂછ્યું નહોતું અને માધવી પ્રતિ ધ્યાન પણ દોડાવ્યું નહોતું, એટલે હવે તેમની દૃષ્ટિ માધવી પ્રતિ વળી અને તે સાથે જ માધવીના નિરંતર હાસ્યવિલસિત મુખમંડળમાં વિષાદની જે કૃષ્ણ છટા વ્યાપી ગઇ હતી, તે સ્પષ્ટતાથી તેમના જોવામાં આવી ગઈ. માતાપિતાએ જાણી લીધું કે: "નારાયણ ક્યાં ગયો છે અને ક્યાં નહિ, એ માધવી અવશ્ય જાણતી હોવી જોઇએ." તેમણે માધવીને પૂછ્યું કે: "માધવી, નારાયણ ક્યાં ગયો છે એ તું જાણે છે ખરી કે?" એના ઉત્તરમાં માધવીએ અનિચ્છા પૂર્વક જણાવ્યું કે: "નારાયણ ક્યાં ગયા છે અને ક્યા નહિ એ વિશે હું કાંઇ પણ જાણતી નથી, એટલે એ વિશે મને કાંઈ પણ પૂછવાની આવશ્યક્તા નથી!" પરંતુ જ્યારે મધુસૂદન તથા યશોધરાએ તેને અનેક પ્રકારના સમવિષમ પ્રશ્નો પૂછવા માંડયા અને તેના મુખમાંથી સત્ય વાર્ત્તાને બહાર કઢાવવાનો ભગીરથ પ્રયત્ન કરીને તેને કંટાળો આપવા માંડયો એટલે

પછી અંતે કઠાળીને માધવીએ જણાવી દીધું કે: " નારાયણ પોતાના દેશને તથા ગૃહને ત્યાગી સંન્યાસી થઇને સદાને માટે ચાલ્યો ગયો છે અને તેથી હવે તેને શોધવાનો પ્રયત્ન સર્વથા નિરર્થક છે! "

" હેં! નારાયણ સંન્યાસી થઇને અમને રડતાં મૂકી અહીંથી સદાને માટે ચાલ્યો ગયો છે? " દંપતીએ સમસ્વરથી આ દુઃખ-દર્શક વાક્યને ઉચ્ચાર્યું; પરંતુ માધવી એનું કાંઇ પણ ઉત્તર ન આપતાં ત્યાંથી પોતાના ખંડમાં ચાલી ગઇ.

માધવી ત્યાંથી ચાલી ગઇ એટલે પતિ તથા પત્ની અમુક ભાવ-દર્શક દૃષ્ટિથી એક બીજાના મુખ મંડળને જોવા લાગ્યાં અને એ નેત્રપલ્લવી ભાષાના યોગે જે વિષયનો અત્યાર સુધી તેમના મનમાં વિચાર માત્ર પણ આવ્યો નહોતો, તે વિષયના વિચારનો અચાનક તેમના મનમાં ઉદ્ભવ થતો દેખાયો. એ વિચારનો ઉદ્ભવ થતાં યશોધરા રોતી અને ડૂસકાં ભરતી પોતાના પતિને સંબોધીને કહેવા લાગી કે: " આ સર્વ આપણાં ફૂટી ગયેલાં ભાગ્યનો જ દોષ છે! જો તમે મારી પ્રાર્થનાને માન્ય કરીને તે વેળાયે જ આપણી કન્યા માધવીનો નારાયણ સાથે લગ્નસંબંધ કરી આપ્યો હોત, તો આજે માધવીની આવી દુર્દશા થવાનો અને આપણા સર્વનાશનો આ પ્રસંગ કદાપિ આવત નહિ!! "

મધુસૂદનનાં નેત્રોમાંથી અશ્રુની અવિરલ ધારાનું વહન થવા લાગ્યું અને તે અત્યંત શોકપૂર્ણ સ્વરથી કહેવા લાગ્યો કે: "અહા! હું કેવો મહામૂર્ખ અને અંધશિરોમણિ કે પરમાત્માએ બુદ્ધિ આપેલી હોવા છતાં હું વસ્તુસ્થિતિને સમજી શક્યો નહિ અને બબ્બે નેત્રો હોવા છતાં પોતાના જ લાભને જોઇ શક્યો નહિ! ખરેખર પ્રાણે-શ્વરી! તારી પ્રાર્થનાનો અનાદર કરી આપણી માધવીને અન્યત્ર

પરણાવીને મેં મારાં ચરણોમાં મારા હસ્તથી જ કુઠારનો પ્રહાર કર્યો છે અને મારી એ મૂર્ખતાના પરિણામે જ આજે માધવી વિધવા થઈને અગાધ આપત્તિના અર્ણવમાં આવી પડી છે! અસ્તુઃ જે થયું છે તે ન થયું થવાનું નથી અને આ પ્રમાદ કોઈ કાળે પણ સુધારી શકાય તેવો ન હોવાથી નારાયણે જે કાંઇ કર્યું છે તે વિચાર પૂર્વક અને યોગ્ય જ કર્યું છે, એમ જ અત્યારે હવે મને સ્પષ્ટ જણાય છે."

"એક સુંદરી અને નવયૌવના વિધવાના હૃદયમાં દિવસ અને નિશા કેવા પ્રકારની અસહ્ય ચિન્તા તથા વેદનાનો અગ્નિ પ્રજ્વલ્યા કરે છે અને તેને પોતાના એ મરણ તુલ્ય જીવનનો કેટલી સીમા પર્યન્ત કંટાળો આવી જાય છે, એની કલ્પના જેટલા પ્રમાણમાં તે વિધવા પુત્રીની માતા કરી શકે છે, તેટલા પ્રમાણમાં એની કલ્પના કઠિન હૃદયના પિતાથી કરી શકાતી નથી અને તેથી જ આપના મુખમાંથી અત્યારે આ ઉદ્‌ગારો નીકળતા સંભળાય છે! હાય! મારી માધવીનો અવતાર ધૂળમાં મળી ગયો!" આમ બોલતી યશોધરા ડૂસકાં ભરતી ભરતી ત્યાંથી ઉઠીને અન્યત્ર ચાલી ગઈ.

યશોધરાના ગયા પછી મધુસૂદન પોતાના મનમાં વિચાર કરતો મનોગત કહેવા લાગ્યો કેઃ "નારાયણે જે કાંઇ પણ કર્યું છે, તે પરિસ્થિતિનો સંપૂર્ણ વિચાર કરીને યોગ્ય જ કર્યું છે. જો નારાયણ અહીંજ રહ્યો હોત અને તેના તથા માધવીના એકત્ર નિવાસનું કાંઇ ભયંકર પરિણામ આવત, તો જનસમાજમાં મારા કુળની નિન્દા થતી સાંભળવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં સંસારમાં અમો દંપતી મુખ બતાવવાને યોગ્ય પણ રહેત નહિ અને આત્મહત્યા કરીને મરી જવાનો અવસર પણ કદાચિત્ આવી લાગત! ખરેખર

પરમાત્માએ નારાયણને દેશને ત્યાગી સંન્યાસી થઇને અહીંથી સદાને માટે ચાલ્યા જવાની બુદ્ધિ આપીને મારા પર તથા મારી સતી સાધ્વી સ્ત્રીપર તેમજ સર્વથી વિશેષ અમારી વિધવા પુત્રી માધવી પર અગાધ અને અવર્ણનીય ઉપકાર જ કર્યો છે !"

એ દિવસમાંજ નારાયણના દેશત્યાગની વાર્ત્તા શિવસ્થાનનાં સર્વ સ્ત્રીપુરુષોના જાણવામાં આવી ગઇ. આ વાર્ત્તા સાંભળીને કેટલાક લોકોએ પોતાનો એવો અભિપ્રાય દર્શાવ્યો કે: "નારાયણ નિરંતર ધર્મ અને ધર્મની જ વાર્ત્તા કર્યા કરતો હતો એટલે અવશ્ય તે સંન્યાસી જ થયેલો હોવો જોઇએ; કારણ કે, જેનું ધ્યાન ધર્મમાં હોય છે, તે મોક્ષના માર્ગમાં જવાનો જ પ્રયાસ કરે છે." કેટલાક હીનબુદ્ધિ લોકો એમ પણ બોલવા લાગ્યા કે: "તેનાં પિતા માતા ભૂત અને ચુડેલ થઇને અહીં ભમ્યાં કરતાં હતાં તેઓ પોતાના પુત્રને ઉપાડી ગયાં છે !" અને કેટલાકોના મુખથી એવી વાણી પણ નીકળતી સંભળાતી હતી કે: "માધવીની પ્રાપ્તિ ન થવાથી નારાયણ નિરાશ થઈ સિન્ધુના જળપ્રવાહમાં ડૂબી આત્મહત્યા કરીને મરી ગયો છે !"

આડોશી પાડોશીની સ્ત્રીઓ, તરુણ પુત્રીઓ અને પુત્રવધૂઓ નારાયણની અદૃશ્યતા વિશે માધવીને અનેક પ્રકારના પ્રશ્નો પૂછવા લાગી; પરંતુ માધવીએ એવી સ્ત્રીઓના એક પણ પ્રશ્નનું પોતાના મુખથી ઉત્તર આપ્યું નહિ; કારણ કે, અત્યારની માધવી તે અત્યાર સુધીની માધવી નહોતી, અત્યાર સુધીના માધવીમાં મહાવિલક્ષણ પરિવર્ત્તન થઈ ગયું હતું અને તેથી એક સમયની મધુરભાષિણી માધવીએ વાણીવિલાસના સ્થાનમાં કેવળ મૌનનો જ સ્વીકાર કરી લીધો હતો. તેને નિરુત્તર રહેતી જોઇને સ્ત્રીઓએ છેવટે કંટાળીને તેને

એવા પ્રશ્નો પૂછવાના પોતાના વ્યવસાયને ત્યાગી દીધો.

માધવી આજે લગભગ ત્રણ ચાર વર્ષથી વિધવા થઇ હતી, પરંતુ પરણીને તત્કાળ તે વિધવા થયેલી હોવાથી તેનાં માતાપિતાએ તેનો સૌભાગ્યવેષ ઉતરાવ્યો નહોતો અને તેથી તે અખંડસૌભાગ્યવતીના વેષમાં જ રહેતી હતી. યશોધરા પોતાની એક માત્ર પ્રાણાધિકા પુત્રીને વિધવાવેષ પહેરાવવાની હિંમત કરી શકી નહોતી, અને 'હું વિધવા હોવાથી મારે આ સધવાના શૃંગારનો પરિત્યાગ કરવો જોઇએ;' એવો વિચાર માધવીના મનમાં પણ કદાપિ આવ્યો નહોતો. વિધવા કોને કહે છે અને વૈધવ્ય. શબ્દનો શો અર્થ થાય છે, એની અજ્ઞાતયૌવના માધવીને કલ્પના માત્ર પણ હતી નહિ. તે જેવી પૂર્વે હતી તેવી જ અત્યારે પણ દેખાતી હતી. પરંતુ નારાયણના દેશત્યાગે તેની એ સમસ્ત અવસ્થામાં ભયાનક પરિવર્ત્તન કરી નાખ્યું અને તેથી માધવીએ એક દિવસ અશ્રુપૂર્ણ નયનોથી પોતાની જનની યશોધરાને પૂછ્યું કે: "માતા, હું વિધવા છું ખરી કે નહિ?"

પુત્રીનો આ પ્રશ્ન સાંભળીને માતાના શરીર તથા હૃદયમાં કંપનો ભયંકર આવિર્ભાવ થયો અને તેનાં નેત્રો જલપૂર્ણ થઈ ગયાં. જે માતાની છાતીપર આવી પૂર્ણયૌવના અને પરમા સુન્દરી કન્યા નિશા અને દિવસ પ્રજ્વલિત ચિતા પ્રમાણે ભડભડ ધ્વનિ પૂર્વક બળ્યા કરતી હોય તેવી માતા વિના યશોધરાની હૃદયવેદનાની કલ્પના અન્ય કોઇ પણ સ્ત્રી કિંવા પુરુષથી કરી શકાય તેમ નથી. યશોધરા ભૂમિ ભણી મુખને આનત કરીને અત્યંત વ્યાકુલતાથી ડૂસકાં ભરી ભરીને રડવા લાગી. પરંતુ માધવીએ પોતાની માતાના એ રોદન કિંવા આક્રોશ પ્રતિ દૃષ્ટિપાત પણ ન કર્યો; પાસે જ ધાન્ય ખાંડવાનું સાંબેલું

પડયું હતું તેને પોતાના હસ્તમાં લઇને તેના આઘાતથી તત્કાળ પોતાના ચૂડાના કટકે કટકા કરી નાખીને ચુડાકર્મ કર્યું અને ત્યાર પછી પોતાના કેશકલાપને મુક્ત કરીને તેને ભસ્મલિપ્ત કરી દીધો ! ત્યાર પછી પોતાના કપાલમાંના સિન્દૂરતિલકને ભૂંસી નાખીને અને પોતાની મૂલ્યવતી સાડીને ફાડી નાખીને તે વિષાદમય હાસ્ય કરતી પોતાની માતાને કહેવા લાગી કે: "માતા, હું વિધવા હોવાથી દીર્ઘકાળથી મારું કપાળ તો બળી જ ગયું છે એટલે હવે સધવા કિંવા અખંડ-સૌભાગ્યવતીના વેષમાં રહેવું મારામાટે ઉચિત છે ખરું કે ? હું બ્રાહ્મણના ગૃહની વિધવા હોવાથી હવે તો વિધવાનો વેષ જ મારી શોભા તથા પ્રતિષ્ઠાને વધારી શકે તેમ છે. જો હું હવે સધવાના વેષને જ ધારણ કરતી રહું, તો લોકો મારી અને તમારી નિન્દા કરે, એ સ્વાભાવિક હોવાથી મારે હવે વિવેકને હૃદયમાં સ્થાન આપીને આ સૌભાગ્યવતીના વેષને ત્યાગવો જ જોઇએ ! પરંતુ માતા, તું આટલી બધી રડે છે શામાટે વારૂ ?"

હાય, માતાના પ્રાણના કષ્ટને મુગ્ધા માધવી ક્યાંથી અને કેવી રીતે જાણી શકે વારુ ? યશોધરાથી પોતાની પુત્રીની આ દુર્દશા વધારેવાર દેખી ન શકાયાથી તે રોતી રોતી ત્યાંથી ચાલી ગઈ. એ જ વેળાયે મધુસૂદન ત્યાં આવી લાગ્યો અને પોતાની કન્યાના વિધવાવેષને જોતાં જ તેના શિરપર જાણે વજ્રનો પાત થયો હોયની ! એવો જ તેને ભાસ થવા લાગ્યો. તે ક્ષણ બે ક્ષણ પર્યન્ત તો આશ્ચર્યચક્તિ તથા દિઙ્મૂઢ થઇને વિસ્ફારિત નયનોથી માધવીના શોકવર્ધક વેષને જોઈ રહ્યો; પરંતુ હૃદયમાં પ્રકટેલી શોકજ્વાળા અસહ્ય થવાથી તે ડાબા હાથથી પોતાની છાતીને દાબી રાખીને ત્યાંથી કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ચાલતો થઈ ગયો. જે પિતાનો

આટલી સીમાપર્યન્ત સર્વનાશ થયેલો હોય, તે પિતા વિના વિધવા માધવીના પિતા મધુસૂદનની મર્મવેદનાની અન્ય કોઈપણ પુરુષથી લેશ માત્ર પણ કલ્પના કરી શકાય, એ સર્વથા અશક્ય તથા અસંભવનીય છે.

પરંતુ માધવી જરા પણ રડી નહિ અને તેનાં નેત્રોમાંથી અશ્રુનો એક પણ બિન્દુ પડ્યો નહિ. તેનાં નેત્રોમાં જળ ભરાયલું હોય, એમ કદાપિ કોઈના જોવામાં આવતું નહોતું; છતાં પણ તે પોતાના હૃદયમાં મૂક મુખથી અસહ્ય કષ્ટને સહન કર્યા કરતી હતી, એ તેના વિષાદની છટાથી કૃષ્ણવર્ણ થયેલા મુખમંડળને જોતાં તત્કાળ સર્વના જાણવામાં આવતું હતું. હૃદયમાં યાતનાની અસહ્ય તથા અનિવાર્ય જ્વાળા પ્રકટેલી હોવા છતાં પણ માધવી કદાપિ નેત્રોમાંથી અશ્રુ વર્ષાવતી ન હોતી. જો તે અશ્રુપાતનો વ્યવસાય કરતી રહી હોત, તો તેના યોગે તેની મનોયંત્રણાની ઘણીજ ન્યૂનતા થઈ જાત; પરંતુ હૃદયની યંત્રણા ઓછી ન થાય અને નારાયણને ભૂલી ન જવાય એટલામાટે જ તેણે અશ્રુપાતના વ્યવસાયનો સર્વથા ત્યાગ કરી દીધો હતો. તેણે બે ત્રણ વાર પોતાના મુખમાંથી માત્ર એટલાજ શબ્દો ઉચ્ચાર્યા કે: “ પરમાત્માએ જ્યારે મારાપર આટલી બધી અવકૃપા કરીને મારા લલાટમાંના સિન્દૂરબિન્દુને ભૂંસી નાખ્યો છે અને મને વિધવા કરી દીધી છે; તો હવે ઈશ્વરદત્ત વૈધવ્યવ્રતનું અખંડ નિષ્ઠાથી યથાર્થ પાલન કરવું અને વિધવાના વેષમાં જ રહેવું, એ મારૂં પરમ કર્ત્તવ્ય છે; કારણ કે, મારા વૈધવ્યવ્રતપાલનમાંજ મારી તથા મારા કુળની પ્રતિષ્ઠા સમાયલી છે ! ”

અહીં કદાચિત્ કેટલાંક પાઠક તથા પાઠિકાઓ એવો પ્રશ્ન

પૂછશે કે, માધવીએ નારાયણના દેશત્યાગની ઘટના પછી ચૂડાકર્મ કરીને વિધવાનો વેષ ધાર્યો હતો, એમ તમોએ આ પ્રકરણમાં દર્શાવ્યું છે અને નારાયણના દેશત્યાગની ઘટનાના સમયમાં તમોએ માધવીને વિધવા તરીકે ઓળખાવીને વિધવાવેષધારિણી બતાવી છે; માત્ર એટલુંજ નહિ, પણ તેનું જે ચિત્ર આપ્યું છે તેમાં પણ તેનો વિધવાવેષ સ્પષ્ટ દેખાઇ આવે છે; તો એ તમારા પોતાના જ કથનમાં પરસ્પર વિરોધ નથી કે શું ? તો એના ઉત્તરમાં અમારે જણાવવું જોઇએ કે, જ્યારથી નારાયણનો દેશને ત્યાગી જવાનો વિચાર નારાયણના પોતાના મુખથી માધવીના જાણવામાં આવ્યો હતો, ત્યારથી જ માધવીનું મન વ્યગ્ર તથા હૃદય ઉદ્વિગ્ન થઈ ગયું હતું અને તેજ રાત્રે તેણે સૌભાગ્યવતીના વેષને ઉતારીને વિધવાના વેષને એટલામાટે ધારી લીધો હતો કે ' જો નારાયણ ન હોય, તો પછી આ સૌભાગ્યવતીનો શૃંગાર શા ઉપયોગનો છે ?' એ કારણથીજ સિન્ધુતીરપ્રાન્તમાં જ્યારે માધવી અને નારાયણનું અંતિમ મિલન થયું. તે વેળાયે માધવી વિધવાવેષમાં આપણા જોવામાં આવી હતી અને તેથી તેનું તે સમયનું ચિત્ર પણ તેજ વેષમાં અપાયલું છે. પરંતુ નારાયણના પ્રયાણ પછી સિન્ધુસ્નાન કરીને જ્યારે તે પાછી ઘેર આવી, તે વેળાયે તેના મનમાં ' જો અચાનક મારા આ વેષપરિવર્ત્તનને મારાં માતાપિતા જોશે, તો તેઓ અવશ્ય એનું કારણ પૂછશે અને આ વેષપરિવર્ત્તન મેં નારાયણના વિયોગના કારણથી કરેલું છે એમ જો તેમના જાણવામાં આવશે, તો તેઓ કદાચિત્ નારાયણની તથા મારી પવિત્રતા વિશે શંકાશીલ થશે; એટલામાટે જે વેષમાં હું અત્યાર સુધી રહી છું તે વેષમાં રહેવું જ અત્યારે તો શ્રેયસ્કર છે ! ' આવા પ્રકારનો વિચાર આવવાથી તેણે

પોતાના પૂર્વ વેષને પાછો ધારણ કરી લીધો હતો. અર્થાત્ માતા-પિતાના ભયથી તેણે પોતાના પૂર્વ વેષને ધારણ તો કરી લીધો, પરંતુ એ સૌભાગ્યવતીના વેષ પ્રતિ તેનો અતિશય તિરસ્કાર થયેલો હોવાથી અને એ સૌભાગ્યનાં ચિન્હોને ધારતાં તેના અંતઃકરણમાં એક પ્રકારની તીવ્ર વેદના થતી હોવાથી તે વધારે દિવસ એ વેષને ધારણ કરી શકી નહિ અને તેથી પોતાની માતા સમક્ષ ચૂડાકર્મ કરીને સદાને માટે માધવીએ સ્થાયિશોકદર્શક વિધવાવેષને પોતાના શરીરપર ધારી લીધો કે જે આપણે પ્રસ્તુત પ્રકરણમાં જોઇ ચૂક્યા છીએ એટલે એ વિશેના વિશેષ વિવેચનની હવે આવશ્યક્તા નથી.

---

## પ્રકરણ ૪ થું
## માધવીની પ્રતિજ્ઞા

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને એક વર્ષ જેટલો કાળ થઈ ગયો, છતાં મધુસૂદન, યશોધરા કિંવા માધવીને નારાયણના કોઇ પણ પ્રકારના સમાચાર મળી શક્યા નહિ. નારાયણ ક્યાં ગયે હતો, કેવી અવસ્થામાં હતો, સજીવન હતો કે મૃત્યુનો ગ્રાસ થઇને આ નશ્વર સંસારને સદાને માટે ત્યાગી ગયો હતો ઇત્યાદિ કાંઇ પણ કોઈના જાણવામાં આવી શકયું નહોતું તેમ ખાસ કરીને તેને શોધવાનો કિંવા તેના એવા કોઇ પણ પ્રકારના સમાચારને મેળવવાનો કોઇએ કશો વિશિષ્ટ પ્રયત્ન પણ કર્યો નહોતો. એ એક વર્ષનો કાળ વીત્યો ન વીત્યો એટલામાં તો શિવસ્થાનના લોકો નારાયણના અસ્તિત્વને

પણ ભૂલી ગયા. પરંતુ મધુસૂદન તથા યશોધરા નારાયણને ભૂલ્યાં નહોતાં; તેમજ જે માધવીના પ્રત્યેક રોમમાં, હૃદયમાં મનમાં અને આત્મામાં કેવળ નારાયણ અને નારાયણનું નામ જ અંકિત થયેલું હતું, તે માધવી તો નારાયણને એક નિમેષ માત્રને માટે પણ ભૂલી શકી નહોતી. મધુસૂદન તથા યશોધરા નારાયણને ભૂલી જાય એ કદાપિ શક્ય નહોતું; કારણ કે, નારાયણના પ્રયાણથી તેમના હૃદયમાં પુત્ર-મરણ સમાન શોકનો આઘાત થયો હતો. જો તેમના ગૃહમાં પૂર્ણ-યૌવના વિધવા પુત્રી માધવી નહોત, તો મધુસૂદન નારાયણને શોધવામાટે સમસ્ત ભારતવર્ષમાં પરિભ્રમણ કરવાને તત્પર થઈ ગયો હોત, એ સર્વથા નિર્વિવાદ હતું; પરંતુ માધવીના કારણથી તે નિરુપાય થયેલો હોવાથી પોતાના દુઃખને પોતાના મનમાં જ શમાવી રાખીને મનમાં ને મનમાંજ બળ્યા કરતો હતો. મધુસૂદન પુરુષ હોવાથી રોતો કિંવા વિલાપ કરતો ન હોતો; પરંતુ યશોધરા અનેકવાર નારાયણનું સ્મરણ કરીને રોવા તથા અશ્રુપાત કરવા મંડી જતી હતી. માધવીએ નારાયણના પ્રણયયજ્ઞમાં પોતાના હૃદયનું બલિદાન આપી દીધેલું હોવાથી તે કદાપિ રોતી નહોતી, કિન્તુ છાતીને વજ્ર સમાન કઠિન કરીને અંતરની વેદનાને અંતરમાં જ રાખી મૂકતી હતી. માધવી આપત્તિમાં તો હતી જ તેવામાં અચાનક એક બીજી એવી ઘટના બની કે તેના યોગે માધવીના શિરપર આપત્તિ મેઘો જ તૂટી પડ્યા.

તે ઘટના એ હતી કે અચાનક શિવસ્થાનમાં એક પ્રકારના પ્રાણઘાતક વિશિષ્ટ જ્વરના ઉપદ્રવનો આરંભ થયો. વૈદ્યો તથા હકીમો એ જ્વરને કાળજ્વરના નામથી ઓળખતા હતા અને એ રોગને સંસર્ગજન્ય તથા કષ્ટસાધ્ય, કિંબહુના અસાધ્ય જ જણા-

વતા હતા. જે શિવસ્થાનમાં પચીસ હજારની વસતિમાં નિત્ય મરણુ પ્રમાણુ બેથી વધારે કદાપિ થતું નહોતું, તે શિવસ્થાનમાં એ કાળ-જ્વરની બાધાથી નિત્ય ત્રીસ, ચાળીસ અને પચાસ સુધીની મરણુ-સંખ્યા થવા લાગી. લોકામાં ત્રાસ અને હાહાકાર વર્ત્તી રહ્યો અને એ રોગ વિશે લોકો નાના પ્રકારના તર્કવિતર્ક કરીને પોતાના નાના પ્રકારના અભિપ્રાયો દર્શાવવા લાગ્યા. સર્વથા અજ્ઞાન અને અશિક્ષિત તેમ જ જાદુ ટોણા અને મંત્રતંત્રને માનનારા લોકો એમ બોલતા હતા કે: " ઢેઢ અને ભંગી જેવા અંત્યજ તથા અસ્પર્શ્ય જાતિના લોકો કૂવા, તળાવ તથા નદીમાં મંત્રેલા દાણા અથવા અડદનાં પૂ. તળાં નાખીને આવા રોગોને ઉત્પન્ન કરે છે એટલામાટે તે લોકોને મારી નાખવા જોઈએ. " તેઓ કેવળ આમ બોલીને જ બેસી ન રહ્યા; કિન્તુ તેમણે કેટલાક ભંગીઓને ભંગીવાડામાં જઇને માર મારીને મારી પણ નાખ્યા. વૈદ્યો તથા હકીમોની એવી માન્યતા હતી કે: " આરોગ્યના નિયમોનું યથાર્થ પાલન ન કરવાથી અને સ્વચ્છતા ન રાખવાથીજ આવા સંસર્ગજન્ય તથા અસાધ્ય રોગોનો ઉદ્ભવ થાય છે અને તેવામાં જો વાતાવરણમાં કાંઈક વિકૃતિ થઇ જાય, તો તો વળી એ રોગ વિશેષ બળપૂર્વક ફાટી નીકળે છે. " બ્રાહ્મણો એમ જણાવતા હતા કે: " યજ્ઞ યાગ તથા વૈદિક ધર્મ-ક્રિયાનો અભાવ થવાથી જ હવે ભારતવર્ષમાં આવા વિઘાતક રોગોનો ઉદ્ભવ થવા માંડયો છે ! " અને દેવીના ઉપાસકો એમ કહેતા હતા કે: " મહિષાસુરમર્દની દેવી ચંડિકાને મહિષનો ભોગ યથાસમય ન આપવાથી આ દેવીનો કોપ થયો છે ! "

સર્વસાધારણ હિન્દુઓની એવી માન્યતા હતી કે: " ભારતવર્ષમાં મુસલ્માનોની રાજસત્તા થતાં ગૌવધનો પ્રચાર થયો છે અને

તે પાપના પરિણામે જ આવા અશ્રુતપૂર્વ અને અદૃષ્ટ રોગોનો ભારતવર્ષમાં વિસ્તાર વધવા માંડયો છે ! ” સર્વસાધારણ મુસલ્માનો દૃઢતાપૂર્વક પોતાનો એવો અભિપ્રાય વ્યક્ત કરતા હતા કે: “હિન્દુ લોકો ખરા ખુદાને ભૂલીને અનેક દેવદેવીઓ તેમજ પાષાણ-પ્રતિમાની સેવા, પૂજા તથા ઉપાસના કરીને કુફ્રને વધારતા રહ્યા છે, તેના પરિણામે જ હિન્દુસ્તાનમાં આવા વિઘાતક રોગોનો ઉદ્ભવ થવા માંડયો છે; એટલે કે, આ ખુદાનો કહર છે, બીજું કાંઈ પણ નથી. ” આવી રીતે એ વિઘાતક અને પ્રાણહારક કાળજ્વર વિશે ભિન્ન ભિન્ન લોકોના ભિન્ન ભિન્ન અભિપ્રાયો જોવામાં આવતા હતા અને તેથી એ રોગના નિવારણમાટેના ઔષધોપચાર, યજ્ઞયાગ, દેવીબલિદાન તથા ખુદાની બંદગી આદિ ઉપાયોનો પણ લોકોએ આરંભ કરી દીધો હતો. આવી રીતે હિન્દુ તથા મુસલ્માનો તેમજ હિન્દુઓમાંના ભિન્ન ભિન્ન દેવતાઓના ઉપાસકો અને ભિન્ન ભિન્ન ધર્મના અનુયાયિજનો જો કે એક બીજાપર દોષનો આરોપ કરતા હતા, છતાં ખૂબી એ હતી કે, કાળજ્વર મહાસર્પે તે સર્વનો સમાન પરિમાણથી ભક્ષ કરવા માંડયો હતો અને તેથી જ્ઞાનિજનોના મુખમાંથી તો એજ ઉદ્ગારો નીકળતા સંભળાતા હતા કે: “ આ બીજા-કશાનું પરિણામ નથી, પણ બુદ્ધિનો દુરુપયોગ કરનારી, સ્વાર્થપરાયણ અને દ્વેષાન્ધ માનવજાતિનાં કેટલાંક અક્ષમ્ય તથા ઘોરતમ પાપકર્મોનું જ પરિણામ છે. કર્મનો વિપાક થયા વિના રહેતો નથી અને મનુષ્યને કર્મનું ફળ અવશ્ય ભોગવવું જ પડે છે; અર્થાત્ પૃથ્વીતલપર પાપાત્માઓનો ભાર જ્યારે અત્યંત વધી જાય છે, ત્યારે પરમેશ્વર મોટાં મોટાં યુદ્ધો તથા આવા પ્રાણઘાતક રોગોને ઉત્પન્ન કરી એ સાધનોદ્વારા મનુષ્યોનો સંહાર કરીને ભૂમિના ભારને ઓછો

કરી નાખે છે. છતાં આવા સમયમાં કાળના ભક્ષ થનારા સર્વ જનો પાપાત્માજ હોય છે, એમ માની લેવાનું નથી; કારણ કે, આયુષ્ય સમાપ્ત થયું હોય, તો ધર્માત્મા પણ આવા સમયમાં કાળને વશ થાય છે અને કેટલાક લોકો તો ભયથી જ મરી જાય છે. એવી રીતે ભયથી મરી ગયેલા મનુષ્યોનું એ મૃત્યુ અલ્પમૃત્યુના નામથી શાસ્ત્રોમાં ઓળખાય છે અને જેમનાં અલ્પમૃત્યુ થયેલાં હોય છે, તેઓ પોતાના અવશિષ્ટ આયુષ્યને ભોગવવામાટે પુનઃ આ સંસારમાં મનુષ્યરૂપે અવતરે છે, એવી આર્યશાસ્ત્રકારોની માન્યતા છે. આવા સમયમાં રોગનિવારણના યોગ્ય ઉપચારો કરવા એ આપણું કર્ત્તવ્ય છે, પરંતુ ઇશ્વરપર વિશેષ આધાર રાખવાથી વિશેષ કલ્યાણ થાય છે; કારણ કે, ઇશ્વરની કૃપા વિના અન્ય સર્વ ઉપાયો તથા ઉપચારો સર્વથા નિરુપયોગી તથા નિષ્ફળ જ નીવડે છે. આવા સમયમાં પરમાત્મા જેની લજ્જા રાખે છે, તેની જ લજ્જા રહી શકે છે અને તેથી પોતાનાં પાપોની ઇશ્વર પાસેથી ક્ષમા માગવી, એના જેવો આ રોગના નિવારણનો બીજો એક પણ ઉપચાર નથી.”

અસ્તુઃ માધવીનો પિતા પાપાત્મા ન હોવા છતાં પણ તેના આયુષ્યની સમાપ્તિ થયેલી હોવાથી એ રોગનો ભોગ થયો અને મરણશય્યામાં પડ્યો. શિવસ્થાનના નામાંકિત વૈદ્યોના ઉત્તમોત્તમ ઉપચારો ચાલતા હોવા છતાં પણ ત્રણ દિવસમાં તેની સ્થિતિ એવી થઈ ગઈ કે, તેને પોતાનો અંતકાળ નિકટમાં દેખાવા લાગ્યો. પોતાના જીવનની આશા તૂટી જવાથી તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ “ જો મારૂં મરણ થશે, તો મારી સતી સાધ્વી અને પતિપ્રાણા પત્ની પણ મારી ચિતામાં બળીને મારી સાથે સ્વર્ગમાં આવશે અને એવી રીતે માતાપિતાનો પરલોકવાસ થવાથી મારી કન્યા માધવી

આ સંસારમાં સર્વથા અનાથા અને અસહાયા થઇ જશે, એટલા-માટે માધવીની યોગ્ય વ્યવસ્થા આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધીમાં અવશ્ય કરી લેવી જોઇએ; નહિ તો પછીથી તેના દુઃખની પરિસીમાજ થઈ જશે !" આવા વિચારથી મધુસૂદને પોતાના એક પિતૃવ્ય-દૂરના કાકા-ને પોતા પાસે બોલાવ્યો અને યશોધરા તથા માધવીના દેખતાં તેને ઉદ્દેશીને અતિશય લીનતા, નમ્રતા તથા આર્જવતાથી કહ્યું કેઃ—

"હરવિલાસ કાકા, આપ વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, સાધનસંપન્ન, ધર્મશીલ, પરોપકારી, પ્રતિષ્ઠિત અને બ્રાહ્મણકુલાવતંસ સદ્ગૃહસ્થ હોવાથી આજે આપને એક પરિશ્રમ આપવામાટે જ મેં મારી પાસે બોલાવ્યા છે. કાળજ્વર સંસર્ગજન્ય હોવાથી આ રોગની જેને બાધા થાય છે તેની પાસે આવતાં લોકો અચકાય છે; છતાં આપ કોઈ પણ પ્રકારના ભય અથવા સંકોચ વિના મારી પાસે આવ્યા છો, એમાટે હું આપને ધન્યવાદ આપું છું અને આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું."

વૃદ્ધ હરવિલાસે અત્યન્ત સભ્યતા દર્શાવીને કહ્યું કેઃ "મધુસૂદન, સંબંધી તરીકે હું તમારો કાકો હોવા છતા આપણે વયમાં સમાન હોવાથી હું તો તમને મારા સહોદર તરીકે જ માનતો આવ્યો છું અને પોતાના સહોદરને સંકટના સમયમાં શક્તિ અનુસાર સહાયતા આપવી એ સહોદરનો ધર્મ છે. જો આયુષ્ય હોય છે, તો સંસર્ગજન્ય રોગ તો શું, પણ યમરાજના દંડનું પણ કંઈ અનિષ્ટ પરિણામ થઇ નથી શકતું અને તેથી મારા મનમાં આ રોગની લેશ માત્ર પણ ભીતિ નથી. તમારે જે કાંઇ પણ કહેવું હોય તે સંકોચ રાખ્યા વિના કહો. તમારી મારાથી બની શકતી સેવા કરવામાટે હું તૈયાર છું."

" હરવિલાસ કાકા, આત્મીય જનો વિષયક આપના આવા સદ્ભાવને જોઇને મારા મનમાં અતિશય આનન્દ થાય છે અને પરમાત્મા પાસેથી હું એટલું જ માગું છું કે, આપને આવાં પરોપકારમય કાર્યો કરવામાટે તે પરમદયાઘન પરમાત્મા ઉદ્દંડ આયુષ્ય આપો અને આપની ધર્મભાવનાને અવિચળ રાખો." આ પ્રમાણે કહીને મધુસૂદને પોતાના વિષયપર આવીને કહેવા માંડયું કેઃ " મને લાગે છે કે, મારા આયુષ્યની પરિસમાપ્તિ થયેલી હોવાથી જ મને આ કાળજ્વરની બાધા થયેલી છે અને હું હવે આ સંસારમાં એક કે બે દિવસનો જ અતિથિ છું, એમ મારી મનોદેવતા મને વારંવાર કહ્યા કરે છે. જીવન અશાશ્વત હોવાથી વિકૃતિ અને મરણ શાશ્વત હોવાથી મનુષ્ય માત્રની પ્રકૃતિ છે એટલે મારા મરણનો મારા મનમાં લેશ માત્ર પણ શોક કિંવા વિચાર નથી તેમજ મારા હસ્તથી એવાં પાપકર્મો પણ થયાં નથી કે જેમના પરિણામે ઇશ્વરના ન્યાયાસન સમક્ષ જતાં મારા આત્માને ભયભીત થવું પડે! અર્થાત્ એ પણ મારી નિશ્ચિન્તતાનું એક પ્રબળ કારણ છે. મારા મનમાં આવી રીતે સર્વ પ્રકારની નિશ્ચિન્તતા હોવા છતાં જે એક પ્રબળ ચિન્તા રહ્યા કરે છે તે એજ છે કે, મારા મરણ પછી મારી અનાથા પુત્રી માધવીની શી સ્થિતિ થશે અને તે પોતાના જીવનને સ્વસ્થતાથી વીતાડી શકશે કે કેમ? કારણ કે, મારૂં મૃત્યુ થતાં આપણા કુટુંબ તથા કુળની ધર્મનીતિને અનુસરીને મારી પત્ની યશોધરા કદાચિત્ સતી થશે અને તેમ થતાં માધવી માતૃપિતૃવિહીના થવાથી સર્વથા અનાથા અને અસહાયા થઈ જશે, એ તો નિર્વિવાદ વાર્ત્તા છે. માધવી એક પરમ સુંદરી તથા નવયૌવના બાળા હોવાથી તેના રક્ષણમાટે અવશ્ય કોઇ પણ એક વડિલની આવશ્યકતા છે અને તેથી મારી

પ્રાર્થના છે કે, અમો દંપતીના સ્વર્ગવાસ પછી એક વડિલ તરીકે આધવીના પાલન તથા સંરક્ષણનો ભાર આપ પોતાના શિરપર ઉપાડી લેશો અને મારા આત્માને શાશ્વત શાન્તિનો સ્પર્શ થવા દેશો. અમો દંપતીના પરલોકવાસ પછી માધવીનો પરમાત્મા વિના અને તમારા વિના અન્ય કોઇ પણ આ સંસારમાં આધાર નથી અને તેથી માધવીના તેમજ મારી અલ્પસ્વલ્પ સંપત્તિ, ભૂમિ તથા આ પર્ણકુટીના સંરક્ષણનો ભાર આપ પોતાના શિરપર ઉપાડવાનું મને જ્યાંસુધી અભિવચન ન આપો, ત્યાં સુધી મારા હૃદયમાં શાંતિ થવાની નથી અને જો આવી જ અવસ્થામાં મારા જીવનનો અન્ત થઇ જશે, તો મરણ પછી મારા આત્માની સદ્‌ગતિ પણ થવાની નથી; એટલામાટે કૃપા કરો અને આ ભારને ઉપાડી લઇને મને ચિન્તાથી મુક્ત કરી દ્યો!"

મધુસૂદનની આ અંતિમ સમયની હૃદયદ્રાવક પ્રાર્થનાથી જાણે પોતાના હૃદયમાં દયા તથા અનુકંપાનો મહાસાગર ઉછળી આવ્યો હોયની! તેવા ભાવને દર્શાવી નેત્રોમાંથી અશ્રુ વર્ષાવતો હરવિલાસ ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "મધુસૂદન, પરમાત્મા કરશે, તો તમારા આ રોગનું નિવારણ થઇ જશે અને માધવીનું સંરક્ષણ તમારા પોતાના હસ્તથીજ થશે. મારી તો પરમાત્માનાં ચરણોમાં એજ પ્રાર્થના છે કે, તે તમને શતાયુ કરે અને તમારી સાધ્વી પત્નીને પણ અવિચળ રાખે. છતાં ધારો કે, જો તમારી ધારણા પ્રમાણેનો જ દુઃખદાયક પ્રસંગ અમારા શિરપર આવી પડશે, તો તમારી પુત્રી માધવીનું હું મારી પોતાની પુત્રી પ્રમાણે જ અત્યન્ત પ્રેમથી પાલન તથા સંરક્ષણ કરીશ; તમારા ગૃહને સંભાળીશ, તમારી અલ્પસ્વલ્પ સંપત્તિનો ધર્મનાં કાર્યોમાં વ્યય કરીશ અને ભૂમિમાંથી જે વાર્ષિક

આવક થશે તેનો તમારી પુત્રીની ઇચ્છાનુસાર યોગ્ય પ્રબંધ કરાશે; એટલે એ વિશેની સમસ્ત ચિન્તાને હૃદયમાંથી દૂર કરીને આત્માને પરમાત્માના ચિન્તનમાં તલ્લીન કરી આત્મકલ્યાણને સિદ્ધ કરવું, એ જ તમારૂં એક માત્ર પરમ કર્ત્તવ્ય છે. તમો એ તો જાણો છો કે, મારી પત્નીનો તો આજે કેટલાંક વર્ષથી પરલોકવાસ થયેલો છે અને પરમાત્માએ પ્રથમથી જ મને સંતાનસુખથી વંચિત રાખ્યો છે એટલે માધવી મારી પોતાની પુત્રી તરીકે આનન્દથી મારા ગૃહમાં પોતાનું જીવન વીતાડી શકશે અને આ વૃદ્ધાવસ્થામાં મને તે દાદા કહીને બોલાવશે એટલે મને પણ સંતાનસુખની ન્યૂનતા કાંઈક પૂરાયલી જણાશે અને મારો આત્મા પણ આનન્દને અનુભવશે. ઇશ્વરની કૃપાથી મારા ગૃહમાં ધનસંપત્તિ, દાસદાસી તથા સુખનાં અન્ય સાધનોની ન્યૂનતા નથી; જો ન્યુનતા હોય, તો માત્ર સંતાનની જ છે અને તે ન્યૂનતા માધવી સમાન લાવણ્યવતી, ગુણવતી, વિદ્યાવતી અને ધર્મવતી કન્યાના મારા ગૃહમાં આવી વસવાથી પૂરાઇ જશે એટલે હું તો મારા સદ્‌ભાગ્યની સીમા થયેલી જ માનીશ. સંક્ષેપમાં હું તમને માધવીને પિતા પ્રમાણે રક્ષવાનું અભિવચન આપુંછું, એટલે એ વિશેનો તમારે હવે કાંઈ પણ વિચાર કરવાનો નથી."

"પરમાત્મા આપનું કલ્યાણ કરો અને અંતે આપને મોક્ષ મળો, એ મારો આપને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે. હવે મારો આત્મા આ દેહરૂપ પિંજરને આનન્દથી ત્યાગશે." એવી રીતે હરવિલાસને આશીર્વાદ આપી મરણોન્મુખ મધુસૂદન પોતાની પુત્રી માધવીને ઉદ્દેશીને ઉભરાઈ જતા વાત્સલ્યથી કહેવા લાગ્યો કે: "મારી પ્રાણાધિકા પુત્રી, મારી પુત્ર કરતાં પણ અધિક પ્રિય દુહિતા માધવી!

આ સંસાર ક્ષણભંગુર હોવાથી અને 'નામ તેનો નાશ' પ્રથમથી જ નિર્માયલો હોવાથી જો મારૂં તથા તારી માતાનું મરણ થાય, તો તું બુદ્ધિમતી તથા જ્ઞાનિની હોવાથી અકારણ શોક, સંતાપ કિંવા ઉદ્વેગને હૃદયમાં લેશ માત્ર પણ સ્થાન આપીશ નહિ અને રોદન કિંવા વિલાપ કરીને તારા દેહને તાવીશ નહિ. તારા સંસાર-સુખનો મારા અવિચારથી જ સંહાર થયો છે, એ હું સારી રીતે જાણુંછું, પરંતુ આ ભૂલ ન સુધારી શકાય તેવી હોવાથી હું મારા એ અપરાધની તારી પાસેથી ક્ષમા માગી લીધા વિના બીજું કાંઇ પણ કરી શકતો નથી અને એટલામાટે મારા હૃદયમાં શોકનો અસહ્ય આઘાત થયા કરે છે. જે થવાનું હતું તે થઇ ગયું છે અને અમો પણ આજકાલમાં તને ત્યાગીને સદાને માટે ચાલ્યાં જઇશું; એટલે હવે તારે આ હરવિલાસ કાકાને જ પોતાના પિતા માની એમની છાયામાં રહેવાનું છે અને પોતાના ધર્મનું યથાર્થ તથા દઢતાથી પાલન કરીને વંશના નામને નિષ્કલંક રાખવાનું છે. તું મારી વિદુષી અને વિવેકિની કન્યા હોવાથી વિશેષ કાંઈ પણ ઉપ-દેશ ન આપતાં હું માત્ર એટલું જ કહુંછું કે, સાંસારિક સુખના મોહને, ઇન્દ્રિયસુખલાલસાના વિકારને અને મનની નૈસર્ગિક ચંચળ-તાને સર્વથા ત્યાગી દેજે અને પરમાત્મમય વૃત્તિ રાખીને ધર્મ, નીતિ, બ્રહ્મચર્ય તથા મનોદઢતાના પાલનમાં હિમાચલ સમાન અચલ રહેજે. તું નિષ્કલંક રહીને અમારી કીર્ત્તિને અમારા મરણ પછી વધારીશ, તો અમારા આત્માઓ સ્વર્ગમાં પણ પ્રસન્ન થશે અને તારા શિરપર આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવશે; અને જો તારી પવિત્ર-તામાં કલંક લાગેલો જોવામાં આવશે, તો અમારા આત્માઓ સ્વર્ગમાં પણ કંપશે અને તારા શિરપર અભિશાપોની વૃષ્ટિ વર્ષાવશે; એ

વાર્તાનું કદાપિ વિસ્મરણ થવા દઇશ નહિ! સંન્યાસી નારાયણ જો કોઈ વાર કુટુમ્બયાત્રા કરવામાટે અહીં આવે, તો તેને અમારા સ્વર્ગવાસના સમાચાર સંભળાવજે અને કહે જે કેઃ 'મારા પિતાએ અંતિમ ઘટિકામાં એ જ ઉપદેશ આપ્યો છે કે, જે સંન્યાસનો તેં સ્વીકાર કર્યો છે, તે સંન્યાસને દીપાવજે અને એવું કૃત્ય કદાપિ કરીશ નહિ કે, જેના પરિણામે 'અતો ભ્રષ્ટસ્તતો ભ્રષ્ટઃ' થવાનો પ્રસંગ આવી લાગે!' મારે હવે પરમાત્માનું ચિન્તન કરવાનું છે એટલે હવે ઐહિક વિષયમાં વિશેષ લક્ષ આપવાની મારી ઇચ્છા નથી!"

મધુસૂદનના ભાષણની સમાપ્તિ થતાં સાશ્રુ નયનથી યશોધરાએ પોતાની પુત્રીને માત્ર એટલુંજ કહ્યું કેઃ "માધવી, જો તારા પિતાના જીવનનો અન્ત થશે, તો પતિવ્રતા સ્ત્રીના ધર્મને અનુસરીને હું પણ સતી થઇશ, એમાં શંકા જેવું કાંઈ છે જ નહિ એટલે જો તું માતૃપિતૃવિહીના થાય, તો તારા પિતાએ તારા સંરક્ષણનો ભાર જે પૂજ્ય વડિલના શિરપર નાખ્યો છે, તે પૂજ્ય વડિલને જ પિતા માનીને તેમની આજ્ઞામાં રહેજે અને તારા પિતાના ઉપદેશ અનુસાર ધર્મમાં દૃઢ રહીને અમારાં નામોને અજવાળજે. તારો ધર્મ અખંડ રહે, એજ આ દુઃખિની માતાનો તને અંતિમ આશીર્વાદ છે."

આ સમસ્ત દૃશ્ય એવા પ્રકારનું હતું કે, વજ્ર સમાન દૃઢ છાતીવાળા પુરુષોનાં હૃદય પણ પીગળી જાય, તો પછી આવા પ્રસંગમાં માધવી જેવી એક કોમલાંગી અને કોમલહૃદયા નવયૌવના બાળા પોતાની દૃઢતાને અવિચળ રાખી શકે, એ કદાપિ સંભવે ખરૂં? માધવીનું હૃદય અતિશય નિર્બળ થવાથી અને દ્રવી જવાથી તેની છાતીમાં ધડક ધડક થયા કરતું હતું અને તેનાં નેત્રોમાંથી શ્રાવણ ભાદ્રપદની મેઘવૃષ્ટિ સમાન અશ્રુવૃષ્ટિ વર્ષ્યા કરતી હતી; છતાં પણ તે વિદુષી

તથા વિચારશીલા હોવાથી હૃદયને કાંઈક દઢ કરીને પોતાનાં માતાપિતાને આશ્વાસન આપતી મૃદુતાથી કહેવા લાગી કે: " મારા પૂજ્ય પિતા અને મારાં પૂજ્યા માતુશ્રી, મારા વિશે તમો કોઇ પણ પ્રકારની ચિન્તા કિંવા અનુશોચનાને તમારાં હૃદયમાં સ્થાન આપશો નહિ. અત્યારે મારા સંરક્ષણનો ભાર તમોએ આ પૂજ્ય વડિલ હરવિલાસ દાદાના શિરપર નાખ્યો છે, તો ભલે હું એમની છાયામાં રહીશ; પરંતુ સર્વનો સત્ય સંરક્ષક તો સર્વશક્તિમાન્ પરમાત્માજ છે અને પરમાત્મા જેવો રક્ષક હોય, તો પછી ભયભીત થવાનું કાંઈ પણ કારણ નથી. હું સુંદરી તથા નવયૌવના હોવાથી કદાચિત્ મોહમુગ્ધા થઇ જઈશ અને મારા ચરિત્રમાં કલંક લાગી જશે, તો તેથી આપણા કુળની કીર્ત્તિ કલંકિતા થશે, એવો તમારા મનમાં ભય કિંવા સંશય રહેતો હોય, તો હું ધર્મ તથા પરમેશ્વરની સાક્ષીથી અત્યારે તમારા સમક્ષ દઢ પ્રતિજ્ઞા કરૂં છું કે, હું આજન્મ બ્રહ્મચર્યવ્રતનું દઢતાથી પાલન કરીને બ્રહ્મચારિણી જ રહીશ અને મારા પ્રાણની આહુતિ આપવાનો અવસર આવશે, તો પણ મોહવિકારને વશ થઇશ નહિ. હવે મારી આ પ્રતિજ્ઞાનું પાલન એજ મારા જીવનનો એક માત્ર ઉદ્દેશ છે; એમ તમારે નિશ્ચય પૂર્વક માની લેવાનું છે. હું હવે વિશેષ બોલવા ઈચ્છતી નથી. "

" માધવી, મારા કુળની શોભાસ્વરૂપા સારસ્વતનન્દિની માધવી ! તું ચિરંજીવિની થા ! તારા વચનમાં મારો સંપૂર્ણ વિશ્વાસ છે અને તેથી તારી આ પ્રતિજ્ઞા સાંભળીને મારો દઢ નિશ્ચય થયો છે કે, તારૂં હૃદય દઢતાને કદાપિ ત્યાગવાનું નથી અને મોહવશ થઇને તું કદાપિ કલંકિની થવાની નથી. એક દિવસ એવો આવશે કે, તારા બ્રહ્મચર્યના તેજથી અંજાઇને મહાવિરક્ત ત્યાગી પુરુષો તથા સંન્યા-

સ્ત્રીઓ પણ તારાં ચરણોની ધૂલિકાને આદરપૂર્વક પોતાના મસ્તક-પર ચઢાવશે અને જે કોઇ પણ પુરુષ તને અસદ્ ભાવનાથી નિહાળશે તેનો સર્વથા ક્ષય થઇ જશે! બ્રહ્મચારિણી બાળા! હવે તારાં માતા-પિતા તારી ચિન્તાથી મુક્ત થયાં છે એટલે મરણની વેળાયે તેમને લેશ માત્ર પણ કષ્ટ થવાનો સંભવ નથી." મધુસૂદને પોતાની દેવી તુલ્ય પુત્રીને આશીર્વાદ આપતાં કહ્યું.

યશોધરાએ પણ આશીર્વાદ આપતાં કહ્યું કે: "સુતા માધવી! આજે પોતાની સર્વ આશાઓનું ધર્મયજ્ઞમાં બલિદાન આપી આવી ભીષણ પ્રતિજ્ઞા કરીને તેં જેવી રીતે માતાપિતાનાં આત્માઓને પરમશાંતિનો સ્પર્શ કરાવ્યો છે, તેવી રીતે દયાઘન પરમાત્મા તારા આત્માને પણ અક્ષય શાંતિનો સ્પર્શ કરાવો, એ તારી માતાનો તને આશીર્વાદ છે."

"તથાસ્તુ! મારાં પૂજ્ય માતાપિતા! તથાસ્તુ!!" માધવીએ બાષ્પરુદ્ધ કંઠથી માતાપિતાના આશીર્વાદનો અંગીકાર કરી લીધો.

સંધ્યા થવામાં હવે અધિક અવકાશ ન હોવાથી હરવિલાસ "મારો સાયંસંધ્યા કરવાનો સમય હોવાથી હું હવે ઘેર જવાની આજ્ઞા ઇચ્છું છું; જો રાત્રિના સમયમાં આવશ્યકતા હોય, તો મને બોલાવજો અને નહિ તો પ્રભાતમાં તો સ્નાન સંધ્યા કરીને હું આ-વીશ;" એ પ્રમાણે કહીને પોતાને ઘેર જવામાટે વિદાય થયો.

હરવિલાસના ગયા પછી વૈદરાજ આવ્યા અને તેમણે મધુ-સૂદનની નાડી જોઇને યશોધરાને જણાવી દીધું કે: "આજની રાત્રિ મહાભયંકર છે, માટે રાત્રિના સમયમાં સાવધાન રહેજો. અત્યારે ઔષધ આપવાની આવશ્યકતા નથી. જો પ્રભાતમાં જ્વર ઊતરી જશે, તો હું નવીન ઔષધિનો પ્રયોગ કરીશ."

જેમ જેમ નિશા વિશેષ વીતવા લાગી, તેમ તેમ મધુસૂદનની સ્થિતિ વધારે અને વધારે ભયંકર થતી ગઇ.

## પ્રકરણ ૫ મું
## વિવિધરંગી હરવિલાસ

મધુસૂદને પોતાની નવયૌવના તથા અનુપમ લાવણ્યવતી વિધવા પુત્રી માધવીને તેની સર્વ પ્રકારની સુરક્ષિતતામાટે જે પુરુષના હસ્તમાં સોંપવાની વ્યવસ્થા કરી હતી, તે વૃદ્ધ બ્રાહ્મણ હરવિલાસ શિવસ્થાનનો એક ધનાઢ્ય, વિદ્વાન, પ્રતિષ્ઠિત અને પુત્રકલત્રહીન ગૃહસ્થ હતો, એટલી વાર્ત્તા મધુસૂદનના મુખથી આપણા જાણવામાં આવી છે; પરંતુ આપણી નવલકથાની આદર્શ નાયિકા માધવી એ વૃદ્ધ પુરુષના વિશેષ સંબંધમાં અને સમાગમમાં આવવાની હોવાથી એ પુરુષના બાહ્ય તથા આભ્યંતર સ્વરૂપથી સંપૂર્ણ રીતે પરિચિત થવાની આપણને આવશ્યકતા હોવાથી પ્રસ્તુત પ્રકરણમાં તેના બાહ્યાભ્યંતર સ્વરૂપના પ્રકાશનોજ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

હરવિલાસ સિન્ધુદેશમાંની સારસ્વત જ્ઞાતિનો એક કુલીન બ્રાહ્મણ હતો અને તેના પૂર્વજો સિન્ધુદેશના એક સમયના બ્રાહ્મણ વંશીય એટલે કે સારસ્વતવંશીય રાજા ચચ્ચના નિકટના સંબંધી હોવાથી તે સમયમાં તેના પૂર્વજોને ત્રણ ચાર ગામ મળેલાં હતાં. પરંતુ ત્યાર પછી મુસલમાનોની રાજસત્તા થતાં તે ગામો તો ચાલ્યાં ગયાં, છતા લગભગ દોઢસો વીઘા જેટલી ભૂમિ અદ્યાપિ તેના અધિકારમાં રહી હતી અને પોતાના પૂર્વજોની જંગમ સંપત્તિ પણ સારા પ્રમાણમાં હરવિલાસના હસ્તમાં આવી હતી. હરવિલાસ સત્તર કે અઢાર વર્ષનો યુવક હતો તે વેળાયેજ તેનાં માતાપિતાનો સ્વર્ગવા-

સ થવાથી તે વિપુલ ધનસંપત્તિનો સ્વતંત્ર અધિકારી થયો હતો. જો કે હરવિલાસ સ્વરૂપસુન્દર, બુદ્ધિમાન્, વિદ્વાન્ તથા વ્યવહાર-દક્ષ યુવક હતો તેમજ તેના જેવીજ સુંદરી તથા બુદ્ધિમતી પત્ની તેના ગૃહને શોભાવતી હતી; છતાં પણ તારુણ્યમાં કેટલાક અધમ પુરુષોના સંગથી અને તેને અંકુશમાં રાખનાર કોઇ વડિલ તેના શિરપર ન હોવાથી હરવિલાસ પોતાની કુલીનતા, પોતાની વિદ્વત્તા તથા પોતાના બ્રાહ્મણધર્મને ભૂલીને મદિરાપાન, માંસાહાર તથા વ્યભિચાર આદિ દુરાચારોના માર્ગમાં ચઢી ગયો હતો. જ્યારથી સિન્ધુદેશમાં અરબોની રાજસત્તાની સ્થાપના થઈ હતી, ત્યારથી અરબોનો એક સૂબેદાર શિવસ્થાનમાં રહેતો હોવાથી શિવસ્થાન જેમ અન્ય વિષયોમાં મહત્ત્વ ધરાવતું હતું, તેમ વેશ્યાઓની વિપુલતાના વિષયમાં પણ શિવસ્થાનની મહત્તા વધવા માંડી હતી; એટલે કે, શિવસ્થાનમાં ભારતવર્ષના ભિન્ન ભિન્ન દેશોની વેશ્યાઓ, ગણિકાઓ તથા નર્ત્તકીઓ મોટી સંખ્યામાં આવીને વસવા લાગી હતી; કારણ કે, સિન્ધુદેશની તે વેળાની એ રાજધાનીમાં એ વારનારીઓનો નિર્વાહ સારી રીતે થઇ શકતો હતો; માત્ર એટલુંજ નહિ, પણ જો ભાગ્ય લડી જાય, તો તેઓ ધનાઢ્ય પણ થઇ જતી હતી. આપણી નવલકથાના સમયમાં જો કે સિન્ધુદેશમાં દિલ્લીના બાદશાહ મુગલવંશાવતંસ જહાંગીરની રાજસત્તા વર્ત્તમાન હતી અને દિલ્લીના બાદશાહનો સૂબેદાર અથવા રાજપ્રતિનિધિ મીરઝા રુસ્તમ જો કે નગર ઠઠ્ઠામાં વસતો હતો; તો પણ પૂર્વ પ્રમાણેજ સમસ્ત સિન્ધુદેશમાં વેશ્યાઓનું મુખ્ય નિવાસસ્થાન તો શિવસ્થાન જ હતું અને અત્યારે પણ શિવસ્થાનમાં વેશ્યાઓ કિંવા વારયોષિતાઓ જેટલી વિશાળ સંખ્યામાં વસે છે, તેટલી સંખ્યામાં સિન્ધુદેશના અન્ય કોઇ પણ નગર કિંવા ગ્રામમાં

વેશ્યાઓ મળવી અશક્ય છે. અત્યારે પણ સેવણની કંજરી સિન્ધુદેશની એક વખણાતી વસ્તુ છે. અસ્તુ: હરવિલાસ યૌવનના આરંભકાળમાં વેશ્યાવિલાસમાં એટલી સીમા પર્યન્ત નિમગ્ન રહ્યા કરતો હતો કે, આઠ આઠ દશ દશ દિવસ સુધી તો ગૃહમાં તેનાં પગલાં પણ થતાં નહોતાં, તો પછી તેની તરુણ પત્નીને પતિસમાગમનો લાભ તો ક્યાંથી જ મળી શકે વારૂ ? તેની તરુણ પત્ની પોતાના પતિના આવા દુરાચારોને જોઇને મનમાં તો બળીને ભસ્મીભૂત થઇ જતી હતી, પરંતુ તે પોતે કુલીન માતાપિતાની પુત્રી તથા પતિવ્રતા હોવાથી પોતાના પતિને કાંઇ પણ કહેતી નહોતી; માત્ર એટલું જ નહિ, પણ હરવિલાસ વેશ્યાના ગૃહમાં પડયો હોય અને ઘેર કોઇ પૂછવા આવે, તો તેની પત્ની ' એ તો બીજે ગામ ગયા છે અને ત્યાંથી બે પાંચ દિવસ પછી આવવાના છે; ' એમ કહીને પોતાના પતિના દુરાચારોને ઢાંકવાનોજ પ્રયત્ન કર્યા કરતી હતી. આવા પ્રકારનાં દુર્વ્યસનોમાં હરવિલાસની સમસ્ત જંગમ સંપત્તિનો જ્યારે નાશ થઇ ગયો અને તેને નિર્ધન થયેલો જોઇને જ્યારે તેના સ્વાર્થસાધક મિત્રોએ તેનો સર્વથા ત્યાગ કરી દીધો, ત્યારેજ હરવિલાસનાં નેત્રો ઊઘડયાં અને પોતાનો પ્રમાદ તેને ભયંકર સ્વરૂપમાં દષ્ટિગોચર થવા લાગ્યો. તે બુદ્ધિમાન્ તથા વિચારશીલ હોવાથી તેણે હવે વેશ્યાગમન તથા મદિરાપાન આદિનો ત્યાગ કરી દીધો અને પોતાની જમીનદારી તથા યજમાનવૃત્તિમાં ધ્યાન પરોવીને ધનનો પુનઃ સંચય કરવા માંડયો.

એ વેળાયે તેની અવસ્થા ત્રીસ વર્ષની થવા આવી હતી. પતિને આવી રીતે અચાનક સુધરી ગયેલો જોઇને તેની પત્નીના હૃદયમાં જે આનન્દ થયો તે સર્વથા અવર્ણનીય હતો. તે હવે પતિના

સમાગમથી આનન્દપૂર્વક સંસારસુખ ભોગવીને પોતાનું જીવન હર્ષપૂર્વક વીતાડવા લાગી. ત્યારે શું હરવિલાસ ખરેખર જ શયતાન મટીને સાધુ થયો હતો? નહિ; કારણ કે, એકવાર વ્યભિચારના ચાખેલા સ્વાદને ભૂલી જવાનું સામર્થ્ય તેનામાં નહોતું અને તેથી તે એકપત્નીવ્રતનું દૃઢતાથી પાલન કરે, એ સર્વથા અશક્ય હોવાથી તેણે હવે પોતાની વ્યભિચારલાલસાને અન્ય રીતે તૃપ્ત કરવાનો માર્ગ શોધી કાઢ્યો. તેના એ માર્ગનો સિન્ધુદેશના તે સમયના સૂબેદાર મીરજા. રુસ્તમ સાથે કેટલોક સંબંધ હોવાથી તે સૂબેદારનો સંક્ષિપ્ત વૃત્તાન્ત આપવાની અહીં આવશ્યકતા છે.

મીરજા. રુસ્તમ ઈરાનના શાહ ઇસ્માઇલ સફવીનો પ્રપૌત્ર, બહરામ મીરજાનો પૌત્ર અને સુલ્તાન હુસેન મીરજાનો પુત્ર હતો. એ રાજવંશીય પુરુષ પ્રથમ કંદહારના દાવર નામક એક પ્રાન્તનો સૂબેદાર હતો, પરંતુ જ્યારે ઉજબકોએ ખુરાસાનને જીતી લીધું, તે વેળાયે તે દેશને ત્યાગીને તે ઇ. સ. ૧૫૯૩ માં હિન્દુસ્તાનમાં આવીને શાહનશાહ અકબરની નોકરીમાં જોડાયો હતો. મહાન્ અકબરના સ્વર્ગવાસ પછી જહાંગીર બાદશાહે તેને 'પંજહજારી' ની પદવી સહિત સિન્ધુદેશનો સૂબેદાર નીમીને નગરઠઠ્ઠામાં મોકલ્યો હતો. એ વેળાયે જહાંગીરે તેને ઇનામ તથા મુસાફરીના ખર્ચ તરીકે બે લાખ રૂપિયા રોકડા આપ્યા હતા અને નગરઠઠ્ઠાની જે કાંઇ પણ આવક થાય તે સઘળી આવક તેણે પગાર તરીકે રાખી લેવી એવો તેને પરવાનો લખી આપ્યો હતો. સારાંશ કે, નગરઠઠ્ઠા તેને જાગીર તરીકે જ આપી દેવામાં આવ્યું હતું.* પરંતુ શાહનશાહ જહાંગીરે દિલ્લીના

* જુઓ મિરજા, કલીચ બેગ કૃત "History of Sindh, Vol. II. P. 126.

સિંહાસનપર આરોહણ કરતાં જ પોતાની પ્રજાના સુખ તથા કલ્યાણ-માટે(૧) જમીનદાર તથા જાગીરદાર લોકો પોતાની હદમાંની રૈયત પાસેથી રાજમુદ્રા(સ્ટૅમ્પ્)તથા જકાતનો કર લે છે, તે લેવાનું તેમણે બંધ કરવું; (૨)મુસાફરો લૂટાતા હોવાથી અને ગામોમાં ધાડ પડતી હોવાથી તેમના રક્ષણમાટે માર્ગોમાં સ્થળે સ્થળે મુસાફિરખાના તથા વાવકૂવા બંધાવવાં; ( ૩ ) વ્યાપારી લોકોના માલને માર્ગમાં કદાપિ ઉઘાડીને જોવો નહિ તેમજ કોઇ પુરુષ મરી ગયો હોય અને તેની સંપત્તિનો કોઈ વારસ ન હોય, તો તેની સંપત્તિને સરકારના ભંડારમાં ભરી દેવાની જે રૂઢિ અત્યારે પ્રચલિત છે તે રૂઢિને બંધ કરીને તે સંપત્તિનો લોકો-પયોગી કાર્યોમાં ખર્ચ કરવો; ( ૪ ) રાજ્યમાં ક્યાંય પણ મદિરાની ઉત્પત્તિ કરવી નહિ અને કોઈએ મદિરા વેચવી પણ નહિ; ( ૫ ) સરકારી નોકરોએ અથવા અન્ય જનોએ બીજાનાં ઘરોને પોતાના ઉપયોગમાટે લેવાં નહિ અને ગુનાહગારોને નાક કાન કાપવાની જે સજા કરવામાં આવે છે તેનો અટકાવ કરી દેવો; ( ૬ ) જમીનદારો અથવા સરકારી નોકરોએ રૈયતની જમીનો પોતે ખેડાવવામાટે કદાપિ લેવી નહિ; ( ૭ ) સઘળાં મોટાં નગરોમાં રોગીઓની સગવડમાટે રુગ્ણાલયો તથા ઔષધાલયો બંધાવીને તેમના ઉપચાર આદિની વ્યવસ્થા કરી આપવી; ( ૮ ) મારા જન્મદિવસથી મારી જેટલાં વર્ષની અવસ્થા હોય, તેટલા દિવસ, પ્રત્યેક ગુરુવાર અને પ્રત્યેક રવિવાર એ દિવસોમાં કોઇએ કોઈ પણ પશુનો વધ કરવો નહિ;(૯)પ્રત્યેક રવિવારે સૂર્યની ઉપાસના કરવી; ( ૧૦ ) ફોજ તથા ખાનગી ખાતામાંના સઘળા નોકરોનો પગાર સવાઈથી લઇને દુપટ્ટા સુધી વધારવો; (૧૧) વતનદારોનાં સઘળાં વતનો તેઓ જેવી રીતે ભોગવતા હોય તેવીજ રીતે ભોગવવાં દેવાં; અને ( ૧૨ ) કિલ્લામાં તથા કારાગૃહમાં જે

ઘણા લાંબા વખતના કયદીઓ પડી રહ્યા છે, તેમને તત્કાળ છોડી દેવા; આવા પ્રકારની બાર આજ્ઞાઓ બહાર પાડેલી હોવાથી સિન્ધુ-દેશની સૂબેદારી આપતી વેળાયે શાહનશાહ જહાંગીરે મીરજા. રુસ્તમને સ્પષ્ટ શબ્દોમાં સૂચના આપી હતી કે: " મીરજા રુસ્તમખાન, હું તમારૂં આટલું ગૌરવ કરીને તમને સિન્ધુદેશના સૂબેદાર નીમું છું; પરંતુ ત્યાં ગયા પછી સિન્ધુદેશને સુધારવાના, ત્યાંની પ્રજાને સુખ તથા સંતોષ તેમજ નિર્ભયતા તથા આનન્દમાં રાખવાના અને પ્રજાનાં સર્વ દુઃખોને દૂર કરી પ્રજાજનોને સંતાન સમાન માનવાના તમારાથી કરી શકાય તેટલા પ્રયત્નો કરજો; પ્રજાને કદાપિ પીડશો નહિ અને જે પદવી તમને આપવામાં આવી છે તેને દીપાવીને મારી કીર્ત્તિ તથા મારા પિતાની નામનાને વધારજો, તો જ મારા હૃદયમાં સંતોષ થશે. હિન્દુ મુસલ્માનના ભેદને મહત્ત્વ આપશો નહિ અને સર્વને સમાન દૃષ્ટિથી જ નિહાળજો એટલે તમારા હસ્તથી કદાપિ અન્યાય કિંવા અત્યાચાર થવાનો સંભવ રહેશે નહિ અને તમો ત્યાંના પ્રજાપ્રિય તથા ન્યાયપરાયણ રાજપુરુષ તરીકે વિખ્યાત થશો!" પરંતુ 'શેઠની શીખામણ ઝાંપા સૂધી' એ કહેવત પ્રમાણે મીરજા રુસ્તમે સિન્ધુદેશમાં આવતાંની સાથે જ પોતાના દુષ્ટ સ્વભાવને દર્શાવવાનો અને શાહનશાહ જહાંગીરના ઉપદેશથી સર્વથા વિરુદ્ધ પ્રકારે વર્ત્તવાનો આરંભ કરી દીધો. મીરજા રુસ્તમમાં ધનલોલુપતા તથા ઇન્દ્રિયલોલુપતા એ બન્ને દુર્ગુણોનો પરિપૂર્ણ નિવાસ હોવાથી એક તરફથી તેણે પ્રજાને નાના પ્રકારે પીડીને દ્રવ્યનો સંચય કરવા માંડયો અને બીજી તરફથી પ્રજાજનોની નવયૌવના તથા સુંદરી સ્ત્રીઓ કન્યાઓ તથા પુત્રવધૂઓને ભ્રષ્ટ કરવાનો ઉપદ્રવ આરંભી દીધો. તેના આવા સ્વભાવથી તેના દરબારમાં દુષ્ટ મનુષ્યો

ઉન્નતિના શિખરપર ચઢવા લાગ્યા અને સત્પુરુષો અવનતિની ગર્ત્તામાં ખડાવા લાગ્યા,

મીરજા રુસ્તમ અથવા સિન્ધુદેશનો નવીન સૂબેદાર આવા સ્વભાવનો પુરુષ છે, એ વાર્ત્તા હરવિલાસના જાણવામાં આવી એટલે હરવિલાસે તેના એ સ્વભાવનો યોગ્ય લાભ લઇ લેવામાટેનો પ્રયત્ન આરંભ્યો. હરવિલાસનો શ્વસુર નગરઠઠ્ઠાનો નિવાસી અને વસૂલાતખાતાનો મુખ્ય અધિકારી હોવાથી પોતાના શ્વસુરદ્વારા મીરજા રુસ્તમ સમક્ષ તેણે એવો પ્રસ્તાવ કરાવ્યો કે: " શિવસ્થાન પ્રદેશના વસૂલાતખાતાના મુખ્ય અધિકારીની જગ્યા મને આપવામાં આવે, તો પાંચ હજાર રૂપિયા નજરાણું આપવા ઉપરાંત બે ત્રણ વર્ષમાં અત્યારે થાય છે તે કરતાં બમણી વસૂલાત કરી આપવાને હું બંધાઉં છું; પણ તે એવી શર્તે કે, ખાનગી રીતે મને બીજી પણ કેટલીક સત્તા મળવી જોઇએ કે જેથી વસૂલાતને વધારવામાટેના યોગ પ્રયત્નો સફલતાપૂર્વક મારાથી કરી શકાય. " આ પ્રસ્તાવ પોતા સમક્ષ મૂકાયા પછી થોડા વખતમાં મીરજા રુસ્તમ શિવસ્થાનમાં આવ્યો અને ત્યાં હરવિલાસે તેને પોતાની વાચાળતા, ખુશામદ, સરભરા તથા રૂપિયાની થેલીના નજરાણાથી એવો તો મુગ્ધ કરી દીધો કે, જે પદને મેળવવાની તેની આકાંક્ષા હતી તે પદ અલ્પ પરિશ્રમથી જ તેને મળી ગયું અને તે શિવસ્થાન તથા તેની આસપાસનાં ગ્રામોના વસૂલાતખાતાનો મુખ્ય અધિકારી થયો. તેની તહનાતમાં સિપાહીઓ રહેવા લાગ્યા અને એ અધિકાર મળવાથી લોકો પણ તેનાથી ડરવા લાગ્યા. દિવસાનુદિવસ હરવિલાસના ગૌરવનો રવિ માધ્યાન્હ સૂર્ય સમાન પ્રચંડ થવા લાગ્યો.

વેશ્યા નારી રૂપજીવિકા હોવાથી અને વેશ્યાઓના જીવનનો

આધાર પરપુરુષના પ્રસંગપર જ રહેલો હોવાથી વેશ્યાના સંગથી કુલીન કુલકામિની કિંવા પતિવ્રતા નારીના પાતિવ્રત્યભંગ કિંવા કુલીન કુમારિકાના કૌમારખંડનના દોષ સમાન દોષ લાગતો નથી અને તેથી શાસ્ત્રકારોએ વેશ્યાગમનની પરનારીગમન સમાન ભયંકર પાતકમાં ગણના કરેલી નથી. આ દૃષ્ટિથી જોતાં જ્યાં સુધી હરવિલાસ વેશ્યાવિહારી હતો, ત્યાં સુધી તેની ભયંકરતા કાંઇક ન્યૂન હતી; કારણ કે, તેના એ દોષનું પ્રતિષ્ઠિત ગૃસ્થોને કાંઇ પણ અનિષ્ટ પરિણામ ભોગવવું પડ્યું નહોતું; પરંતુ હવે હરવિલાસની બાબતઃ દેવનો રંગ બતાવીને અંદરથી દાનવ તરીકે વર્તવાની વૃત્તિ થયેલી હોવાથી તેની ભયંકરતા અવર્ણનીય થઈ પડી. તે પોતાની કેટલીક દૂતીઓદ્વારા તથા કુટ્ટિનીઓદ્વારા કેટલાક પ્રતિષ્ઠિત અને ઉચ્ચ કુળના ગૃહસ્થોના ગૃહની વધૂ, કન્યા તથા વિધવાઓને એક કે બીજા કારણથી પોતા પાસે બોલાવીને તેમની પવિત્રતાને કલંકિત કરતો હતો અને ઇશ્વર, ધર્મ તથા તે સ્ત્રીઓના પતિ, પિતા તથા અન્યાન્ય સંબંધિજનોનો અપરાધી થતો હતો. કેટલીક દુષ્ટ સ્ત્રીઓ પોતાની ઇચ્છાથીજ તેની ઇચ્છાને આધીન થતી હતી એટલે તેવી સ્ત્રીઓ તેના આ અનાચારનો પ્રકાશ ન કરે, એ સ્વાભાવિક જ હતું અને જે સ્ત્રીઓ બળાત્કારે તેની દુષ્ટ ઇચ્છાને આધીન થતી હતી, તેઓ પોતાની લજ્જા તથા પ્રતિષ્ઠાને જાળવવામાટે મૌન ધારીને બેસી રહેતી હતી એટલે હરવિલાસના એ અનાચારનો તત્કાળ પ્રકાશ ન થયો અને બાબતઃ તેણે સાધુતાનો સંપૂર્ણ આડંબર રાખેલો હોવાથી લોકોમાં તેની પ્રતિષ્ઠા દિવસાનુદિવસ વધવા લાગી. વધતાં વધતાં તેનો અન્યાય એટલી સીમા પર્યન્ત આગળ વધી ગયો કે, જમીન વિશે બે કોઈ બે પક્ષની તકરાર થઈ હોય અને તે મુકદ્દમો હરવિલાસ આગળ

આવે, તો જે પક્ષકારના ગૃહની સુંદરી તથા તરુણી સ્ત્રી તેની યથેચ્છ સેવા કરવાને તેની પાસે જાય તેનો મુકર્દમો ખોટો હોય, તોપણ ખરો થઇ જાય અને હકદારનો હક ઢોલ વગાડતો માર્યો જાય ! એવા અભિયોગોમાં તે માત્ર અમુક સ્ત્રીની પવિત્રતાને લૂટીને જ બેસી રહેતો નહોતો, કિન્તુ રિશ્વત પણ સારી રીતે લેતો હતો અને તેથી તેની કામવાસનાની તૃપ્તિ સાથે તેની ધનલોલુપતાની પણ યથેચ્છ તૃપ્તિ થતી હોવાથી અલ્પ સમયમાં જ તે ધનાઢ્ય થઇ ગયો.

જો કે હરવિલાસની એ ધર્મના બાહ્ય આવરણથી ઢંકાયલી પૈશાચિકતાનો જનસમાજમાં પ્રકાશ થયો નહોતો; પરંતુ કેટલીક પરસ્ત્રીઓ સાથે કેટલીક વાર તે પોતાના ગૃહમાં જ ભ્રષ્ટાચાર કરતો હોવાથી તેની ધર્મશીલા પત્ની સમક્ષ તો તેની એ પાપપ્રવૃત્તિનો પરિપૂર્ણ પ્રકાશ થઈ ચૂક્યો હતો અને તેથી તે ધર્મભીરુ નારીના હૃદયમાં અસહ્ય આઘાત થવાથી ગૃહમાં સર્વ પ્રકારનું સુખ હોવા છતાં પણ ચિન્તાના પરિણામે તે દિવસાનુદિવસ અધિકાધિક ક્ષીણ થતી જતી હતી. અંતે તે સાધ્વીના શરીરમાં ક્ષય અથવા રાજયક્ષ્મા નામક પ્રાણઘાતક રોગનો સંચાર થયો અને તે રોગે તે સતીને કાળના કરાલ મુખમાં ધકેલી દીધી. એ સમયમાં હરવિલાસની અવસ્થા ચાળીસ વર્ષની થવા આવી હતી અને તે નિઃસંતાન હતો, તોપણ તેણે બીજીવાર લગ્ન કરી લેવાની ઉતાવળ ન કરી. તેનો સમય પાપકર્મોમાં જ વીતતો ગયો અને અંતે પચાસ વર્ષની અવસ્થા થવાથી તેને કોઇ પોતાની દશ બાર વર્ષની કન્યા આપે તેમ નહોતું અને તે સમયમાં સારસ્વત બ્રાહ્મણોમાં પુનર્લગ્નનો પ્રચાર પણ નહોતો એટલે પુનઃ મંડાયલા થવાનું તેના માટે સર્વથા અશક્ય થઈ પડ્યું. બીજીવારના લગ્નની આશા ન રહેવાથી કામવાસના વિષયક તેનો હડકવા આગળ કરતાં પણ ઘણો વધી ગયો અને તેના સમાગમમાં

આવેલી બે ત્રણ વિધવાઓને ગર્ભપાતનો પ્રસંગ પ્રાપ્ત થતાં તે વિધવાઓના આપ્તજનોએ તે વિધવાઓને માર માર્યો એટલે નિરુપાય થવાથી તે વિધવાઓએ હરવિલાસના પાપકર્મનો પ્રકાશ કરી દીધો અને તેથી હવે જનસમાજમાં તેની નિન્દા તથા અપ્રતિષ્ઠાનો આરંભ થતાં લોકો તેને અવિશ્વાસ તથા તિરસ્કારની દૃષ્ટિથી જોવા લાગ્યા. વ્યભિચાર અને મનુષ્યઘાત એ બે પાપો દીર્ઘકાળ પર્યન્ત કદાપિ ગુપ્ત રહી શકતાં નથી, એવો એક નિયમ છે અને તે નિયમ હરવિલાસના સંબંધમાં પણ સત્ય સિદ્ધ થયેલો દેખાવા લાગ્યો. હરવિલાસનાં આ પાપાચરણોની વાર્તા એક બે વાર મધુસૂદન તથા યશોધરાના સાંભળવામાં પણ આવી હતી, છતાં મધુસૂદને પોતાની પરમસુંદરી નવયૌવના તથા વિધવા પુત્રી માધવીની રક્ષાનો ભાર તેના શિરપર નાખ્યો હતો તેનું કારણ એ હતું કે, તે પોતે અત્યંત પવિત્ર હૃદયનો અને નિષ્પાપ પુરુષ હોવાથી હરવિલાસ વિશે જનસમાજમાં ચાલતા એ પ્રવાદને બહુધા તે અસત્ય જ માનતો હતો અને પોતાના મનમાં તેણે એમ જ ધાર્યું હતું કેઃ "હરવિલાસ કાકાની બાહ્ય ધર્મશીલતા તથા તેમના બાહ્ય આચાર વિચારને જોતાં તેઓ આટલી સીમા પર્યન્ત દુરાચારી તથા પાપપરાયણ હોય, એમ માનતાં મારી મનોદેવતા અચકાય છે. એ તો કેટલીકવાર પરોત્કર્ષાસહિષ્ણુ લોકો દ્વેષના કારણથી ઋષિ મુનિઓની નિન્દા કરતાં પણ ચૂકતા નથી, તો પછી તેઓ હરવિલાસ કાકાની નિન્દા કરે, એમાં શું આશ્ચર્ય હોઇ શકે વારુ? છતાં પણ માનો કે, હરવિલાસ કાકા એવા દુરાચારમાં કોઈ વાર નિમગ્ન થતા હોય, તોપણ તેઓ મારા કાકા હોવાથી માધવી તો તેમના પુત્રની પુત્રી તુલ્ય છે અને પિતા-

મહ પોતાની પૌત્રીમાં કુદૃષ્ટિ રાખે, એ કદાપિ સંભવે જ નહિ, એટલે માધવીને તેમના હસ્તમાં સોંપતાં મારે ભય કિંવા સંશયને હૃદયમાં સ્થાન આપવાનું કાંઇ પણ પ્રયોજન નથી. વળી તેઓ પોતે સાધનસંપન્ન અને સમર્થ પુરુષ હોવાથી મારી આ પર્ણકુટી કિંવા મારી અલ્પસ્વલ્પ ધનસંપત્તિને તેઓ સ્વાહા કરી જાય અને મારી માધવીનો છળ કરે, એ તો કદાપિ કલ્પનામાં પણ ન લાવી શકાય તેવી જ વાર્ત્તા છે એટલે એ વિશે અકારણ ચિન્તા કરવાની લેશ માત્ર પણ આવશ્યકતા નથી." આવા વિચારથી મધુસૂદને હરવિલાસને પોતા પાસે બોલાવ્યો હતો અને માધવીના સંરક્ષણનો ભાર તેના શિરપર નાખ્યો હતો અને તેની પ્રાર્થનાનો હરવિલાસે કેવી પ્રસન્નતાથી સ્વીકાર કરી લીધો હતો, એ આપણે જાણી ચૂકયા છીએ એટલે એ વિશેના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી.

પરંતુ મધુસૂદનની ઉપર્યુક્ત ધારણા સત્ય સિદ્ધ થઇ કે કેમ અને હરવિલાસની રક્ષામાં માધવી અન્તપર્યન્ત સર્વથા નિર્ભય અને નિશ્ચિન્ત રહી શકી કે કેમ, એ ઘટનાઓ આગળ જતાં આપણા જોવા તથા જાણવામાં આવવાની હોવાથી અત્યારે એ વિશેનો ઊહાપોહ અપ્રાસંગિક છે.

અસ્તુ: દિલ્લીશ્વર જહાંગીરની ન્યાયપરાયણતા તથા પ્રજાવત્સલતાને દર્શાવનારી જે એક ઘટના ઉલ્લેખનીય છે તે એ કે, જેની કૃપાથી હરવિલાસને શિવસ્થાનના વસુલાત ખાતાના મુખ્ય અધિકારીની પદવી પ્રાપ્ત થઇ હતી, તે સૂબેદાર મીરજા રુસ્તમના અમાનુષી અત્યાચારોનો પોકાર કેટલાંક વર્ષ પછી જહાંગીરના કાનો સુધી પહોંચવાથી અને 'તરખાનોની હુકૂમતના વખતમાં પ્રજાપર થતા

અત્યાચારો કરતાં પણ મીરજા. રુસ્તમના અત્યાચારો આગળ વધી ગયા છે !' એવી વાર્તા તેના સાંભળવામાં આવ્યાથી જહાંગીરે એક ખાસ ફર્માન મોકલીને તેને તેની પદવીપરથી દૂર કર્યો હતો અને દિલ્લીમાં પાછો બોલાવી લીધો હતો. તેના ગયા પછી સિન્ધુદેશમાં જ્યાં સુધી બીજો સૂબેદાર ન આવે, ત્યાં સુધી કામ ચલાઉ સૂબેદાર તરીકે રાજા સંકર્ષદલાને કાર્ય ચલાવ્યું હતું અને તે પણ હરવિલાસનો મિત્ર હોવાથી હરવિલાસના શ્રેયને તેના અધિકારકાળમાં પણ કાંઇ હાનિ પહોંચી નહોતી. ત્યાર પછી મીરજા. મુસ્તફા.ખા.ન સિન્ધુનો સૂબેદાર થઇને આવ્યો અને તેણે પણ હરવિલાસને તેની કાર્યકુશળતાને જોઇને તેના પદપર કાયમ રાખ્યો. આપણી નવલકથામાંની મધુસૂદનની વ્યાધિગ્રસ્તાવસ્થાની ઘટનાના સમયમાં સિન્ધુનો સૂબેદાર એ મીરજા. મુસ્તફા.ખાન જ હતો.

શિવસ્થાનના વસૂલાત ખાતાનો મુખ્ય અધિકારી કહો, દીવાન કહો, ત્યાંનો સૂબેદાર કહો કે સત્તાધીશ કહો; જે કહો તે હાલ તો હરવિલાસ જ હતો અને તેથી સૂબેદારનો ત્યાં વર્ષમાં એકાદવાર જેટલા દિવસ મુકામ હોય તેટલા દિવસને બાદ કરીએ, તો પછી બાકીના દિવસોમાં તેને પૂછનાર ગાછનાર કોઇ પણ હતું નહિ અને બીજા સર્વ અધિકારીઓ એક કે બીજી રીતે તેના દબાયલા હોવાથી "હરવિલાસને પૂછે તેને પરમેશ્વર પૂછે' એ પ્રમાણેનીજ ત્યાંની સ્થિતિ ચાલ્યા કરતી હતી. હરવિલાસે રાજાના મહાલય સમાન વિશાળભવન પોતાના નિવાસમાટે બંધાવ્યું હતું અને તેમાં સભાગૃહ, વિચારગૃહ, ગુપ્તમંત્રણાગૃહ, શયનગૃહ, સ્નાનગૃહ, ભોજનગૃહ પાકશાળા, દાસગૃહ અને અશ્વશાળા ઇત્યાદિ ભિન્ન ભિન્ન ગૃહોની

વ્યવસ્થા કરવામાં આવી હતી; અને હરવિલાસના એ ભવનમાં ભોગ-વિલાસનાં નાના પ્રકારનાં સાધનોની એટલી તો વિપુલતા હતી કે સૂબેદારના પોતાના આવાસમાં પણ ભોગવિલાસનાં એટલાં સાધનો હશે કે નહિ, એની શંકા જ હતી. પોતાનાં એ સાધનોવડે સૂબે-દારનું, તે જ્યારે શિવસ્થાનમાં આવે ત્યારે, તે એવું તો અલૌકિક આદરાતિથ્ય કરતો હતો કે, સૂબેદાર પ્રસન્ન પ્રસન્ન થઇ જતો હતો અને તેની વિરુદ્ધ સાંભળેલી સર્વ વાર્ત્તાઓને ભૂલી જતો હતો. તે અત્યારસુધી પોતાના પદપર અવિચળ રહી શક્યો હતો, તેનાં અનેક કારણોમાંનું આપણ એક પ્રબળ કારણ હતું. ‘ હાથ પોલો તો દેશ ગોલો ! ’ એ કહેવતમાં પણ વિપુલ તથ્યાંશ રહેલો છે.

હરવિલાસના ભવનમાં જે દાસો હતા તે તેના દાસત્વ સાથે તેના ગુપ્ત સંદેશવાહકનું કાર્ય પણ કરતા હતા અને જે દાસીઓ હતી તેઓ તેની પ્રિયપાત્રીઓ હોવા સાથે તેની દૂતીઓનું કર્ત્તવ્ય પણ બજાવતી હતી અને ગ્રામમાંની કેટલીક એવી તેવી સુંદર સ્ત્રીઓને ભોળવીને પોતાના અન્નદાતા સાથે મેળવી આપતી હતી. હરવિલાસ સદા સર્વદા તરુણી, સ્વરૂપસુન્દરી અને સ્વૈરિણી દાસીઓને જ પોતાની સેવામાં રાખતો હતો અને તેથી કોઇ પણ પ્રૌઢા કિંવા વૃદ્ધા દાસીને તેના ભવનમાં આશ્રય કિંવા વ્યવસાય મળી શકતો નહોતો. માત્ર એક પ્રૌઢા દાસી તેના ભવનમાં હતી અને તેની સાથે હરવિ-લાસનો દીર્ઘકાળનો સંબંધ હોવાથી તથા તે હરવિલાસના સર્વ ગુપ્ત ભેદોને જાણતી હોવાથી તેને તેણે હેતુપુર્વક જ પોતાના ગૃહમાં રાખી હતી અને તેને અન્ય દાસ દાસીઓની અધિકારિણી નીમી હતી. સારાંશ કે, તેના ભવનમાં લગભગ પચીસેક તરુણી અને સુંદરી

દાસીઓનો સમુદાય હોવાથી જ્યારે કોઇ વાર તે પોતાના સભાગૃહમાં રાત્રિના સમયમાં હુક્કો પીતો બેસતો હતો અને એ દાસીઓ નાના પ્રકારનાં વસ્ત્રાભૂષણોથી પોતાનાં શરીરોને શૃંગારીને તેની આસપાસ તેની આજ્ઞાને ઉઠાવવામાટે બેસતી હતી અને તેના મનોરંજનમાટે પોતાના સુસ્વર કંઠથી મધુર સંગીત ગાતી હતી, તે વેળાયે ત્યાં રાજા ઈન્દ્રની સભાનો જ રંગ જોવામાં આવતો હતો. એવા સમયમાં પોતાને ઈન્દ્ર માનીને હરવિલાસ પોતાની દાસીઓને રંભા, ઉર્વશી, મેનકા, તિલોત્તમા અને મોહિની આદિ અપ્સરાઓનાં નામો બોલાવતો હતો અને મર્ત્યલોકમાંજ સ્વર્ગલોકના સુખને અનુભવતો હતો. જેના શિરપર માધવીના રક્ષણનો ભાર નાખવામાં આવ્યો હતો, તે પુરુષ હરવિલાસ આવો વિલાસી અને આવો વિવિધરંગી હતો.

અસ્તુ: હવે આપણે મરણશય્યામાં પડેલા અને મરણની પ્રતીક્ષા કરતા ધર્માત્મા મધુસૂદન, તેની સંકટમા આવી પડેલી સાધ્વી પત્ની યશોધરા અને તેમની કન્યાં માધવીની અવસ્થાનું નિરીક્ષણ કરવામાટે હરવિલાસના આટલા પરિચયથી જ અત્યારે સંતોષ માનીશું; કારણ કે, તેનો વિશેષ પરિચય તો આગળ જતાં થવાનોજ છે.



## પ્રકરણ ૬ ઠ્ઠું

### સતીદાહ !



દ્વિતીય દિવસના ઉષઃકાળમાં એટલે કે જે સમયને 'દેવવેળા' ના નામથી ઓળખવામાં આવે છે તે ઉત્કૃષ્ટ સમયમાં માધવીના જન્મદાતા પિતા મધુસૂદનના અમર આત્માએ નશ્વર દેહને ત્યાગી દીધો અને તે સાથે તેના ઐહિક જીવનનો અંત આવી ગયો. મધુસૂદનનું મરણ થતાં જ તેની સતી સાધ્વી સહધર્મિણી અને માધવીની જન્મદાત્રી માતાએ શોકમાં નિમગ્ન થઇને અશ્રુ વર્ષાવવાને બદલે પોતાના સૌભાગ્યવેશને અવિચલ રાખી સહમરણની ઇચ્છાથી હરવિલાસ, પોતાના અન્ય આપ્ત જનો તથા જાતિબાંધવોને સંબોધીને ગંભીર મુદ્રા તથા ગંભીર વાણીથી કહ્યું કેઃ—

"સનાતન આર્યધર્મના આધારસ્તંભ બ્રહ્મ બાંધવો, આર્ય કુલવધૂ પતિનો પરલોકવાસ થતાં વિધવાના અભદ્ર વેશને ધારણ કરીને આ સંસારમાં કદાપિ નિવાસ કરતી નથી અને પોતાના શાશ્વત અખંડસૌભાગ્યવતીના વેશને કદાપિ ત્યાગતી નથી; એટલે કે, જે આર્ય નારી પોતાના સતીધર્મને સારી રીતે જાણનારી હોય છે, તે આર્ય અબળા પોતાના નાથનું નિધન થતાં ચૂડાકર્મ ન કરતાં સૌભાગ્યવતીના વેશમાં જ પતિની ચિતામાં પ્રવેશ કરીને સ્વામી સાથે જ સ્વર્ગના સન્માર્ગમાં વિચરે છે, એ તો આપ સર્વ સારી રીતે જાણો છો એટલે એ વાર્ત્તા નવીનતાથી આપને સંભળાવવાની આવશ્યકતા નથી. સતીના એ ધર્મને પાળવાનો મારો દૃઢ નિશ્ચય થયેલો હોવાથી

હું આપ સર્વ બાંધવોને પ્રાર્થના કરૂં છું કે, મારા પતિના શબની દહનક્રિયા સાથે મારા સહમરણ અથવા સતીદાહની પણ આપે તૈયારી કરવાની છે; કારણ કે, મારા પ્રાણ પ્રયાણ કરી ગયેલા હોવાથી આ દેહ સજીવન હોવા છતાં મૃત સમાન છે અને તેથી આ મૃતદેહનો અગ્નિદાહ થવો જ જોઇએ!"*

હરવિલાસ તથા અન્ય બ્રાહ્મણોએ સતી યશોધરાની આજ્ઞાને શિરસાવંઘ કરીને કહ્યું કે: "સતી માતા! પોતાના મૃત પતિની જ્વલત્ ચિતામાં બળીને સ્વર્ગારોહણ કરવાનો જ્યારે આપનો આટલી સીમા પર્યન્ત દૃઢ નિશ્ચય થયેલો છે, તો હવે આપના એ પવિત્ર નિશ્ચયને ચલાવવાનો પાપમય પ્રયત્ન કોઇથી પણ કરી શકાય તેમ નથી. અમો સ્મશાનભૂમિમાં ચન્દનકાષ્ઠની વિશાળ ચિતા રચાવીએ છીએ એટલે આપને અન્ય જે કાંઈ પણ તૈયારી કરવાની હોય તે કરી લ્યો."

*સ્ત્રીના પતિની ચિતામાં પ્રવેશ કરીને સજીવન બળી મરવાના કાર્યને સાધારણતઃ સતી, સતીદાહ, સહમરણ, સહગમન, અનુમરણ અને અનુગમન ઇત્યાદિ નામોથી ઓળખવામાં આવે છે. એ કાર્યને દેશભેદથી ભિન્ન ભિન્ન પ્રકારે સિદ્ધ કરવામાં આવે છે. એક જ બળતી ચિતામાં મૃત પતિ સાથે બળી મરવાના વિધિને સહમરણ અથવા સહગમન નામથી ઓળખવામાં આવે છે અને કોઇ પણ કારણથી પતિનો મૃત દેહ પ્રાપ્ત ન થવાથી પતિની પાદુકા આદિ અન્ય વસ્તુ સહિત ચિતારોહણ કરાય છે, તેને અનુમરણ અથવા અનુગમન કહેવામાં આવે છે. પરંતુ શાસ્ત્રમાં એ ઉભય ક્રિયાઓ એક કાર્યવાચક જ છે. સહગામિની અથવા અનુગામિની સ્ત્રીને પતિનું મૃત્યુ થવા છતાં પણ શાસ્ત્રની માન્યતા અનુસાર કદાપિ વિધવા માનવામાં આવતી નથી; અર્થાત્ સહગામિની કિંવા અનુગામિની અબળા તો સદા ત્રૈકાળ સધવા અને અખંડસૌભાગ્યવતી જ હોય છે.

યશોધરાના સહમરણનો આવી રીતે નિશ્ચય થતાં હુરવિલાસે એક મનુષ્યને કાજી પાસે એ ઘટનાના સમાચાર આપવામાટે મોકલ્યો, કેટલાક બ્રાહ્મણોને સિન્ધુના તીરપ્રાન્તમાંની સ્મશાનભૂમિમાં ચિતા રચવામાટે રવાના કર્યા અને કેટલાક બ્રાહ્મણોને મધુસૂદનના શબની સ્મશાનયાત્રાની તૈયારીના કાર્યમાં લગાવી દીધા. યશોધરાના સહમરણની વાર્ત્તા કાજી સાહબને જણાવવાનું કારણ એ હતું કે, ભારતવર્ષમાં વૈદિક તથા પૌરાણિક કાળથી એટલે કે અત્યન્ત પ્રાચીન કાળથી ચાલતા આવેલા સહમરણ અથવા સતીદાહની ધાર્મિક રૂઢિને અટકાવવામાટેની રાજાજ્ઞાઓ મુસલ્માનોના શાસનના સમયમાં પ્રચારિત થઈ હતી; પરંતુ તે રાજાજ્ઞાઓનું કાંઈ પણ વિશેષ ફળ થઈ શક્યું નહોતું. ત્યાર પછી શાહનશાહ અકબરે પણ, તે પોતે એ પૃથાનો પરમવિરોધી હોવાથી, સતીદાહના અસ્તિત્વના નિર્મૂલનનો પ્રયત્ન કર્યો હતો; અને તેથી જોધપુરના રાજકુમારનું મરણ થતાં તે રાજકુમારની પત્નીના સહમરણ વિષયક નિશ્ચયના સમાચાર સાંભળીને તેના નિવારણમાટે દ્રુતગામી અશ્વપર આરોહણ કરી પચાસ માઈલના અંતર પર, જ્યાં સતીદાહનો વિધિ થવાનો હતો ત્યાં, ગયો હતો અને ત્યાં તે સતી દાહને અટકાવવાના કાર્યમાં તેને વિજય પણ મળ્યો હતો. આપણી નવલકથાના સમયમાં આર્યાવર્ત્તનો સર્વસત્તાધીશ સમ્રાટ્ અકબરનો પ્રતાપી કુલદીપક શાહનશાહ જહાંગીર હતો, એતો પ્રારંભમાં જ જણાવેલું છે. અર્થાત્ શાહનશાહ જહાંગીર પણ પોતાના પિતા પ્રમાણે સતીદાહનો વિરોધી હોવાથી તેણે પણ એ પૃથાના અસ્તિત્વને કાઢી નાખવામાટેની એક પછી એક કેટલીક રાજાજ્ઞાઓનો પ્રચાર કરીને એ વિષયનો કાયદો પણ ઘડ્યો હતો. પ્રથમ તેણે એવો હુકમ ફર્માવ્યો હતો કે, ' જે આ કુટુમ્બની માતા

હોય, તે સ્ત્રીની સતી થવામાટેની ગમે તેવી અને ગમે તેટલી પ્રબળ ઇચ્છા હોવા છતાં પણ કોઇ પણ પરિસ્થિતિમાં તેને સહમરણની આજ્ઞા ન જ આપવી.' અને ત્યાર પછી એવું ફર્માન કાઢવામાં આવ્યું હતું કે, 'સહમરણના પ્રસંગે જો બળાત્કારની રંચ માત્ર પણ આવશ્યકતા જણાય, તો તેવા પ્રસંગે અન્ય જનોનો ગમે તેવો આગ્રહ હોય તોપણ સતીદાહ ન થવા દેવો.'×શાહનશાહની આવા પ્રકારની કઠિન આજ્ઞા હોવાથી કાજી સાહબ આવીને યશોધરાની દૃઢતાનું પરીક્ષણ ન કરી લે, ત્યાં સુધી યશોધરાથી પતિની ચિતામાં પ્રવેશ ન કરી શકાય, એ સ્વાભાવિક હતું અને એટલામાટે જ એ સમાચાર કાજી સાહબને પહોંચાડવામાં આવ્યા હતા.

મધુસૂદનના શબને જે વેળાયે સ્મશાનભૂમિમાં લઇ જવામાટે ગૃહમાંથી બહાર કાઢવામાં આવ્યું તે વેળાયે મધ્યાન્હ સમય થયો હતો. ચાર સ્નાત તથા પીતાંબરધર બ્રાહ્મણો શબની શિબિકાને લઇને આગળ ચાલ્યા અને તેની પાછળ શાસ્ત્રવિધાન અનુસાર જેનો સહમરણ વિષયક સંકલ્પ દૃઢ થયેલો હતો એવી સતી સાધ્વી અને પતિપ્રાણા આર્યકુલગૌરવવર્ધિની યશોધરા પોતાના શરીરને ઉત્તમ વસ્ત્ર

× "Jehangir legislated for the abolition of this practice by successive ordinances, At first he commanded that no woman being mother of family should under any circumstances be permitted however willing to immolate herself, and subsequently the prohibition was made entire when the slightest compulsion was required, whatever the assurances of the people might be."

**Vide Tod's "History of the Rajput Tribes."**
**Vol. I. P. 500.**

તથા મૂલ્યવાન્ અલંકારોવડે શૃંગારીને અને લલાટમાં સિન્દૂરના તિલકને આલેખીને હૃદયમાં પતિલોકની કામનાને સ્થિર કરી મુખથી પરમાત્માના નામને ઉચ્ચારતી દ્રુત ગતિથી સ્ત્રીઓના વિશાળ સમુદાયવડે ઘેરાયલી ચાલવા લાગી. અન્ય જનો પણ ભજનકીર્ત્તન કરતાં જતાં હતાં અને તે સમયના એ પ્રભુનામના ઉચ્ચારથી શિવસ્થાનનું સમસ્ત વાતાવરણ નિનાદિત થયેલું દેખાતું હતું. માધવી પણ પોતાની સતી માતાની સાથે જ હતી અને અલ્પ સમયમાં જ માતાપિતાની છાયા તેના શિરપરથી સદાને માટે જતી રહેવાની હોવાથી શોકથી તેની છાતી ફાટી જતી હતી અને તેનાં નેત્રોમાંથી અશ્રુના અસ્ખલિત ધારાનું વહન થયા કરતું હતું.

સતીના ગમનમાર્ગમાં કેટલીક સ્ત્રીઓ પોતપોતાના ગૃહના દ્વારમાં કુંકુમના થાળ લઇને ઊભી હતી અને તે સ્ત્રીઓને જોતાં જ સતી યશોધરા તેમના હૃદયના આશયને સમજી લઇને તે થાળમાંના કુંકુમથી પોતાના હસ્તોને રંગીને તે સ્ત્રીઓના દ્વારપર પોતાની હસ્તમુદ્રાને મુદ્રિત કરી તેમને ઇષ્ટ આશીર્વાદ આપતી હતી. એ કાર્યમાટે માર્ગમાં અટકવાની વારંવાર આવશ્યતા પડતી હોવાથી જ્યાં સુધી એ સતી અને તેનો અનુયાયી લોકસંઘ નગરની સીમામાં રહ્યો ત્યાંસુધી તો તેમના ગમનમાં વિલંબ થતો રહ્યો; પરંતુ નગરની સીમાનું ઉલ્લંઘન કર્યા પછી સત્વર જ તેઓ સ્મશાનભૂમિમાં જઇ પહોંચ્યાં. ગૃહમાંથી નીકળ્યા પછી મધુસૂદનની શિબિકા, સતી યશોધરા તથા અન્ય જનસમૂહને સ્મશાનભૂમિમાં પહોંચતાં એક પ્રહર જેટલો દીર્ઘ સમય વીતી ગયો હતો અને તેથી દિવસના તૃતીય પ્રહરનો અંત થઇને ચતુર્થ પ્રહરનો પ્રારંભ થઈ ચૂક્યો હતો.

સ્મશાનભૂમિ એ વેળાયે સર્વથા અગ્નિશિખામય તથા રક્ત-

વર્ણો થયેલી જોવામાં આવતી હતી; કારણ કે, કાલજ્વરના પરિણામે મનુષ્યો અધિક પ્રમાણમાં મરતાં હોવાથી અત્યારે પણ મૃત સ્ત્રીઓ તથા મૃત પુરુષોની સાત ચિતાઓ પ્રજ્વલિત હતી અને મધુસૂદનમાટે રચાયલી આઠમી ચિતા પ્રજ્વલિત થવાની તૈયારીમાં હતી. મૃત મનુષ્યોને ભસ્મીભૂત કરવામાટે આવેલા મનુષ્યોને જાણે તેઓ સંસારની ક્ષણભંગુરતા કિંવા નશ્વરતાના એક મહાભયાનકરસપ્રધાન નાટકને ભજવાતું જોતા હોયની ! એવો જ ભાસ થતો હતો અને તેથી તેમના મનમાં સ્મશાનવૈરાગ્યનો ઉદ્દભવ પણ થતો હતો. સ્મશાનમાં આવ્યા પછી ચિતાજ્વલનમાં વિલંબ થતો જોઇને સહમરણમાટે આતુર તથા અધીર થયેલી સતી યશોધરાએ હરવિલાસને સંબોધીને કહ્યું કે:—

" પૂજ્ય કાકાજી, દિવસના ચતુર્થ પ્રહરનો આરંભ થઈ ગયેલો હોવાથી સંધ્યાકાળ નિકટમાં આવતો જાય છે, છતાં ચિતાને પ્રકટાવવાના કાર્યમાં વિલંબ શા કારણથી કરાય છે ? "

" સતી, કાજી સાહબ અહીં પધારીને તમારી દૃઢતાની પરીક્ષા કરવાના છે એટલે તેમના આવ્યા વિના અને તેમની આજ્ઞા વિના ચિતાને પ્રજ્વલિત કરીને અમારાથી તમને સહમરણની અનુમતિ આપી શકાય તેમ નથી; એટલામાટે અમો પણ તેમના આવવાની વાટ જોતા બેઠા છીએ અને એ કારણથી જ ચિતાને પ્રજળાવવાના કાર્યમાં વિલંબ કરાય છે. " હરવિલાસે વિનીત ભાવથી ઉત્તર આપ્યું.

" જો કાજી સાહબના આગમનમાં અધિક વિલંબ થવાનો સંભવ હોય, તો કોઇ મનુષ્યને મોકલીને તેમને સત્વર બોલાવવાની વ્યવસ્થા કરો અને તેમની ઇચ્છા પ્રમાણે તેમને આર્ય સતીની દૃઢતાની પરીક્ષા કરી લેવા દો, કારણ કે, પતિદેવના મૃત્યુ પછી અ

શરીરમાં જીવનને ધારવાની અને અકારણ સમયને વીતાડવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી." યશોધરાએ પોતાની આતુરતાનો વાણીદ્વારા પરિચય કરાવ્યો.

હરવિલાસ યશોધરાની આજ્ઞા અનુસાર એક મનુષ્યને નગરમાં કાજી સાહેબ પાસે મોકલવાની તૈયારીમા હતો એટલામાં તો દૂરથી અશ્વા રૂઢ કાજીસાહેબ અને અશ્વારોહી ચાર સૈનિકો સ્મશાનભૂમિભણી આવતા દેખાયા અને તેથી મનુષ્યને નગરમાં મોકલવાની આવશ્યકતા રહી નહિ. થોડી વારમાં જ કાજી સાહેબ તથા સૈનિકો સ્મશાન-ભૂમિમાં આવી પહોંચ્યા અને અશ્વપરથી ઊતરીને તેઓ જે સ્થાનમાં સતી યશોધરા ઊભી હતી તે સ્થાનમાં આવીને સતી સમક્ષ અતિશય મર્યાદા તથા માનદર્શક ભાવથી ઊભા રહ્યા.

કાજી સાહેબ એક વયોવૃદ્ધ અને પ્રભાવશાળી પુરુષ હતા. જેવો તેમના શરીરનો વર્ણ ગૌર હતો તેવો જ તેમના હૃદયનો વર્ણ પણ ગૌર હોવાથી તેઓ શિવસ્થાનવાસિની મુસલ્માન તેમજ હિન્દુ પ્રજામાં સમભાવથી પ્રિય થઇ પડ્યા હતા; કારણ કે, ન્યાયના વિષયમાં તેઓ નિષ્પક્ષપાત હતા અને તે સાથે પરધર્મસહિષ્ણુતાનો ગુણ પણ તેમના હૃદયમાં આકંઠ ભરેલો હતો. તેમની તેજસ્વિની મુખમુદ્રા, તેમનાં વિશાળ પરંતુ શર્માળ નેત્રો અને ઉદર પર્યન્ત લંબાયલી તેમની ફિરસ્તા સમાન શુભ્ર દાઢીને જોઇને સર્વના મનમાં તેમના પ્રતિ એક પ્રકારનો પૂજ્ય ભાવ ઉદ્‌ભવતો હતો. તેમનું નામ રુકનુદ્દીન હતું. રુકનુદ્દીન શબ્દનો 'ધર્મસ્તંભ' અર્થ થાય છે અને ખરેખર તેઓ ધર્મના સ્તંભ જ હતા એટલે કે તેઓ 'યથા નામા તથા ગુણા' હતા, એમ કહેવામાં લેશ માત્ર પણ અતિશયોક્તિ થવાનો સંભવ નથી. સતી યશોધરા સમક્ષ વિનીત ભાવથી ઊભા

રહી અતિશય ગંભીરતા તથા માનદર્શક ભાવથી તેઓ સતીને સંબોધીને કહેવા લાગ્યા કે:—

"દેવી યશોધરા, આપ પોતાના મૃત પતિની ચિતામાં પ્રવેશ કરીને પોતાના સતીધર્મની પૂર્ણતા કરવાને તત્પર થયાં છો, એ સાંભળીને મારા અંતઃકરણમાં અતિશય આનન્દ થયો છે અને હું આપની આ પતિ પરાયણતામાટે આપને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપું છું. આપના શુભતમ કાર્યમાં બાધા નાખવાની કિંવા અકારણ વિલંબ કરાવવાની મારી પોતાની લેશ માત્ર પણ ઇચ્છા ન હોવા છતાં શાહનશાહની આજ્ઞાના પાલનમાટે મારે અનિચ્છા પૂર્વક આપના આ કાર્યમાં વિલંબ કરાવવો પડયો છે અને એમાટે હું આપની ક્ષમા માગું છું. શાહનશાહે હિન્દ જહાંગીર બાદશાહનું એવું ફર્માન છે કે, સતી થનારી સ્ત્રીની પોતાની સંપૂર્ણ ઇચ્છા તથા દઢતા ન હોય, તો તેને ચિતામાં પ્રવેશ કરીને અકારણ બળી મરવાની કદાપિ આજ્ઞા ન આપવી; કારણ કે, કેટલીક વાર એવી ઘટનાઓ પણ બને છે કે, કેટલીક સ્ત્રીઓ પોતાના કુળમાં સતી થવાના ચાલતા આવેલા આચારને જાળવવામાટે પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ નિન્દાના ભયથી તથા આપ્ત જનોના આગ્રહથી બળાત્કારે મૃત પતિની ચિતામાં પ્રવેશ કરીને મરી જાય છે. આવી ઘટનાઓ બનવા ન પામે એટલામાટે જ આપણા દયાળુ શાહનશાહને સતીની પરીક્ષાનો આ નિયમ ઘડવો પડયો છે અને તેથી શાહનશાહ સલામત પણ મારા અભિપ્રાય પ્રમાણે અવશ્ય ધન્યવાદને જ પાત્ર છે. પરિસ્થિતિ આવી હોવાથી હું પ્રથમ આપને એ પ્રશ્ન પૂછવા માગું છું કે, આપ પોતાના આપ્ત જનોના આગ્રહથી કે પોતાની દઢ ઇચ્છાથી જ સહમરણમાટે તત્પર થયાં છો ?"

"અમારા કુળમાં અત્યાર સુધીમાં એક નહિ, પણ અનેક સતી સ્ત્રીઓ પોતાની ઇચ્છાથી જ પતિના મૃત દેહ સાથે બળીને પોતાના સતીત્વપ્રભાવને વિસ્તારી ગઇ છે અને હું પણ આજે મારા મૃત પતિદેવની ચિતામાં પ્રવેશ કરીને મારી ઇચ્છાથી જ દેહ ત્યાગવાને તત્પર થઈ છું. મારાં આપ્તેષ્ટજનોએ મને સતી થવાનો આગ્રહ નથી કર્યો; એટલું જ નહિ, પણ મને કોઇએ એવો ઉપદેશ માત્ર પણ આપ્યો નથી. સતીધર્મને હું સારી રીતે જાણું છું અને હું મારી દૃઢ ઇચ્છાથી જ મારા ધર્મના પાલનમાટે તત્પર થઇ છું એટલે આ વિષયમાં શંકા લાવવા જેવું કાંઇ છે જ નહિ." યશોધરાએ પ્રભાવયુક્ત તથા નિર્ભયતાદર્શક વાણીથી ઉત્તર આપ્યું.

"મેં સાંભળ્યું છે કે, આપની એક વિધવા પુત્રી છે અને તેનો આપ વિના આ સંસારમાં અન્ય કોઇ પણ આધાર નથી; છતાં આપ આવી રીતે મરવાને તૈયાર થયાં છો, તો શું તે અનાથા આત્મજાનો આપના મનમાં કાંઈ પણ વિચાર નથી?" કાજી રુકનુદ્દીને યશોધરાને બીજી રીતે ચળાવવાનો પ્રયત્ન કર્યો.

"કેટલીક વાર એવી ઘટનાઓ પણ બને છે કે, સ્ત્રીને સગર્ભા સ્થિતિમાં મૂકીને સ્વામી સ્વર્ગમાં પ્રયાણ કરી જાય છે અને ત્યાર પછી તે સગર્ભા સ્ત્રી પોતે પણ પુત્ર કિંવા પુત્રીને જન્મ આપતાં પોતાના શરીરને ત્યાગી દે છે; છતાં પણ જો આયુષ્ય હોય છે અને ઇશ્વર રક્ષા કરે છે, તો એવાં અનાથ અર્ભકો પણ શુક્લપક્ષીય ચંદ્રમા પ્રમાણે વૃદ્ધિંગત થતાં રહે છે; માત્ર એટલું જ નહિ, પણ આ સંસારમાં તેઓ નામાંકિત નર કિંવા નારી તરીકેની પોતાની અક્ષય કીર્ત્તિને પાછળ મૂકતાં જાય છે. અર્થાત્ સર્વનો પાલક, પોષક, સહાયક તથા રક્ષક કેવળ ઘટઘટવ્યાપક જગન્નિયંતા જગદાધાર

પરમકૃપાળુ પરમેશ્વર હોવાથી અને તે પરમેશ્વર મારી વિધવા પુત્રીની પણ અવશ્ય રક્ષા કરશે, એવો મારો દૃઢ વિશ્વાસ હોવાથી પુત્રીની ચિન્તાને મેં મારા હૃદયમાં સ્થાન આપ્યું જ નથી." યશોધરાએ અત્યંત સમર્પક ઉત્તર આપ્યું.

"શાબાશ, મર્હબા, આફરીન !" એકેશ્વરવાદી ઇસ્લામધર્મના ઉપાસક કાજી સાહબે યશોધરાના મુખથી પરમેશ્વરની મહત્તાને દર્શાવનાર શબ્દો સાંભળીને ધન્યવાદદર્શક શબ્દો ઉચ્ચાર્યા અને ત્યાર પછી તેઓ તેની વિશેષ પરીક્ષા લેવાના ઉદ્દેશથી કહેવા લાગ્યા કે: "સતી, જ્યાં સુધી આપણા દેહમાં પ્રાણ હોય છે એટલે કે જ્યાં સુધી આપણે સજીવન હોઇએ છીએ, ત્યાંસુધી આપણા દેહના કોઈ પણ ભાગને આગ્નેનો જો કિંચિત્ સ્પર્શ થાય છે, તોપણ આપણો દેહ કંપી જાય છે અને તે ભાગમાં વેદના થવા માંડે છે: તો પછી સજીવન શરીરને અગ્નિમાં બાળવાથી કેટલી અને કેવી અસહ્ય પીડા થવાનો સંભવછે, એ વિશેની કાંઇ પણ કલ્પના આપના મસ્તિષ્કમાં છે ખરી કે ? ઘણીકવાર એવા બનાવો બન્યા છે કે, પતિના મરણથી પ્રેમોન્માદિની થએલી સ્ત્રીઓ સતી થવાને તૈયાર થવા છતાં અગ્નિની ભયંકર જ્વાળાનો પોતાના શરીરને સ્પર્શ થતાં શારીરિક પીડા અસહ્ય થવાથી ચિતામાંથી પાછી બહાર નીકળી આવી છે અને પોતાના એ કુસાહસમાટે તેમને પશ્ચાત્તાપ જ કરવો પડયો છે. સારાંશ એ જ કે, સજીવન દેહવડે કાળના અગ્નિસ્વરૂપને આનન્દથી આલિંગન આપવું, એ ઘટના આપ ધારોછો તેવી સહજ કિંવા સરળ નથી."

સતી યશોધરા કાજી સાહબના આ સંભાષણનું શ્રવણ કરીને તેનો પ્રતિવાદ કરતી શાંત ભાવ તથા શાંત મુદ્રાથી કહેવા લાગી કે: "કાજી સાહબ, જ્યાં સુધી આપણા દેહમાં પ્રાણ હોય છે એટલે કે

જ્યાં સુધી આપણે સજીવન હોઇએ છીએ, ત્યાં સુધી આપણા શરીરના કોઈ પણ ભાગને અગ્નિનો સ્પર્શ થતાં આપણને વેદના થવા માંડે છે અને આપણે કંપી જઇએ છીએ, એ આપનો વાદ યથાર્થ છે; પરંતુ આપના વાદથી એ તો પોતાની મેળે જ સિદ્ધ થઈ જાય છે કે, નિર્જીવ તથા ગતપ્રાણ થયેલા શરીરને અગ્નિના સ્પર્શથી કશી પણ વેદના થવાનો સંભવ હોતો નથી. પતિદેવજ સતી સ્ત્રીના સત્ય પ્રાણ હોવાથી પતિનું નિધન થતાં જ સતી નારીના પ્રાણ દેહમાંથી પ્રયાણ કરી જાય છે એટલે પતિના પરલોકવાસ પછી સતીનું નામ માત્રનું સજીવન શરીર મૃત શરીર સમાન હોવાથી સતીના શરીરમાં અગ્નિના સ્પર્શથી લેશ માત્ર પણ વેદના થતી નથી અને તેથી જ સતી નારી પતિની ચિતામાં પ્રવેશ કરીને પતિના મૃત દેહ સાથે આનન્દથી બળીને ભસ્મીભૂત થઇ જાય છે. જે નારી ચિતારોહણ કર્યા પછી અગ્નિની જ્વાળાથી ભયભીત થઇને ચિતાને ત્યાગી જીવનની આશાથી ચિતામાંથી બહાર નીકળી આવે છે તે 'अतो भ्रष्टा ततो भ्रष्टा' થતાં આ લોકમાં નિન્દાને પાત્ર તથા પરલોકમાં નરકવાસને પાત્ર થતાં ક્યાંયની રહેતી નથી; કારણ કે, તે સતી સ્ત્રી નહિ, કિન્તુ એક પ્રકારે વ્યભિચારિણી વનિતા જ હોય છે. સારાંશ એ જ કે, સજીવન દેહવડે કાળના અગ્નિસ્વરૂપને આનન્દથી આલિંગન આપવું, એ ઘટના સતી સ્ત્રીમાટે તો સર્વથા સહજ તથા સરળ જ છે!"

"જો આપની દૃઢતા આટલી સીમા પર્યન્ત પહોંચેલી હોય, તો આપણના દક્ષિણ ચરણના અંગુષ્ઠને અગ્નિનો સ્પર્શ કરાવી આપની એ દૃઢતાનો મને યોગ્ય પરિચય કરાવશો?" કાજી રુક્નુદ્દીને પરીક્ષાની અંતિમ સીમાપર આવીને કહ્યું.

" લાવો, કોઈ અગ્નિ સળગાવીને લાવો અને આ કાજી સાહબને મારી દૃઢતાનો યોગ્ય પરિચય કરાવો." યશોધરાએ પોતાના આપ્તજનોને અગ્નિ લાવવાની આજ્ઞા સંભળાવી.

ચિતાને પ્રજળાવવામાટે જે ભિન્ન અગ્નિ પ્રકટાવવામાં આવ્યો હતો તે અગ્નિને લાવીને યશોધરા સમક્ષ મૂકવામાં આવ્યો અને યશોધરાએ પુષ્પ પ્રમાણે બળતા ઇન્ધનને પોતાના કોમળ કરવડે ઉપાડીને પોતાના દક્ષિણ ચરણના અંગુષ્ઠપર મૂકી દીધું. અંગુષ્ઠ બળવા લાગ્યો પરંતુ યશોધરાના શરીર કિંવા મુખમંડળમાં વેદનાનું કશું પણ ચિન્હ દૃષ્ટિગોચર ન થયું. આવી રીતે સતીની દૃઢતાની પરીક્ષાની સમાપ્તિ થતાં કાજી સાહબે સતીની દૃઢતાની સહસ્ર મુખથી પ્રશંસા કરીને સતીને ચિતારોહણ કિંવા સહમરણની આજ્ઞા આપી દીધી અને કાજી સાહબની આજ્ઞા મળતાં જ એક બાજૂ ચંદનકાષ્ઠની ચિતાને પ્રજળાવવાનો આરંભ થયો અને બીજી બાજૂ સ્ત્રી તથા પુરુષો 'જય અંબે, જય અંબે!' ના ધ્વનિથી ગગનમંડળને નિનાદિત કરવા લાગ્યાં. અનેક ભાવિક સ્ત્રી અને પુરુષો સતીનાં ચરણોમાં મસ્તક નમાવી શ્રીફળ સમર્પીને અભીષ્ટ આશીર્વાદો માગવા લાગ્યાં. સતીએ જ્યારે અન્ય જનોને આશીર્વાદ આપવાના કાર્યની સમાપ્તિ કરી એટલે પછી સાધ્વી અશ્રુપૂર્ણ નયનોથી પોતાની સતી જનનીનાં ચરણોમાં મસ્તક નમાવીને પ્રાર્થનાના સ્વરૂપમાં વિવેકશીલતા તથા નમ્રતાથી કહેવા લાગી કે:—

" મારી જન્મદાત્રી અને મારી સતી સાધ્વી માતા, મારો આ સંસારમાં કેવળ ઇશ્વર વિના અન્ય કોઇ પણ આધાર ન હોવા છતાં પણ હું તારી સુશિક્ષિતા કન્યા હોવાથી તને તારા ધર્મથી પરાઙ્મુખ થવામાટેની અયોગ્ય પ્રાર્થના નથી કરતી. મારામાટે માતા અને

પિતાના આ શાશ્વત વિયોગનો આઘાત જો કે અસહ્ય છે, છતાં પણ હું એક ધર્મધુરંધર પિતા તથા સતી માતાની પુત્રી છું, એ મારા-માટે અભિમાનનો વિષય હોવાથી એ આઘાતને હું આનન્દથી સહન કરી લઇશ. તારા મુખથી માત્ર એટલો જ આશીર્વાદ મેળવવાની મારી આકાંક્ષા છે કે, જેવી તારી પવિત્રતા છે તેવીજ મારી પવિત્રતા થાય, મારૂં જીવન ભ્રષ્ટતાથી ન લેપાય અને માધવી પણ આ સંસા-રમાં સચ્ચરિત્રશીલા નારીઓમાંની એક સન્નારી કહેવાય ! ”

પુત્રીના આ શબ્દોથી માતાનું હૃદય ભરાઇ આવ્યું, તેનાં નેત્રો અશ્રુપૂર્ણ થઇ ગયાં અને તે બાષ્પરુદ્ધ કંઠથી માધવીને ઉદ્દેશીને કહેવા લાગી કે: “ માધવી, તું એક અપ્રતિમ અને અનુપમ લાવ-ણ્યવતી લલના હોવાથી અને સુંદરતા સ્ત્રીજાતિની વૈરિણી હોવાથી તારી પવિત્રતાના માર્ગમાં જોકે અનેક અનિવાર્ય વિઘ્નો આવવાનો સંભવ છે; છતાં પણ મારો તને આશીર્વાદ છે કે, તારાં તે સર્વ અનિવાર્ય વિઘ્નોનું નિવારણ થઈ જશે, તારામાં જે કોઈ પણ કુદૃષ્ટિ કરશે તેનું નિકન્દન નીકળી જશે, તારી પવિત્રતા અન્ત પર્યન્ત નિષ્કલંક રહેશે અને આ નશ્વર વિશ્વમાં તારી પવિત્રતાની કીર્ત્તિ અમર રહી જશે. સીતા, સાવિત્રી, દમયન્તી અને ચિન્તાદેવી પ્રમાણે ભારતવર્ષનાં સ્ત્રી પુરુષો તને પ્રાતઃસ્મરણીયા દેવી તરીકે સ્વીકારશે અને તારા નામના ઉચ્ચારથી પોતાની જિવ્હાને પવિત્ર થયેલી માનશે ! તું કોઇ પણ પ્રકારની ચિન્તાને પોતાના હૃદયમાં સ્થાન આપીશ નહિ; કારણ કે, ઈશ્વર તારો સહાયક હોવાથી તને કોઇ પણ પ્રકારનો ભય છે જ નહિ. અસ્તુઃ પ્રિય પુત્રી, ચિતા રચાઇ ચૂકી છે અને તારા પિતાના શબને ચિતાપર મૂકવામાટે આપ્તજનો આતુર થઈ રહ્યા છે એટલે વિશેષ વાર્ત્તાલાપનો સમય મારી પાસે

નથી. પરમાત્મા તારૂં સર્વ પ્રકારે કલ્યાણ કરો અને તારા સર્વ પવિત્ર મનોરથો સફળ થાઓ, એજ તને તારી આ સતી માતાનો અંતિમ આશીર્વાદ છે!!"

પોતાની પ્રાણાધિકા પુત્રીને એ પ્રમાણેનો યોગ્ય આશીર્વાદ આપીને યશોધરા ચિતા સમક્ષ આવી અને તેને ચિતા સમક્ષ આવેલી જોઇને હરવિલાસે અન્ય બ્રાહ્મણોને શબને ચિતાપર મૂકવાની આજ્ઞા આપી દીધી. શબ ચિતાપર મૂકાયા પછી યશોધરા ચિતાને ચાર વાર પ્રદક્ષિણા કરીને ચિતાપર ચઢી ગઇ અને પોતાના મૃત પતિના મસ્તકને પોતાના અંકમાં લઇને પોતાના આપ્તજનોને ઉદ્દેશીને ગંભીર સ્વરથી કહેવા લાગી કે:—

"હે બંધુજનો, આપણામાંની કોઇ સ્ત્રી જ્યારે સતી થવાની હોય છે, ત્યારે તેના ચિતારોહણની વેળાયે સજીવન બળતી સતીનો ચીત્કાર કોઇના સાંભળવામાં ન આવે એટલામાટે નાના પ્રકારનાં વાદ્યોના ધ્વનિથી સતીના ચીત્કારને દાબી દેવાનો પ્રયત્ન કરવામાં આવે છે; કારણ કે, લોકોની એવી દૃઢ માન્યતા થયેલી છે કે, જે કોઇ પણ સતીના મરણસમયના ચીત્કારને સાંભળે છે તેનું અત્યંત અનિષ્ટ થાય છે, કિંબહુના તેનું નિકન્દન જ નીકળી જાય છે. પરંતુ એ માન્યતાને અનુસરીને આજે તમો વાદ્યોના ધ્વનિથી ભૂમિ તથા નભોમંડળને નિનાદિત ન કરશો; કારણ કે, આજે સતીના ચીત્કારનો ધ્વનિ તમારાં શ્રવણોમાં આવીને અથડાવાનો નથી. જે સતી સહમરણના લગ્નોત્સવ તુલ્ય પ્રસંગે દુઃખદર્શક ચીત્કાર કરે છે, તે સતીના સતીત્વ તથા દૃઢત્વમાં કાંઇ પણ ન્યૂનતા હોવી જોઇએ, એવો મારો દૃઢ નિશ્ચય છે અને એ ન્યૂનતા મારામાં ન હોવાથી મારા મુખમાંથી કદાપિ એવો ચીત્કાર નીકળે તેમ છે જ નહિ. મારી આ

આજ્ઞાનો જો અનાદર કરશો, તો તમારૂં અનિષ્ટ થશે, એનું વિસ્મરણ થવા દેશો નહિ. સતીમાટે આ ચિતા તે ચિતા નહિ, કિંતુ સ્વર્ગમાં લઈ જનાર વિમાન છે અને એ વિમાનમાં બેસવાથી સતીના હૃદયમાં જે આનંદ થાય છે, તે સર્વથા અવર્ણનીય હોવાથી તેનું મારા મુખથી યથાર્થ વર્ણન થવું સર્વથા અશક્ય છે." એ પછી તેણે માધવીને કહ્યું કે: "પુત્રતુલ્ય પુત્રી માધવી, પુત્રના અભાવે તું જ તારા જન્મદાતા પિતાના દક્ષિણ ચરણના અંગુષ્ઠને અગ્નિનો સ્પર્શ કરાવ અને તારા સંતાનધર્મથી મુક્ત થા. જો કોઈ વાર નારાયણ સાથે તારૂં મિલન થઈ જાય, તો તેને અમો દંપતીના આશીર્વાદ કહેજે અને તેની ધર્મભીરુતામાટે અમારીવતી સહસ્રશઃ ધન્યવાદ આપજે. પ્રણામ, મારી પ્રાણાધિકા પુત્રી અને મારા બંધુજનો, તમને આ યશોધરાના અંતિમ પ્રણામ!!!"

યશોધરાની આજ્ઞા અનુસાર વાદ્યવાદકોને વાદ્યધ્વનિ કરવામાટેની ના પાડી દેવામાં આવી. માધવીએ ધર્મવિધિ અનુસાર ચિતાને પ્રદક્ષિણા કરીને પોતાના પિતાના દક્ષિણ ચરણના અંગુષ્ઠને અગ્નિનો સ્પર્શ કરાવ્યો અને તે સાથે જ ચિતાને પ્રજળાવી દેવામાં આવી. ચિતામાં પ્રથમથી જ પૂર્ણ પરિમાણમાં ઘૃત હોમાયલું હોવાથી અલ્પ સમયમાં જ ચિતાની ભયાનક રક્તવર્ણ જ્વાળાઓ ભુકૂભુકૂ ધ્વનિ કરતી આકાશ સાથે અથડાવવાનો યત્ન કરતી હોયની! તેવો જ ભાસ થવા લાગ્યો. મધુસૂદનના મૃત દેહ સાથે યશોધરાનો સજીવન દેહ પણ સર્વભક્ષક અગ્નિનારાયણનો ભક્ષ થવા લાગ્યો, છતાં તેના મુખમાંથી નિઃશ્વાસ માત્ર પણ ન નીકળ્યો, તોપછી ચીત્કાર નીકળવાનો તો સંભવ જ ક્યાંથી હોય વારૂ? જ્યાં સુધી યશોધરાના દેહમાં પ્રાણ હતા, ત્યાં સુધી તેના મુખમાંથી 'ૐ હરિ

ૐ, ૐ હરિ ૐ' એ પ્રમાણેનો ગંભીર ધ્વનિ નીકળતો સંભળાતો હતો; પરંતુ તેના દેહમાંથી જ્યારે પ્રાણ પ્રયાણ કરી ગયા, ત્યારે એ ધ્વનિ નીકળતો બંધ થયો અને એ ધ્વનિના અંતથી લોકોએ તેના જીવનના અંતની કલ્પના કરી લીધી. મધુસૂદન તથા યશોધરાનો કપાલમોક્ષ થયા પછી માત્ર આઠ મનુષ્યો ચિતાને ઠારવામાટે સ્મશાનભૂમિમાં રહ્યાં અને અન્ય સર્વ મનુષ્યો પોતપોતાના ગૃહપ્રતિ જવાને સિન્ધુના જળપ્રવાહમાં સ્નાન કરીને ચાલતાં થઇ ગયાં. કાજી રુકનુદ્દીન પણ એ વેળા પર્યન્ત સ્મશાનભૂમિમાં યશોધરાની અપૂર્વ દૃઢતાને જોઇને આશ્ચર્યચકિત થતો ઊભો હતો. યશોધરાની દૃઢતાનો આવો અશ્રુતપૂર્વ સાક્ષાત્કાર થતાં સ્મશાનભૂમિને ત્યાગતી વેળાયે સ્વાભાવિક જ તેના મુખમાંથી ઉદ્ગાર નીકળી ગયા કે:—

"દર મહબ્બત ચૂં જ઼ને હિન્દૂ કસે મર્દાના નેસ્ત;
સોખ્તન્ દર શમઅ મુર્દઃ કારે હર પર્વાના નેસ્ત!'

—એટલે કે, 'પ્રેમને જાળવવાના કાર્યમાં હિન્દુ સ્ત્રીઓ સમાન વીરતા અન્ય કોઇમાં પણ નથી; કારણ કે, ઓલવાઈ ગયેલા દીપકમાં પડીને બળી મરવું એ કાંઇ પ્રત્યેક પતંગિયાનું કાર્ય નથી.' અકબરના કવિરત્ન ફૈયજીની આ ઉક્તિ અક્ષરશઃ સત્ય છે, એનો આજે અને પ્રત્યક્ષ અનુભવ મળી ચૂક્યો છે."

અસ્તુઃ માતા પિતાનો શાશ્વત વિયોગ થવાથી પિતાની આજ્ઞાનુસાર આપણી નવલકથાની નાયિકા માધવી એ દિવસથી હરવિલાસના ગૃહમાં રહેવા લાગી.

---

## પ્રકરણ ૭ મું

### હરવિલાસની પૈશાચિકતા !

નારાયણના વિયોગથી થયેલા શોક તથા આઘાતને માધવીએ એટલી બધી દઢતાથી સહન કરી લીધો હતો કે અત્યાર સુધીમાં તે શોકને દર્શાવવામાટે અબળાજાતિના સ્વભાવને અનુસરીને તેણે કદાપિ અશ્રુ વર્ષાવ્યાં નહોતાં; પરંતુ માતા પિતાના મૃત્યુજન્ય શાશ્વત વિયોગથી થયેલા પોતાના હૃદયમાંના આઘાતને તે તેટલી દઢતાથી સહી ન શકી અને તેથી માતાપિતાને સ્મરીને વારંવાર ડૂસકાં ભરી ભરીને રોવા લાગી. તે પોતાના મનમાં વારંવાર એ જ કહેવા લાગી કે: "હાય, હવે મારી કોણ જાણે શી દશા થશે ? આ મહાભયાનક સંસારરૂપ અટવીમાં આજે હું સર્વથા અસહાયા, અનાથિની અને અનાશ્રયા થઈ ગઈ છું; કેવળ પરમાત્મા વિના મારો અન્ય કોઇ પણ આધાર નથી અને એ કારણથી હવે નિ:સાર જીવનમાં કાંઇ પણ સાર નથી ! હવે મારી સંભાળ કોણ લેશે અને સર્વ પ્રકારે મારી રક્ષા કોણ કરશે વારૂ ? આ વિકટ સંસારવનમાં રૂપસુન્દરી, નવયૌવના અને અનાથિની વિધવા સમાન વિપન્ના તથા દુ:ખિની અન્ય કોઇ પણ અબળા નથી હોતી; કારણ કે, રૂપસુંદરી, નવયૌવના અને અનાથિની વિધવાને ડગલે ને પગલે ઘોરતમ વિપત્તિઓ તથા સંકટોનો સાક્ષાત્કાર થયા કરે છે. નિર્જન અરણ્યમાં જેવી રીતે મનુષ્યને નિરંતર સિંહ, વ્યાઘ્ર અને નાહર આદિ હિંસ્ર પશુઓની ભીતિ રહ્યા કરે છે, તેવી જ રીતે આ સંસારરૂપ લોકારણ્યમાં કામલોલુપ, અનાચારી અને અત્યાચારી નરપશુઓ રૂપવતી,

યુવતી અને અનાથા વિધવાને નષ્ટ ભ્રષ્ટ કરી નાખવાને અષ્ટો પ્રહર તત્પર રહેતા હોવાથી એવી સહસ્ત્ર વિધવાઓમાંની કેવળ બે ચાર મહાભાગ્યશાલિની વિધવાઓજ પોતાના ધર્મની અંત પર્યન્ત અખંડ રક્ષા કરીને નિષ્કલંક તથા શુદ્ધ શરીર અને પ્રાણથી ચિતારોહણના ભાગ્યને પ્રાપ્ત કરી શકે છે! હાય, આ અભાગિની માધવીના અદૃષ્ટમાં વિધતાએ કોણ જાણે શા લેખ લખ્યા છે, એની કશી પણ કલ્પના કરી શકાતી નથી! હાય, વૈરી વિધાતા! આ તારી કેવી નિર્દયતા અને તારો કેવો અત્યાચાર!" મસ્તિષ્કમાં અષ્ટોપ્રહર આવા પ્રકારની ચિન્તાનું સામ્રાજ્ય અખંડ રહેવાથી માધવીના આનન્દનો અસ્ત થઇ ગયો હતો અને તેથી તે ખિન્નવદના જ રહ્યા કરથી હતી.

પાઠક તથા પાઠિકાઓ અહીં કદાચિત્ એવી શંકા ઉપસ્થિત કરશે કે માધવી અત્યારે તેના પિતાના કાકા એટલે કે પોતાના પિતામહ તુલ્ય હરવિલાસના આશ્રયમાં હતી અને હરવિલાસે તેના પિતાને "...તમારી પુત્રી માધવીનું હું મારી પોતાની પુત્રી પ્રમાણે જ અત્યંત પ્રેમથી પાલન તથા સંરક્ષણ કરીશ; તમારા ગૃહને સંભાળીશ; તમારી અલ્પ સ્વલ્પ સંપત્તિનો ધર્મનાં કાર્યોમાં વ્યય કરીશ અને ભૂમિમાંથી જે વાર્ષિક આવક થશે તેનો તમારી પુત્રીની ઇચ્છાનુસાર યોગ્ય પ્રબંધ કરાશે એટલે એ વિશેની સમસ્ત ચિન્તાને હૃદયમાંથી દૂર કરીને આત્માને પરમાત્માના ચિન્તનમાં તલ્લીન કરી આત્મકલ્યાણને સિદ્ધ કરવું, એ જ તમારૂં એક માત્ર કર્ત્તવ્ય છે." એ પ્રમાણેનું તેના જીવનના અંતિમ સમયમાં વચન આપ્યું હતું એટલે પછી માધવીને પોતાને અનાથા માનીને ધર્મરક્ષામાટે એટલી બધી ચિન્તા રાખવાનું તથા શોકાતુર થવાનું કારણ શું હતું વારૂ? એના ઉત્તરમાં જણાવવાની આવશ્યકતા છે કે આ સંસારમાં

જો સર્વ પુરુષો સત્યવાદી અને પ્રાતઃસ્મરણીય રાજા હરિશ્ચન્દ્ર સમાન સત્યવાદી તથા વચનપાલક જ જન્મતા હોય અને વચન-ભંગ, કામલોલુપતા તથા ધનલોભ આદિ પાતકો આ સંસારમાં અસ્તિત્વ ન જ ધરાવતાં હોય, તો તો માધવી સમાન કોઈ પણ રૂપસુંદરી, નવયૌવના તથા અનાથા વિધવાને લેશ માત્ર પણ ચિન્તા રાખવાનું કારણ ન રહે, એ સ્વાભાવિક જ છે; પરંતુ વસ્તુસ્થિતિ એથી સર્વથા વિપરીત પ્રકારની હોવાથી એટલે કે આ સંસારમાં સત્યવાદી હરિશ્ચંદ્ર કરતાં અસત્યવાદી, અધર્માચારી અને લક્ષ્મીલો-લુપ નરપિશાચોની સંખ્યા કોટ્યવધિવાર વિશેષ હોવાથી એવી પવિત્રચરિત્રા, યુવતી અને અનાથા વિધવાઓને નિરંતર પોતાનો સમય આત્મરક્ષા તથા ધર્મરક્ષાની ચિન્તામાં જ વીતાડવો પડે છે. અર્થાત્ માધવીની એ ચિન્તા સર્વથા નિષ્પ્રયોજન તથા નિષ્કારણ તો નહોતી જ.

હરવિલાસે મધુસૂદનને આપેલા વચનનો તેના તથા તેની ધર્મપત્નીના સ્વર્ગવાસની ઘટના થતાંની સાથે જ ભંગ કર્યો હતો; કારણ કે, હરવિલાસ એ વેળાયે વૃદ્ધ હોવા છતાં પણ પણ તેના હૃદયમાંથી લોભિષ્ટતા, વિકારલાલસા અને રૂપતૃષ્ણાનો અદ્યાપિ લેશ માત્ર પણ લોપ થયો નહોતો. આ વિકારોની પ્રબળતાએ તેને તેના ધર્મ તથા વચનનું સર્વથા વિસ્મરણ કરાવી દીધું અને તેથી તેણે મધુસૂદનની જે થોડી ઘણી સંપત્તિ તથા ભૂમિ અને ગૃહ આદિ હતાં તે પોતાના અધિકારમાં કરી લીધાં; જે રોકડ નાણું અને ઘરેણાં હતાં તેમને તેણે પોતાની તીજોરીમાં પધરાવી દીધાં અને ભૂમિ તથા ગૃહને પોતાના નામપર ચઢાવીને અદાલતમાંથી તેમાટેના નવા દસ્તાવેજો પણ કરાવી લીધા હતા. પરંતુ માધવીને અત્યારે પોતાના

ગૃહની, પોતાની ભૂમિની, પોતાના અલંકારોની કે પોતાના ધનની કશી પણ આવશ્યકતા ન હોવાથી હરવિલાસની એ નીચતાની શંકા માત્ર પણ તેના હૃદયમાં ઉદ્દ્ભવી નહોતી અને તે અત્યંત શોકમગ્ના હોવાથી તત્કાળ એવી શંકાને હૃદયમાં સ્થાન આપવાનો તેની પાસે અવકાશ પણ નહોતો. હડકાયો હરવિલાસ માત્ર માધવીની સ્થાવર તથા જંગમ સંપત્તિને સ્વાહા કરીને અટક્યો હોત અને પોતાના ગૃહમાં રાખીને માધવીનું તેણે એક પિતા પ્રમાણે ધર્મયુક્ત આચરણથી પાલનપોષણ તથા સંરક્ષણ કર્યું હોત, તોપણ તેની તેટલી ધર્મભાવનાના પરિમાણમાં આપણે તેને એક સત્પુરુષ તરીકે ઓળખી શકત; પરંતુ તે પાપાત્મા એટલેથીજ ન અટક્યો અને એક અન્ય ઘોરતમ પાપના માર્ગમાં આગળ વધવાની ચેષ્ટા કરવા લાગ્યો; કારણ કે, પ્રથમથી જ તે એક વિલાસી પુરુષ હોવાથી અને અદ્યાપિ તેની એ વિલાસલોલુપતા તેના હૃદયમાં અવિચળ હોવાથી માધવીના નવયૌવન તથા સ્વર્ગીય લાવણ્યની જ્યારથી તેનાં નેત્રોએ ઝાંખી કરી હતી ત્યારથી જ તેના હૃદયમાં માધવીના તે લાવણ્યમય અનાઘ્રાત યૌવનકુસુમના ઉપભોગમાટેની નીચ લાલસાનો ઉદ્દ્ભવ થયો હતો. પોતાના આવા નીચ હેતુને સિદ્ધ કરવાના પ્રથમ ઉપાય તરીકે તેણે વિધવા માધવીને પોતાના સર્વ પ્રકારનાં કામોદ્દીપક તથા વિલાસસાધનોથી ભરેલા બે ખંડમાં બેસવાની તથા શયનની વ્યવસ્થા કરી આપી હતી અને તેની સેવામાં રાખેલી દાસીઓને તેની આગળ નિરંતર શૃંગારરસની વાતો કરીને તેના નિર્વિકાર હૃદયમાં વિકારલાલસાને ઉત્પન્ન કરવાનો પાઠ ભણાવી દીધો હતો. દિવસમાં એક બે વાર હરવિલાસ પોતે પણ માધવી પાસે આવતો હતો અને તે વેળાયે એક પિતામહ કિંવા પિતા પ્રમાણે તેની સાથે સભ્યતાપૂર્વક

તથા મર્યાદાપૂર્વક વાર્ત્તાલાપ કરવાને બદલે જાણે કોઇ પ્રેમી પુરુષ પોતાની ભાવિ કાન્તા સાથે પ્રણયસંભાષણ કરતો હોયની! તેવા ભાવથી જ વાર્ત્તાલાપ કરતો હતો અને માધવીને પુત્રી, વત્સા, દુહિતા તથા આત્મજા આદિ સંબોધનોથી ન બોલાવતાં સુંદરી, રંભા, રમણી અને નવયૌવના આદિ અયોગ્ય સંબોધનોથી જ બોલાવતો હતો. માધવીને આ સર્વ પ્રકાર વિલક્ષણ દેખાતો હતો; પરંતુ તેની કુલીનતા તથા લજ્જા તેને એ વિશે અન્ય કોઇ પણ સ્ત્રી કિંવા પુરુષ સમક્ષ કાંઈ પણ બોલવા દેતી નહોતી અને તેથી આ સર્વ કુવ્યવહારને તે હૃદયપર પાષાણ મૂકીને મૂક મુખથી સહન કર્યા કરતી હતી.

આવી પરિસ્થિતિમાં લગભગ ચાર માસ જેટલો સમય વીતી ગયો; પરંતુ વિકારવર્ધક સાધનો, ભ્રષ્ટ દાસીઓની શૃંગારચર્ચા તથા હરવિલાસનાં પ્રણયદર્શક ભાષણોથી સાધ્વી માધવીના ધર્મ-પ્રાણ, પવિત્રતમ તથા વિમળ હૃદયમાં વિકારનો લેશ માત્ર પણ ઉદ્ભવ ન થયો; કિંબહુના તેના હૃદયને ચળાવવાના જેમ જેમ અધિકાધિક પ્રયત્નો કરાતા હતા તેમ તેમ તેનું નિર્મળ અંતઃકરણ તપ્ત સુવર્ણ પ્રમાણે દૃઢતા તથા ધર્મપ્રિયતાના અધિકાધિક ચમત્કારને દર્શાવતું હતું. માધવીની આવી નિશ્ચલતા તથા દૃઢતાને જોઇને વિલાસી હરવિલાસના ધૈર્યનો અંત થવા લાગ્યો અને તેથી અંતે કંટાળીને તે, પોતે માધવી સમક્ષ ઉપસ્થિત થઇને, પોતાના મનોભાવને સ્પષ્ટતાથી દર્શાવી દેવાના અને જો તે તેની પોતાની ઇચ્છાથી વશ ન થાય તો બળાત્કારથી તેની પવિત્રતાના દુર્ગને ભેદી નાખવાના નિશ્ચયપર આવી લાગ્યો.

પૂર્ણિમાની જ્યોત્સ્નામયી, ઉજ્જ્વલા અને શાંતિપ્રસારિણી નિશાનું સામ્રાજ્ય સમસ્ત વિશ્વમાં વ્યાપેલું હોવાથી અને અત્યારે મધ્યનિશાનો સમય હોવાથી ચન્દ્રિકાના વિમળ સ્રોતમાં સ્નાત વિશ્વ ધવલતાને ધારીને પ્રગાઢ શાંતિના ઉપભોગમાં નિમગ્ન થયેલું હતું અને આપણી નવલકથાની નાયિકા પણ કેટલાક સમય પર્યન્ત ઉપરની વિશાળ અગાસીમાં બેસી ચંદ્રિકાસ્નાત સૃષ્ટિની શોભાના સમીક્ષણથી પોતાના હૃદય તથા નેત્રોને તૃપ્ત કરી થોડીવારથી જ ઉપરના શયનમંદિરમાંની પોતાની શય્યામાં પડીને નિદ્રાવશ થઇ હતી. એ શયનમંદિર ઉપરના ભાગમાં ચારે તરફ વિસ્તરેલી વિશાળ અગાસીના મધ્યભાગમાં કેવળ ગ્રીષ્મઋતુમાં સુવામાટે જ બનાવવામાં આવ્યું હતું અને તેમાં અત્યંત ઉત્તમ બે પર્યંકશય્યાઓ નિરંતર શયનમાટે તૈયાર રાખવામાં આવતી હતી. તે પર્યંકશય્યામાં સૂતર વ્યક્તિને ચારે તરફનાં બારી બારણામાં લટકાવેલી ખસની પાણીથી તરબોળ રખાતી ટટ્ટીઓને ભેદીને આવતા શીતલ પવનનો સ્પર્શ થતો હતો અને તેથી શય્યામાં પડ્યા પછી નેત્રો તત્કાળ નિદ્રાથી ઘેરાઇ જતાં હતાં. આજે તો તે પર્યંકશય્યામાં સંધ્યાકાળ પૂર્વેજ હરવિલાસની દાસીઓ બહુમૂલ્ય અતર વિશેષ પ્રમાણમાં છાંટી ગઇ હતી અને તેથી તેનો સુગંધ શયનમંદિરમાં સર્વત્ર વ્યાપી ગયો હતો પ્રથમ હરવિલાસ પોતે જ નિદાઘકાળમાં એ શયનમંદિરનો ઉપયોગ કરતો હતો; પરંતુ અત્યારે એ શયનમંદિરના ઉપયોગનો અધિકાર માધવીને આપવાની અને પોતે નીચેના અન્ય શયનમંદિરમાં સુવાની ઉદારતા તેણે દર્શાવી હતી. પણ એ ઉદારતા દર્શાવવામાં તેનો એક ગુપ્ત ઉદ્દેશ સમાયલો હતો; કારણ કે, વ્યાઘ્ર, દ્વાદશીને દિવસે એકને બદલે બે પશુઓના ભક્ષની આશા વિના

એકાદશીવ્રત કદાપિ રાખતો નથી, એ ન્યાય સર્વત્ર પ્રસિદ્ધ છે. એ શયનમંદિરમાં આવી પર્યંકશય્યાઓ તેમજ અન્ય સુખસાધનો વિપુલ પ્રમાણમાં વર્ત્તમાન હોવા છતાં માધવી પોતાના વૈધવ્યધર્મના મર્મને જાણીને તે પર્યંકશય્યાઓ કિંવા અન્ય સુખસાધનોનો ભૂલે ચૂકે પણ ઉપયોગ કરતી નહોતી. તે તો એક સાધારણ ચટાઇ અથવા તો શતરંજી પાથરીને અને ઓસીકાને સ્થળે મસ્તક તળે એક નાનો પાટલો રાખીને ભૂમિપર જ નિદ્રાવશ થતી હતી અને ખાનપાનમાં પણ તે એવા જ પ્રકારનો સંયમ રાખતી હતી. અત્યારે પણ તે ઉપર્યુક્ત શયનમંદિરના મધ્ય ભાગમાં બે પર્યંકશય્યાઓના મધ્યમાં એક શતરંજી પાથરીને અને પાટલાપર મસ્તકને રાખીને નિદ્રાવશ થયેલી હતી. માધવીને નિદ્રાવશ થયાને અર્ધ પ્રહર પણ હજી નહિ થયો હોય તે વેળાયે અચાનક હરવિલાસ ત્યાં આવ્યો અને ખસના જાળીદાર પડદાને લપેટી દોરીથી બાંધીને તેણે ધીમા પગલાંથી શયનમંદિરના દ્વારમાં પ્રવેશ કર્યો.

દ્વારમાંની જાળી દૂર થઇ જવાથી ચંદ્રનો પ્રકાશ નિદ્રાધીન માધવીના સમસ્ત શરીરપર પડવા માંડયો અને તે વેળાયે જે મનોહર દશ્ય હરવિલાસના જોવામાં આવ્યું તેથી તેનું હૃદય અત્યંત ચંચળ તથા વિવશ થઇ ગયું. વિધવા માધવી માત્ર એક ચોળી અને એક શ્વેત મલમલિયા સાલ્લો એ બે સાદાં વસ્ત્રો વિના તૃતીય વસ્ત્ર કિંવા અલંકારનો પોતાના શરીરને સ્પર્શ થવા દેતી નહોતી; છતાં પણ અલંકારહીન ચંદ્રમા સમાન તેનું ઉત્તમવસ્ત્રાલંકારવિહીન નૈસર્ગિક સૌન્દર્ય સ્વર્ગીય સૌન્દર્યની છટાને દર્શાવતું હતું. તેની વિમળ કાંતિને જોઇને જાણે આકાશગત ચંદ્રમાની પ્રતિસ્પર્ધા કરવામાટે માધવીના મુખમંડળરૂપ દ્વિતીય ચંદ્રમાનો આ મર્ત્યલોકમાં

ઉદય થયો હોયની ! એવો જ હરવિલાસને ભાસ થવા લાગ્યો અને શ્વાસોચ્છવાસના યોગે માધવીના ક્ષણે ક્ષણે ઉન્નત તથા અવનત થતાં ગોલ, પીન, મનોહરાકૃતિ તથા પુષ્ટ પયોધરો, ત્યાંથી સાલ્લાનો પાલવ ખસી ગયેલો હોવાથી, જાણે ચોળીરૂપ દુર્ગને ભેદવાનો અને બાહ્ય ભાગમાં આવીને કામાતુર પુરુષના વક્ષસ્થળને વિદારવાનો પ્રયત્ન કરી રહ્યાં હોયની ! એવો જ ભાસ કરાવતાં હતાં. તેના ઝીણા વસ્ત્રમાંથી તેના શરીરના સર્વ અવયવો ચંદ્રિકાના પ્રભાવથી સ્પષ્ટ દેખાતા હોવાથી અને તે અવયવોમાં એક પ્રકારની અદ્દ્ભુત આકર્ષક શક્તિનો નિવાસ હોવાથી જેમ જેમ હરવિલાસનાં નેત્રો માધવીના ભિન્ન ભિન્ન અવયવોના અવલોકનમાં વધારે અને વધારે તલ્લીન થતાં હતાં તેમ તેમ તેનું હૃદય વધારે અને વધારે વિકારવશ થતું હતું અને તેના ધૈર્યનો અંત આવતો જતો હતો. અંતે તેની અધીરતા અતિશય વધી જતાં તેણે માધવીને જગાડવાના ઉદ્દેશથી કહ્યું કે: "માધવી, જરા જાગ્રત થા; કારણ કે, હું તને તારા હિતની કાંઇક વાર્ત્તા કહેવામાટે અત્યારે તારી પાસે આવ્યો છું."

માધવીની નિદ્રા એવી ગાઢ નહોતી કે કોઇના બોલાવ્યા છતાં પણ તેની નિદ્રાનો ભંગ ન થાય. અર્થાત્ હરવિલાસના આ શબ્દો શ્રવણોમાં અથડાતાં જ તેની નિદ્રા ઊડી ગઇ અને તે જાગ્રત થઇને પોતાનાં વસ્ત્રોને વ્યવસ્થિત કરી ઊઠીને મર્યાદાપૂર્વક પોતાના પિતામહ સમક્ષ ઊભી રહી ગઈ.

માધવીને અવાક્ ઊભેલી જોઇને હરવિલાસે તેને સંબોધીને બોલવાનો આરંભ કર્યો કે: "સ્વર્ગીય સુંદરી માધવી, મારા ગૃહમાં વસ્ત્ર, અલંકાર અને અન્ય વૈભવની લેશ માત્ર પણ ન્યૂનતા ન હોવા છતાં તું નિરંતર આવા દીન તથા હીન વેષમાં રહ્યા કરે છે, ઉત્તમો-

તમ ભોજ્ય પદાર્થો તૈયાર હોવા છતાં છાશ અને રોટલાપરજ દિવસો વીતાડે છે અને આવી પર્યંકશય્યાઓને ત્યાગીને ભૂમિપર સૂઇ રહે છે, એ તારી વિરક્તિને જોઇને મને અત્યંત આશ્ચર્ય થાય છે.”

“પૂજ્ય પિતા, આપ મારા સુખમાટે આટલી બધી ચિન્તા રાખો છો એથી હું આપનો આભાર માનું છું; પરંતુ હું એક બ્રાહ્મણ વિધવા હોવાથી મને આ સુખ તથા વૈભવોને ભોગવવાનો લેશમાત્ર પણ અધિકાર નથી અને તેટલામાટે બુદ્ધિપૂર્વક જ હું સાત્ત્વિક જીવન વીતાડું છું, એથી આપ કદાચિત્ અજ્ઞ હશો તેથીજ અત્યારે આપના મુખમાંથી આ આશ્ચર્યદર્શક ઉદ્ગારો નીકળતા સંભળાય છે.” માધવીએ અત્યંત નમ્રતા તથા મર્યાદાપૂર્વક ઉચિત ઉત્તર આપ્યું.

“પરંતુ તારું જે અનુપમસૌન્દર્યમંડિત યૌવન નાના પ્રકારના ભોગોપભોગ અને વૈભવવિલાસમાં વીતાડવામાટે સર્જાયલું છે; તે યૌવનને તું આવી રીતે વિરક્તિ, અનાસક્તિ અને વૈરાગ્યમાં વીતાડે, એ જોવાની મારી ઇચ્છા નથી.” હરવિલાસે માધવીની વિરક્તિનો નિષેધ કર્યો.

“પરંતુ મારા દુર્ભાગ્યથી મને બાલ્યાવસ્થામાં જ વૈધવ્યની પ્રાપ્તિ થયેલી હોવાથી હું મારા સૌન્દર્યમંડિત યૌવનને નાના પ્રકારના ભોગોપભોગ અને વૈભવવિલાસમાં વીતાડવામાટે સર્જાયલું માનું અને ભોગોપભોગ તથા વૈભવવિલાસમાં નિમગ્ન રહું, એવી આપણા પવિત્રતમ સનાતન ધર્મની આજ્ઞા નથી અને પરમેશ્વરની ઇચ્છા નથી.” માધવીએ તેના નિષેધનો પ્રતિનિષેધ કર્યો.

“અત્યારે તારે ધર્મની આજ્ઞા તથા પરમેશ્વરની ઇચ્છાને નહિ, કિન્તુ કેવળ યૌવનધર્મની આજ્ઞાને તથા મારી ઇચ્છાને જ માન આપવાનું છે.” હરવિલાસે કહ્યું.

" પરંતુ પારલૌકિક આત્મકલ્યાણનો આધાર કેવળ ધર્મપર જ રહેલો છે અને માનવજીવન પરમેશ્વરની ઇચ્છાને આધીન છે, એ વિષયમાં તમારે પણ ધ્યાન આપવાનું છે ! " માધવીએ ધર્મ તથા પરમેશ્વરની મહત્તાનું દર્શન કરાવ્યું.

" પારલૌકિક કલ્યાણનો વિચાર પરલોકમાં ગયા પછી કરી લેવાશે; અત્યારે તો આ લોકમાંના આનન્દનો જ આપણે વિચાર કરવાનો છે. " હરવિલાસે જડવાદનું પ્રતિપાદન કર્યું.

" આ લોક ક્ષણભંગુર છે અને પરલોક શાશ્વત છે; માટે પારલૌકિક આત્મકલ્યાણના વિચારનો જ પ્રથમ સત્કાર કરવાનો છે! " ધર્મિષ્ઠા માધવીએ તેના જડવાદનું ખંડન કરી બતાવ્યું અને ત્યાર પછી વિનયથી પૂછ્યું કે: " પૂજ્ય પિતાજી, હું ધારૂં છું કે આપ અત્યારે મારા હૃદયની દૃઢતાની પરીક્ષા કરવામાટે જ આવાં વાક્યો ઉચ્ચારો છો: નહિ તો જે પિતા પોતાની પુત્રીને ધર્માચારિણી જોઇને અત્યંત સંતુષ્ટતાથી નિરંતર તેને ધર્મના માર્ગમાં દૃઢ રહેવાનો ઉપદેશ આપવાને તત્પર રહેવો જોઇએ, તે જ પિતા પોતાની પુત્રીને પાપના માર્ગમાં પ્રવૃત્ત થવાનો ઉપદેશ આપે, એ કદાપિ સંભવે જ જ નહિ. પરંતુ આપ એ દૃઢતાપૂર્વક જાણી લેજો કે આપની આ ધર્મપ્રાણા કુલદીપિકા દુહિતા જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાંસુધી તો ધર્મના માર્ગથી ચલિતા થવાની નથી અને પાપના માર્ગમાં એક ડગલું પણ આગળ વધવાની નથી. "

" માધવી, તું વિદુષી હોવા છતાં અદ્યાપિ એક મુગ્ધા નાયિકા જેવીજ રહી છે એ અતિશય ખેદનો વિષય છે. હું અત્યારે એક પિતા તરીકે તને મારી પુત્રી માનીને તારા હૃદયની દૃઢતાની પરીક્ષા કરવામાટે નથી આવ્યો; કિન્તુ તને સધવા અથવા અખંડસૌભા-

અવતી સુંદરીના સાંસારિક સુખનો સ્વાદ ચખાડવામાટે આવ્યો છું; તારા સ્નેહની સુધાને પીવામાટે અને મારા સ્નેહની સુધા તને પીવાડવામાટે આવ્યો છું. પિતા તથા પુત્રીની ભાવનાને છોડી દે; ધર્મના આડંબરને તોડી દે અને મારી ઇચ્છાને માન આપી પોતાના સ્નેહનો મારા સ્નેહ સાથે જોડી દે !!" હરવિલાસે પોતાની પૈશાચિક વૃત્તિને હવે સ્પષ્ટ અને નિર્લજ્જ શબ્દોમાં વ્યક્ત કરી બતાવી.

માધવી તેના મુખમાંથી નીકળેલા આ શબ્દો સાંભળીને પ્રથમ તો થોડીવાર સૂધી દિગ્મૂઢ જ થઇ ગઈ; પરંતુ ત્યાર પછી ગંભીર મુખમુદ્રા તથા ગંભીર સ્વરથી હરવિલાસને સંબોધીને કહેવા લાગી કે: "પિતા કદાપિ પુત્રીનો પતિ થયો નથી અને થવાનો પણ નથી. મારા પિતાને આપે ગાડું પોતાની પુત્રી પ્રમાણે પાલનપોષણ તથા સંરક્ષણ કરવાનું વચન આપ્યું છે તે વચનને આવી રીતે નિભાવો છો ? મને નિરાધાર તથા નિઃસહાયા જાણીને ધર્મનો અનાદર કરી, ઇશ્વરને તુચ્છ ગણી, વચનભંગના પાતકને વ્હોરીને મને મારા ધર્મથી ભ્રષ્ટ કરવાની ઇચ્છા દર્શાવો છો ? પરંતુ જો આપ મને સર્વથા નિરાધાર અને નિઃસહાયા ધારતા હો, તો તેમ ધારવામાં તમારો ભયાનક પ્રમાદ થાય છે; કારણ કે, મારા પરલોકવાસી પૂજ્ય પિતા અને મારાં પરલોકવાસિની પૂજ્યા જનનીના અમર આત્માઓ મારા ધર્મ તથા મારી નીતિની રક્ષા કરવામાટે સમર્થ છે; માત્ર એટલું જ નહિ, પણ પરમેશ્વર ધર્મનો સહાયક હોવાથી પરમેશ્વર પણ મારો સહાયક છે અને પરમેશ્વર સમક્ષ સર્વ મનુષ્યો દીન તથા અસમર્થ છે ! હું હજી પણ આપને પ્રાર્થના કરૂં છું કે ધર્મનો ધ્વંસ તથા વચનનો ભંગ કરી મારાં પરલોકવાસિ માતાપિતાના અભિશાપના તથા પરમેશ્વરના કોપના ભાગી ન થાઓ; આ અપરાધની મારાં ચરણોમાં

મસ્તક નમાવીને ક્ષમા માગો અને મારૂં પુત્રી સમાન પાલન પોષણુ કરી પશ્ચાત્તાપ પૂર્વક આ પાપનું પ્રાયશ્ચિત્ત કરતા રહો!"

"હું અહીં ધર્મનો ઉપદેશ સાંભળવામાટે નથી આવ્યો." હરવિલાસે ગર્વ દર્શક સ્વરથી કહ્યું.

"તો હું આ ગૃહમાં મારા ધર્મથી ભ્રષ્ટ થવામાટે નથી આવી." માધવીએ પણ તેવાજ ગર્વદર્શક સ્વરથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"જો તું સીધીરીતે નહિ માને, તો હું તારાપર બળાત્કાર કરીને પણ મારી વાસનાને તૃપ્ત કરીશ!" હરવિલાસે પોતાનો અંતિમ નિશ્ચય જણાવ્યો.

"જો પરમેશ્વર એટલી બધી ગાઢ નિદ્રામાં પડી ગયો હશે કે મારી પ્રાર્થનાને નહિ જ સાંભળે અને મારા ધર્મરક્ષણની વ્યવસ્થા નહિ જ કરે, તો મારી પાસે આ શસ્ત્ર તૈયાર હોવાથી ધર્મભ્રષ્ટ થવા પૂર્વે હું આત્મહત્યા કરીશ અને આ સ્થળે જ મરીશ!" અતિશય વીરતાદર્શક ભાવથી આ શબ્દો ઉચ્ચારીને પોતાની ચોળીમાં આવા પ્રસંગે પ્રતિજ્ઞારક્ષણમાટે છુપાવી રાખેલી તીક્ષ્ણધારા છુરીને માધવીએ બહાર ખેંચી કાઢીને પોતાના હાથમાં ધારી લીધી.

"તારી છુરીથી તારૂંજ ગળું છેદાઇ જશે!" હરવિલાસે ધમકી આપી.

"મારૂં ગળું છેદાય એજ મારી ઇચ્છા છે; કારણ કે, મરણની કસોટીપર કસાયાથી મારી શુદ્ધતા પરમેશ્વરની દૃષ્ટિમાં શુદ્ધ સ્વર્ણરૂપ સિદ્ધ થશે!" માધવીએ નિર્ભયતાથી મરણની ઇચ્છા દર્શાવી.

"મરણ આવશે; પરંતુ ભ્રષ્ટતા સાથે." હરવિલાસ બોલ્યો.

" નહિ; કદાચિત્ ભ્રષ્ટતા થશે, તો મૃત શરીરની!" માધવીએ કહ્યું.

" તો હવે જોઇ લે કે તારી પવિત્રતા કેટલીવાર ટકે છે!" હરવિલાસ એ શબ્દો ઉચ્ચારતાંની સાથેજ માધવીના શરીરપર આક્રમણ કરવાના ઉદ્દેશથી આગળ વધ્યો.

માધવી " મૂર્ખ નરપિચાશ અદ્યાપિ તું ભ્રાન્તિમાંજ ભટકે છે!" એપ્રમાણે કહીને જરાક પાછળ હઠી ગઈ, પરંતુ પાછળ હટવા જતાં પલંગના પાયામાં તેનો પગ અટકવાથી તે નીચે જમીનપર પડી ગઇ અને તેના હાથમાંથી છુરી છટકીને છેટી જઇ પડી. હરવિલાસ તે છુરીને ઉપાડીને માધવી જમીનપરથી ઊઠવાની ચેષ્ટા કરે તે પૂર્વેજ તેનાપર બળાત્કાર કરવાના ઉદ્દેશથી લપકવા જતો હતો એટલામાં ત્યાં એક મહાભયાનક દશ્યને જોવાથી તે જ્યાં હતો ત્યાંજ પાષાણની નિર્જીવ પ્રતિમા પ્રમાણે સ્તંભિત થઈ ગયો, એક ડગલું પણ ત્યાંથી આગળ વધી શકયો નહિ, તેના શરીરમાં કંપનો આવિર્ભાવ થયો અને પ્રસ્વેદથી તેનું સમસ્ત શરીર તરબોળ થતાં તે જીવન તથા મરણના મધ્યમાંની અવસ્થાને અનુભવવા લાગ્યો. એવું તે તે મહાભયાનક દશ્ય શું હતું વારૂ? એ જ કે, અત્યંત ભયના યોગે કોમલાંગી અને કોમલહૃદયા માધવી મૂર્ચ્છિતા થઇ ગઇ હતી અને તેની પાસે જ નવીન ઉદ્દ્ભૂત એક પ્રકારના ચમત્કારિક પ્રકાશમાં શ્વેતવસ્ત્રપરિધાના એક પ્રૌઢા સ્ત્રી ઊભેલી હતી. હરવિલાસે ધ્યાનપૂર્વક જોયું તો તે સ્ત્રી અન્ય કોઇ નહિ, પણ માધવીની પ્રાતઃસ્મરણીયા, સતી અને સાધ્વી જન્મદાત્રી યશોધરા જ હતી એમ તેના જાણવામાં આવ્યું. યશોધરાનાં નેત્રોમાંથી અત્યારે અગ્નિના કણો

વર્ષતા દેખાતા હતા અને તે અતિશય ગંભીર તથા ક્રોધદર્શક ભાવથી હરવિલાસને જોયા કરતી હતી. હરવિલાસે પોતાની દૃષ્ટિને અન્ય દિશામાં વાળવાની ઇચ્છા કરી, પરંતુ પોતાની એ ઈચ્છાને તે પૂર્ણ કરી ન શક્યો; કારણ કે, તેનાં ઉભય નેત્રો યશોધરાનાં બળતા અંગારા સમાન અને લાલચોળ ભયંકર નેત્રો સાથે જાણે કોઈ અજ્ઞાત સૂત્રદ્વારા બંધાઇ ગયાં હોયની ! એવીજ તેની સ્થિતિ થઈ હતી. હરવિલાસનું હૃદય ધડક ધડક કરવા લાગ્યું, તેનો કંઠ સુકાઇ ગયો અને તેનો દેહ વિવશ થવા લાગ્યો. પરલોકવાસિની ઉગ્રમૂર્તિ યશોધરાને પ્રત્યક્ષ પોતાની દૃષ્ટિસમક્ષ ઊભેલી જોઇને તે નરપિશાચના છક્કા છૂટી ગયા, તેના ભયનો અતિરેક થયો અને અલ્પ સમયમાં જ યશોધરાના મુખમાંથી નીકળતા નિમ્ન લિખિત શબ્દો તેનાં શ્રવણોદ્વારા તેના હૃદયમાં પહોંચવા લાગ્યા:—

" નરપિશાચ, ચાંડાલકર્મા, બ્રાહ્મણકુલકલંક અને ધર્મદ્રોહી હરવિલાસ, જે વેળાયે માધવીનો હસ્ત તેના પાલનપોષણ તથા સંરક્ષણમાટે તારા હસ્તમાં આપવામાં આવ્યો હતો, તે વેળાયે જ, તારાં દુશ્ચરિત્રોની કથા મારા સાંભળવામાં આવેલી હોવાથી, માધવીની નિર્ભયતા વિશે મારા મનમાં સંશયનો ઉદ્‌ભવ થયો હતો અને મારી તે ચિન્તા મારા મરણ પર્યન્ત અવિચળ રહેવાથી મારે પરલોકમાંથી પણ નિત્ય માધવીની સંભાળ રાખવાને અહીં આવવું પડે છે. મારી પવિત્રહૃદયા માધવીને પાપના માર્ગમાં પ્રવૃત્ત કરવામાટેના તારા નીચ પ્રયત્નો જે દિવસે મારા પતિના મૃત શરીર તથા મારા સજીવન શરીરનો અગ્નિદાહ થયો તે દિવસથી જ ચાલ્યા કરે છે અને અમારી સર્વ સ્થાવર તથા જંગમ સંપત્તિને પણ તું સ્વાહા કરી ગયો છે, એ રહસ્ય મારાથી અજ્ઞાત નથી. છતાં તારી પાપવૃત્તિ અંતિમ અત્યાચારના

સ્વરૂપમાં પરિણત ન થાય ત્યાં સુધી તારા સમક્ષ સાકાર સ્વરૂપમાં ઉપસ્થિતિ થવાનું મેં યોગ્ય ધાર્યું નહોતું. આજે તારી તે પાપવૃત્તિએ અંતિમ રાક્ષસીય અત્યાચારનું સ્વરૂપ ધાર્યું છે અને તેથી મારી પુત્રીના ધર્મની, મારી કુલપ્રતિષ્ઠાની અને મારી સંપત્તિની રક્ષામાટે મારે તારા જેવા એક નરરાક્ષસ સમક્ષ ઉપસ્થિત થવું પડ્યું છે. અમો દંપતી પરલોકવાસી થયેલાં હોવાંથી માધવી સર્વથા નિઃસહાયા અને નિરાધાર છે, એમ તું કદાપિ માનીશ નહિ; કારણ કે, અમારા આત્મા અમર હોવાથી અને માધવીને મેં મારા સ્થૂલ દેહનો ત્યાગ કર્યા પૂર્વે 'એક દિવસ એવો આવશે કે તારા બ્રહ્મચર્યના તેથીજ અંબાઇને મહાવિરક્ત ત્યાગી પુરુષો તથા સંન્યાસીઓ પણ તારાં ચરણોની ધૂલિકાને આદર પૂર્વક પોતાના મસ્તકપર ચઢાવશે અને જે કોઈ પણ પુરુષ તને અસદ્‌ભાવનાથી નિહાળશે તેનો સર્વથા ક્ષય થઇ જશે !' એ પ્રમાણેનો આશીર્વાદ આપેલો હોવાથી અમારા આત્માઓ એ બ્રહ્મચારિણી બાળાના રક્ષણમાટે કોઇ પણ વેળાએ આ મૃત્યુ-લોકમાં આવવાને સમર્થ છે. જો પરલોકવાસી આત્માના અસ્તિત્વના સંબંધમાં તારા મનમાં કાંઈ પણ શંકા રહેતી હોય તો તેને કાઢી નાખજે અને આજથી આ માધવીનું તારા વચન અનુસાર પોતાની પુત્રી પ્રમાણે પવિત્ર ભાવથી પાલનપોષણ તથા સંરક્ષણ કરતો રહેજે. જો હવે લેશમાત્ર પણ પ્રમાદને વશ થઇશ અને માધવીને કોઇ પણ પ્રકારનું કષ્ટ આપીશ, તો તારા તે પાપનું તને મહાભયંકર પરિણામ ભોગવવું પડશે, એ નિરંતર સ્મરણમાં રાખજે. હું આ ક્ષણે જ તને તારા આ અપરાધની ભયંકર શિક્ષા આપવાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવું છું, છતાં મારા દૈવી સ્વભાવને અનુસરીને એક વાર તને તારા આ ઘોર અપરાધની ક્ષમા આપવાની ઉદારતા દર્શાવું છું.

મારી તને અંતિમ એ જ સૂચના છે કે મારી આ ક્ષમાશીલતા તથા ઉદારતાનો દુરુપયોગ ન કરીશ અને મારી આજ્ઞાનુસાર વર્તજે; નહિ તો તારૂં કલ્યાણ નથી, એ નિશ્ચય પૂર્વક માની લેજે. જા, માધવીના શયનમંદિરમાંથી આ ક્ષણે જ ચાલ્યો જા અને હૃદયને પશ્ચાત્તાપના પાવકથી પ્રજાળીને પાપમુક્ત થવાનો પ્રયત્ન કર ! !"

હરિવિલાસ પોતાના મુખમાંથી અત્યંત કંપિત સ્વરથી કેવળ "ક્ષ–મા–ક્ષમા ' એ એક જ શબ્દને ઉચ્ચારતો પાછા પગલે શયન-મંદિરમાંથી બહાર નીકળી ગયો અને ત્યાંથી મુઠ્ઠીઓ વાળીને દોડ્યો. તે નીચેના ભાગમાંના પોતાના શયનમંદિરમાં પહોંચીને શય્યામાં પડ્યો અને બે દાસીઓને બોલાવીને તેણે પોતાનાં ચરણ તથા મસ્તક દબાવવાની આજ્ઞા આપી. હરિવિલાસના આજના ગભરાટને તથા મૌનને જોઇને દાસીઓને અતિશય આશ્ચર્ય થવા લાગ્યું.

હરિવિલાસના ચાલ્યા જવા પછી યશોધરાએ માધવીના મુખ-મંડળને ચુંબનથી આર્દ્ર કર્યું, તેની છુરીને પાછી તેની ચોળીમાં રાખી દીધી, તેના વસ્ત્રને વ્યવસ્થિત કર્યું અને તેને પાછી ભૂમિપરની તેની શય્યાપર સૂવાડીને પ્રેમપૂર્ણ દૃષ્ટિથી તેના વિમળ વદનને નિરખતી યશોધરા ત્યાંથી જોતજોતાંમાં અદૃશ્ય થઇ ગઈ.

પાપાત્મા હરવિલાસને શય્યામાં પડ્યા પછી ઘણીવાર સુધી નિદ્રા ન આવી તેમજ જાગ્રત હોવા છતાં દાસીઓ સાથે તેણે કોઇ પણ પ્રકારનો વાર્ત્તાલાપ પણ ન કર્યો; કારણ કે, તેનું મન યશોધરાની છાયાના દર્શન વિષયક-વિચારમાં નિમગ્ન થયેલું હતું અને તે વિચારે તેને અવિરામ રસિકતાના સ્રોતમાં આગળ વધતો અટકાવી દીધો હતો. તેના ઉલ્લાસના તરંગો અત્યારે ભય તથા ચિન્તાના સમુદ્રમાં

ત્રિલીન થઇ ગયા હતા. પરંતુ ત્યારપછી નિદ્રાધીન થવાથી પ્રભાતમાં તેનું મસ્તિષ્ક કાંઇક શાંત તથા તેનું મન કાંઇક તેને નિર્ભય થયેલું દેખાવા લાગ્યું અને તે પ્રથમથીજ પરલોકના તત્ત્વનો વિરોધી તથા મૃત મનુષ્યોના આત્માઓના અસ્તિત્વમાં અવિશ્વાસ રાખનારો હોવાથી રાત્રિની અદ્‌ભુત ઘટનાને પોતાના વિકૃત મસ્તિષ્કની એક મિથ્યા કલ્પના કિંવા ભ્રમણા જ માનવા લાગ્યો અને તેથી તેણે માધવી-પર અન્ય પ્રકારના અત્યાચાર કરીને અને તેના શિરપર દુઃખની વૃષ્ટિ વર્ષાવીને તેને પોતાની ઇચ્છાનુસાર વર્ત્તાવવાનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો. હાય, પાપાત્માઓની આ કેવી અધમ નાસ્તિકતા ! !

## પ્રકરણ ૮ મું

### વિપત્તિના વમળમાં !

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટના જે રાત્રિયે બની હતી તે રાત્રિના અંત સાથે માધવીની શાંતિનો પણ અંત થયો; કારણકે, અત્યાર સુધી જે માધવીને વિષયલંપટ હરવિલાસે પોતાની વિકારલાલસાની તૃપ્તિની આશાથી અતિશય સુખમાં રાખી હતી, તેજ માધવીને, તેણે તેની ઇચ્છાનો તિરસ્કાર પૂર્વક અનાદર કરવાથી, દુઃખની ગર્ત્તામાં ગબડાવી દેવાનો આજે પ્રભાતમાં કઠિન પ્રબંધ કરી દીધો. તેણે પોતાનાં દાસ તથા દાસીઓને પોતા પાસે બોલાવીને એવી આજ્ઞા આપી દીધી કે; " આજથી માધવીને મારી આત્મીયા તથા આ ગૃહની રાણી માનશો નહિ; કિન્તુ મારી એક તુચ્છમાં તુચ્છ દાસી

માનજો, તેની પાસેથી ગૃહનાં સર્વ કર્યો કરાવજો, જો તે દાસત્વમાં કાંઇ પણ ત્રુટિ કિંવા પ્રમાદ કરે તો તેની નિર્ભત્સના કરજો અને આવશ્યકતા હોય તો યષ્ટિપ્રહાર કરતાં પણ મારો ભય રાખશો નહિ. તેને ખાવામાટે બબ્બે દિવસના ટાઢા રોટલા આપજો અને સૂવા-માટે કેવળ ભૂમિ વિના બીજું કાંઇ પણ આપશો નહિ. મારી આ આજ્ઞાનો અનાદર કરીને જો કોઇ પણ તેના પ્રતિ દયા કિંવા અનુ-કંપા દર્શાવશો, તો મારા કોપના ભાગી થશો અને તમારી પણ એવી જ દશા થશે, એ કદાપિ ભૂલશો નહિ. જાઓ અને આ ક્ષણથી જ મારી આજ્ઞાનું પાલન કરો."

દાસ તથા દાસીઓને પોતાના અન્નદાતાની આ આજ્ઞા મળ-તાંજ માધવીના દુઃખનો આરંભ થઇ ગયો. જે દાસ તથા દાસીઓ તેના પડતા બોલને ઝીલી લેવામાટે નિરંતર તત્પર રહેતાં હતાં તેઓ હવે તેનાપર પોતાનો હુકમ ચલાવવા લાગ્યાં; તેની પાસેથી સવારના પાંચ વાગ્યાથી રાતે દશ વાગતાં સુધી દાણા સાફ કરવાનું; વાસીદું વાળવાનું, પાણી ભરવાનું, એઠાં વાસણો મંજાવવાનું, ગાય ભેંસોનાં છાણ એકઠાં કરવાનું અને છાણાં થાપવાનું ઇત્યાદિ કામો લેવા લાગ્યાં; તેનાપર હાલતાં ને ચાલતાં ગાળો તથા અપશબ્દોની વૃષ્ટિ વર્ષાવવા લાગ્યાં અને જો કામમાં કાંઈ ભૂલ પડે તો તમાચા પણ લગાવવા લાગ્યાં. આટલી વેઠ કરતાં છતાં પણ માધવીને દિવસમાં માત્ર એકજ વાર બે કે ત્રણ દિવસનો લૂખો સૂકો અડધો રોટલો આપવામાં આવતો હતો; કારણકે, હરવિલાસનો, જો તે પોતાની મેળેજ તેની શય્યાભાગિની ન થાય, તો તેને પરિશ્રમ તથા ક્ષુધાના પ્રયોગથી રીબાવી રીબાવીને અંતે ઘરમાંથી કાઢી મૂકવાનો અથવા મારી નાખ-વાનોજ ઉદ્દેશ હતો.

માધવી સર્વથા નિરાધાર હોવાથી અને આ વિપુલા વસુંધરામાં તેના માટે ક્યાંય પણ જઇને ઊભા રહેવાનું સ્થાન ન હોવાથી આ સર્વ અત્યાચારોને તે મૂક મુખથી સહન કરવા લાગી અને એ અડધો રોટલો ખાઈને તથા ભૂમિપર સૂઇને પશુ સમાન પરિશ્રમ કરતી પોતાના દિવસો વીતાડવા લાગી. આ સંસારમાં તેનો આધાર કિંવા સહાયક કોઇ પણ ન હોવાથી તે જ્યારે બહુજ કંટાળી જતી હતી ત્યારે માત્ર મનોગત એટલુંજ કહેતી હતી કે: “મારા બાલ્ય સખા નારાયણ ! જો તમો અત્યારે અહીં હોત, તો તમારી આ બાલ્ય સખી માધવીની આવી દુર્દશા ન થાત ! હાય, પરલોકવાસી પૂજ્ય પિતા અને પૂજ્ય માતા ! તમો પોતાની આ પ્રાણાધિકા પુત્રી માધવીને કેવા નરપિશાચના આશ્રયમાં રાખી ગયાં છો એ સમાચાર હવે તમોને કોણ પહોંચાડે ! હાય, જો આ નશ્વર સંસારને સદાને માટે ત્યાગી ગયેલા પરલોકવાસી હિતૈષી આત્માઓને આ સંસારમાંનાં પોતાનાં પ્રિયજનોપર થતા આવા રાક્ષસીય અત્યાચારોના સમાચાર મળી શકતા હોત, તો તેઓ અવશ્ય આવા સંકટમાંથી પોતાનાં પ્રિયજનોને ઉદ્ધારવામાટે અહીં આવ્યા વિના રહેત નહિ ! હાય, હવે અરે માર આ દુઃખની કથા કોને કહી સંભળાવવી; કારણ કે, દિવસાનુદિવસ એવી સ્થિતિ થતી જાય છે કે આ દુઃખ કોઇને કહેવાનું પણ નથી તેમ સહેવાતું પણ નથી ! ” આમ મનોગત બોલી ચાર આંસડાં સારીને વળી પાછી તે શાંત થઇ જતી હતી.

માધવીને આવાં પ્રકારનાં કષ્ટો ભોગવતાં લગભગ પંદર વીસ દિવસ થવા આવ્યા તો પણ હરવિલાસને પુનઃ પરલોકવાસિની યશોધરાનાં દર્શન ન થયાં અને તેની અન્ય પણ કશી હાનિ ન થઇ એટલે

નાસ્તિક હરવિલાસ યશોધરાના દર્શનની તે દિવસની અદ્દ્ભુત ઘટનાને પોતાના વિકૃત મસ્તિષ્કની ભ્રમણા જ માનવા લાગ્યો અને તેથી માધવીપર હજી પણ અધિક અત્યાચાર કરવાના નિશ્ચયપર તે આવી ગયો. માધવીપર અત્યાર સુધી જે અત્યાચારો થયા હતા તે તો ચાલુજ હતા અને તે ઉપરાંત હવે તેને ઘરમાંથી બહાર ન નીકળવા દેવાનો, નીચ દાસો તથા પોતાનાં લફંગા દોસ્તો માર્ફત તેની અશ્લીલ ઠઠ્ઠા મશ્કરી કરાવવાનો અને તેને દાસ દાસીઓની ઘૃણાકારક તથા પાશવિક ચેષ્ટાઓ દેખાડવાનો પ્રબંધ હરવિલાસે કરી દીધો. પવિત્ર તરુણી આર્યવિધવા માધવી આ દ્વિતીય પ્રકારના અત્યાચારોથી હરવિલાસની હવેલીમાં મૂર્તિમત્ નરકાલયનો સાક્ષાત્કાર કરવા લાગી અને આવા પ્રકારનું નારકીય જીવન તેને અસહ્યભારરૂપ દેખાવા લાગ્યું. તેના હૃદયમાં એવી ભીતિનો સંચાર થયો કે: "આવી પરિસ્થિતિમાં જો વધારે દિવસ વીતશે તો અવશ્ય હું ઉન્માદિની થઇ જઇશ અને તે અવસ્થામાં મારી કોણ જાણે કેવીએ દુર્દશા થશે !" આવા ભયથી તે પરમેશ્વરનાં ચરણોમાં પ્રાર્થના કરવા લાગી કે: "હે દીનબંધુ દયાસાગર ભગવન્ ! આ સર્વ અત્યાચારોને સહન કરવાનું મને સામર્થ્ય આપ અને આ અસહ્ય યાતનામાંથી મૃત્યુદ્વારા મારો ઉદ્ધાર કર; કારણ કે મારૂં જીવન લેશ માત્ર પણ ઉપયોગી નથી અને તેથી જીવનવિસર્જનમાં જ મારૂં શાશ્વત કલ્યાણ સમાયલું છે!! „

આટ આટલાં કષ્ટો ભોગવવા છતાં પણ જ્યારે માધવીએ હરવિલાસની વિષયવાંછાને આધીન થવાની પોતાની ઇચ્છા ન દર્શાવી એટલે હરવિલાસના કોપનો અવધિ થઇ ગયો અને તે કોપના આવેશમાં એક દિવસ કાંઈ પણ કારણ વિના અને કાંઇ પણ અપરાધ વિના માધવીને પોતા સમક્ષ બોલાવીને હરવિલાસે તેની અસહ્ય નિર્ભર્ત્સના

કરતાં તિરસ્કારવ્યંજક સ્વરથી કહ્યું કે: 'મારા જાણવામાં આવ્યું છે કે મારા બે ત્રણ દાસો સાથે તારો પ્રેમસંબંધ થયો છે અને તેથી જ આટ આટલાં કષ્ટો સહન કરવા છતાં પણ તું આ ગૃહને ત્યાગવાનો પ્રયત્ન નથી કરતી. મારા જેવા પ્રતિષ્ઠિત ગૃહસ્થના ગૃહમાં તારા જેવી કુલકલંકિની અને વિષયલંપટા યુવતીનો નિવાસ હોવાથી મારા પવિત્ર દાસો ભ્રષ્ટ થાયછે અને મારી પ્રતિષ્ઠાની હાનિ થાય છે; એટલામાટે મારી તને એ આજ્ઞા છે કે આ પળે અને આ ક્ષણે જ તું મારા આ પવિત્ર ગૃહને ત્યાગીને જ્યાં તારી ઇચ્છા હોય ત્યાં ચાલી જા. જો મારા ગૃહની દિશામાં દૃષ્ટિપાત પણ કરીશ, તો તારાં નેત્રોને ફોડી નાખવામાં આવશે, એ કદાપિ ભૂલીશ નહિ.'

"એનો પરમાત્માજ સાક્ષી છે કે હું આપના આ નરકાલયમાં અનિચ્છા તથા અપ્રસન્નતાથી જ રહું છું; પરંતુ આપ પોતે જ મને આ નરકાલયમાંથી નીકળી જવાની આજ્ઞા આપોછો, તો આપની એ ઉદારતામાટે આપનો અંતઃકરણ પૂર્વક આભાર માનીને હું આપની આજ્ઞાને મસ્તકે ચઢાવું છું. આપના નરકાલયની દિશામાં દૃષ્ટિ કરવાની મારી ઇચ્છાજ નથી એટલે એ વિશેની સૂચના અનાવશ્યક છે. કૃપા કરીને મારા પિતાના ગૃહની કૂંચી અને અમારાં જે કાંઇ નાણું તથા ઘરેણું હોય તે મને આપી દો એટલે હું મારા પિતૃગૃહમાં આનંદથી રહીશ અને મારા પિતાની જે કાંઇ થોડી ઘણી સંપત્તિ છે તેથી મારો નિર્વાહ ચલાવતી રહીશ. મારાં માતા પિતા એટલાં સાધનો તો અવશ્ય મારામાટે મૂકતાં ગયાં છે કે મારે નિર્વાહની ચિન્તા રાખવી પડે તેમ તો નથી જ." માધવીએ હરવિલાસની આજ્ઞાને સ્વીકારીને પોતાની સંપત્તિની માગણી કરી.

" કોનું ઘર, કોનાં નાણું અને કોનાં ઘરેણું ! તારાં માતાપિતાની દહનક્રિયા, ઉત્તરક્રિયા અને જ્ઞાતિભોજન આદિ અનેક પ્રકારના પ્રસંગોમાં એટલાં બધાં નાણું ખર્ચાઈ ગયાં છે કે તારા પિતાનાં ઘર, જમીન, ઘરેણું તથા રોકડ નાણું ઉપરાંત મારા પોતાના એક હજાર રૂપિયા ખર્ચાઇ ગયા છે એટલે હવે એ વસ્તુઓપર તારો કશો પણ અધિકાર નથી. એમાંથી તને એક રાતી ત્રાંબાની પાઇ, એક કાણી કોડી અથવા તો એક ફૂટી બદામ પણ મળી શકે તેમ નથી! " હરવિલાસે ચોખ્ખો નન્નો વાસી દીધો.

" ત્યારે હવે મારે ક્યાં રહેવું અને શું ખાવું ? " માધવીએ નેત્રોમાં નીર લાવીને કરુણોત્પાદક સ્વરથી એ શબ્દો ઉચ્ચાર્યા.

માધવીની એ સમયની દયાજનક મુખમુદ્રા અને કરુણાજનક વાણીના દર્શન તથા શ્રવણથી કોઇ પાષાણહૃદય મનુષ્યના હૃદયમાં પણ કરુણા તથા અનુકંપાના ઉદ્‌ભવનો સંભવ હતો; પરંતુ હરવિલાસ રાક્ષસકોટિનો મનુષ્ય હોવાથી તેનું હૃદય લેશ માત્ર પણ ન પીગળ્યું અને તે અટ્ટહાસ કરતો ક્રૂરતાથી બોલ્યો કે: " સતી શિરોમણી ! અહીંથી કરો કંકૂનાં; ધર્મશાળામાં શયન કરો અને ગામમાં ભીખ માગીને પેટ ભરો ! "

હરવિલાસના ઉપાલંભના આશયને વિદુષી માધવી તત્કાળ સમજી ગઇ અને તેથી ચંડિકાના સ્વરૂપને ધારીને પોતાનાં નેત્રોને આરક્ત કરી તે પ્રભાવદર્શક સ્વરથી કહેવા લાગી કે: " નીચ નરપિશાચ, તારા આટલા બધા અત્યાચારોને મૂક મુખથી સહન કરતાં અત્યાર સુધી મેં તારા અભદ્ર કિંવા અકલ્યાણની ઇચ્છા કરી ન હોતી; કારણ કે, મારી એવી ધારણા હતી કે મનુષ્ય માત્ર પ્રમાદને પાત્ર હોવાથી

પોતાનો આ પ્રમાદ જ્યારે તારા જોવા તથા જાણવામાં આવશે એ-ટલે તું પશ્ચાત્તાપ કરીશ અને મારી ક્ષમા માગીશ; પરંતુ તું પિશાચ-કોટિનો મનુષ્ય હોવાથી પાપ જ તારો ધર્મ થઇ ગયો છે અને તેથી હું તને શાપ આપું છું કે આ નરકાલયને સદાને માટે ત્યાગી જવા પછી મારૂં તો જે થવાનું હશે તે થશે; પણ જો આ વિશ્વમાં ધર્મ જેવી કોઇ પણ વસ્તુ અસ્તિત્વ ધરાવતી હશે અને જો પરમાત્માનો ન્યાય પક્ષપાતથી રહિત હશે, તો આજથી પાંચ દિવસના અલ્પ અ-વધિમાં જ તારા વચનભંગ અને તારી આ પાપવાસનાના ફળ તરીકે અદ્ભુત હૃદયયંત્રણા સહિત તારા આ પાપમય જીવનનો અંત આવી જશે, તુ મૃત્યુનો ભક્ષ થઇશ અને તારી પાછળ શ્રાદ્ધ તર્પણ કરનાર તથા તને પિંડદાન દેનાર કોઇ પણ ન હોવાથી તેમજ તારાં કૃત્યો કૃષ્ણ હોવાથી મૃત્યુ પછી પણ અવગતિયો થઇને પિશાચયોનિમાં ભટકતો રહીશ !! ”

“ તથાસ્તુ ! ” એ પ્રમાણે તે શાપને અનુમોદન આપતો ધ્વનિ અચાનક તે ખંડમાં ગુંજી રહ્યો અને તે ધ્વનિ પરલોકવાસિની યશો-ધરાનો જ હોવો જોઇએ એવો હરવિલાસને ભાસ થયો. છતાં એ આત્મવિનાશની દ્વિતીય સૂચનાને પણ પોતાની ભ્રાન્તિ માનીને તેણે પોતાના એક ચન્દ્ર નામક અનુચરને બોલાવ્યો અને તેને આજ્ઞા આપી કે; “ આ વેશ્યા માધવીને ધક્કા તથા લાતો મારીને આપણા ઘરમાંથી બહાર કાઢી મૂક અને ઘરનાં સઘળાં માણસોને જણાવી દે કે કોઇ પણ કારણથી આ વારાંગનાને કોઇએ આ ઘરમાં પ્રવેશ કરવા ન દેવો અને એને કશી પણ સહાયતા ન આપવી ! ”

હરવિલાસની અનુચરને ઉદ્દેશીને કરાયલી આ આજ્ઞા સાંભળીને

માધવી હરવિલાસના વિલાસવૈભવ તથા જીવનને ભસ્મીભૂત કરી નાખવાના પ્રથમ સાધનરૂપ એક દીર્ઘ ઉષ્ણ નિઃશ્વાસ નાખીને ત્યાંથી ચાલતી થઈ ગઈ અને ચન્દ્ર તેની પાછળ પાછળ ચાલ્યો. જ્યારે માધવી તથા ચન્દ્ર બહાર રસ્તાપર આવી લાગ્યાં તે વેળાયે આસપાસ અન્ય કોઈ મનુષ્ય ન હોવાથી ચન્દ્રએ માધવીને સંબોધીને કહ્યું કે: " પવિત્ર બ્રહ્મચારિણી માધવી બહેન, તમારા પર વિના કારણ આ નરકાલય અથવા પિશાચપુરીમાં શા શા અત્યાચારો થયા છે અને તમો કેટલી સીમાપર્યન્ત નિર્દોષ તથા નિષ્કલંક છો એ હું સારી રીતે જાણું છું અને તેથી દુષ્ટ હરવિલાસના દાસત્વને ત્યાગીને પણ હું તમને મારાથી આપી શકાય તેટલી સહાયતા આપવાને તૈયાર છું. તમો આજે મારા ઝૂપડામાં રહો એટલે આવતી કાલે હું તમારા નિવાસ તથા નિર્વાહમાટેની સર્વ યોગ્ય વ્યવસ્થા કરી આપીશ. હું તમને મારાં ધર્મભગિની માનું છું એટલે મારા વચનમાં વિશ્વાસ રાખો અને નિઃશંક રહો. અત્યારે એક પ્રહરથી અધિક રાત્રિ વીતી જવા આવી છે એટલે ક્યાં જશો અને ક્યાં રહેશો ? માટે ચાલો મારી સાથે. "

દૂધથી દાઝેલું મનુષ્ય છાશ પણ હમેશા ફુંકીને પીએ છે એવો આ વિશ્વનો ન્યાય હોવાથી પિતામહ તુલ્ય હરવિલાસની પાપવૃત્તિનો અનુભવ કર્યા પછી હરવિલાસના સમાગમમાં રહેનારાં સર્વ મનુષ્યોમાંથી માધવીનો વિશ્વાસ ઊડી ગયો હતો અને તેથી અત્યારે તેણે આત્મહત્યા કરીને મરી જવાનો જ દૃઢ નિશ્ચય કરી લીધો હતો. પરંતુ આ વાર્ત્તા ચન્દ્રને ન જણાવતાં તેનાથી મુક્ત થવાના ઉદ્દેશથી માધવીએ કહ્યું કે: " બધું, તારી આ લાગણીમાટે હું તારો ઉપકાર માનું છું; પરંતુ અત્યારે મારા માટે તારે કાંઇ પણ પરિશ્રમ કરવાની

આવશ્યકતા નથી; કારણ કે, હું અત્યારે મારા એક આત્મીયને ત્યાં રહીશ અને આવતી કાલે તને મારી પાસે બોલાવીશ. આવતી કાલે આપણે નીરાંતે એ વિશે વાતચીત કરીશું."

"જેવી દેવીની ઇચ્છા." એમ કહીને ચન્દ્ર પાછો ઘરમાં ચાલ્યો ગયો અને માધવીએ સિંધુના તીરપ્રાન્તના માર્ગનો સ્વીકાર કરી લીધો. કૃષ્ણ પક્ષ ચાલતો હોવાથી અને કૃષ્ણ પક્ષથી દ્વાદશી હોવાથી એ વેળાયે સમસ્ત સૃષ્ટિમાં ભીષણ અંધકારનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. ગ્રામના માર્ગો પણ જનશૂન્ય થઇ ગયા હતા તો પછી ગ્રામબાહ્ય માર્ગ જનશૂન્ય હોય એ તો સ્વાભાવિક જ હતું. માત્ર ગ્રામરક્ષક પ્રહરીઓના સાવધાનતાસૂચક ધ્વનિ અને શ્વાનોના ધ્વનિથીજ શર્વરીની ભીષણ શાંતિનો વચ્ચે વચ્ચે કિંચિત્ ભંગ થતો હતો એટલે જો શાંતિના એ ભંગને બાદ કરીએ તો સર્વત્ર અખંડ શાંતિ વિસ્તરેલી હતી. એ નિબિડ અંધકારને ભેદતી અને માર્ગમાં આગળ વધતી માધવી સિંધુના તીરપ્રાન્તમાંના તે ઘાટપર આવીને ઊભી રહી કે જે ઘાટપર એકવાર દેશને ત્યાગી જતા તેના બાલ્યસખા નારાયણ સાથે તેનો અંતિમ વાર્ત્તાલાપ થયો હતો. ત્યાં આવતાંજ નારાયણના પ્રયાણ અને તેની સાથેના તે સમયના દીર્ઘ સંવાદનું ચિત્ર આકાર ધારીને તેના હૃદયચક્ષુ સમક્ષ તરવા લાગ્યું અને તે પ્રસંગનું સ્મરણ થતાંજ હૃદયમાં નિરાશાનો આઘાત થવાથી સિન્ધુના સલિલને જોઇને તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને તેનાં નેત્રોમાંથી અશ્રુના બે બિન્દુઓ પણ ખરી પડયા. પરંતુ અલ્પ સમયમાંજ આત્મસંયમ કરીને તેણે પોતાના હૃદયને દૃઢ કર્યું અને તે મનોગત નારાયણનું સ્મરણ કરી તેની પ્રતિમાને સ્મરણદ્વારા પોતાનાં નેત્રો સમક્ષ લાવીને તેને સંબોધી કહેવા લાગી કેઃ—

" મારા પરમપ્રિય બાલ્યસખા નારાયણ ! ધર્મમૂર્ત્તિ નારાયણ ! જે ધર્મરક્ષાના કારણથી જે સ્થાનમાં નૌકામાં પદાર્પણ કરીને તમે આ દેશનો ત્યાગ કર્યો હતો, તે જ ધર્મરક્ષાના કારણથી તે જ સ્થાનમાં ઊભી રહીને આજે આ તમારી બાલ્યસહચરી માધવી સિંધુના ગંભીર જળમાં શરીરનું વિસર્જન કરીને આ સંસારનો શાશ્વત ત્યાગ કરવાને ઉદ્યુકત થઇ છે, એ તમો જોઇ શકો છો ખરા કે ? મારા મનમાં આશા હતી કે જો આપણે ઉભય જીવિત રહીશું, તો આ અવતારમાંજ પુનઃ એક વાર મળીશું અને પવિત્રતાની પરસ્પર પરીક્ષાનો પ્રસંગ આપણને પ્રાપ્ત થશે; પરંતુ તમારા દેશત્યાગ પછી હું એવી પરિસ્થિતિમાં આવી પડી છું કે હવે મરણ વિના મારા ઉદ્ધારનો અન્ય કોઇ પણ ઉપાય ન હોવાથી મારાથી કોઈ પણ પ્રકારે આ નશ્વર શરીરને દીર્ઘકાળ પર્યન્ત સજીવન અવસ્થામાં રાખી શકાય તેમ નથી અને તેથી આપણા આ અવતારમાંના પુનર્મિલનનો પ્રસંગ આવવાનો નથી તે નથીજ. જો પરલોક અને આત્માની અમરતા સત્ય છે, તો પરલોકમાં આપણા આત્માઓનું સંમેલન અવશ્ય થશે તેમજ પૂર્વજન્મ તથા પુનર્જન્મવાદમાં સત્યતાનો કાંઇક પણ અંશ રહેલો હશે, તો આપણા હવે પછીના અવતારમાં આપણે દંપતીરૂપે આ સંસારમાં અવતરીશું અને આપણી જે આશા આ અવતારમાં પૂર્ણ થઇ શકી નથી તે આશા હવે પછીના જન્મમાં અવશ્ય પૂરી થશે અને થશેજ, એમાં લેશ માત્ર પણ સંશય નથી. માટે હવે અત્યારે અંતિમ પ્રણામ; મારા હૃદયના વિશ્રામ ! "

આ છળ, પ્રપંચ, અનીતિ, અધર્મ, અન્યાય અસત્ય, અત્યાચાર અને વિષયલંપટતા આદિ ભયાનક દુર્ગુણોના આકારરૂપ વિલક્ષણ સંસારથી અત્યંત ત્રાસી ગયેલી નવયૌવના, નીતિમૂર્ત્તિ, ધર્મપ્રાણા,

ન્યાયપ્રિયા, સત્યવાદિની, કોમળહૃદયા, શુદ્ધચરિત્રા અને અખંડ-બ્રહ્મચારિણી માધવીએ જ્યાં છળપ્રપંચનો પ્રચાર નથી, અનીતિનો વિસ્તારનથી, અધર્મનો અધિકાર નથી, અન્યાયનો આચાર નથી, અસત્યનો આગાર નથી, અત્યાચારનો પ્રસાર નથી, કઠિનતાનો બાજાર નથી અને વિષયલંપટતાનો વિકાર નથી; કિન્તુ જ્યાં નીતિ, ધર્મ, ન્યાય, સત્ય, શુદ્ધતા, પ્રેમ, સમભાવ તથા માધુર્યનુંજ શાશ્વત સામ્રાજ્ય વિસ્તરેલું છે તેવા દેવલોકમાં જવાના ઉદ્દેશથી આકાશ તથા તારા-મંડળની પ્રતિચ્છાયા પડવાથી આકાશની પ્રતિમૂર્ત્તિ સમાન દેખાતા સિંધુના તરંગાયિત તથા કલકલનાદયુક્ત ગહન વારિપ્રવાહમાં અંધકાર-મયી, શાંત અને ભીષણ મધ્યનિશાના સમયમાં માધવીએ પરમેશ્વરનાં ચરણોમાં "હે સર્વજ્ઞ તથા સર્વસાક્ષી પરમાત્મન્! જો હું અત્યાર સુધી મનસા, વાચા અને કર્મણા શુદ્ધ હોઉં, તો આત્મહત્યાના પાતકની મને ક્ષમા આપીને અખંડ આનંદમય અને નિર્વિકાર દેવલોકમાં મારા નિવાસની વ્યવસ્થા કરી આપજે અને ત્યાં મારાં માતા પિતાના પવિત્ર આત્માઓની છાયામાં મારાથી રહી શકાય તથા મારા પ્રિયકર નારાયણના સંમેલનનો પણ ઉચિત સમયે મને લાભ મળે, એટલી કૃપા દર્શાવજે. ॐ तत्सत्परमात्माने नमः" આટલી પ્રાર્થના કરીને ભૂસકો માર્યો. માધવી સિંધુના પ્રવાહમાં પડતાં એક ધબાકો થયો અને તેનો પ્રતિધ્વનિ પણ સંભળાયો; પરંતુ નિમેષ માત્રમાંજ પુનઃ સર્વત્ર શાંતિ તથા નીરવતા વિસ્તરી ગઈ અને માધવી અંધકારાવૃત્ત જલરાશિમાં અદૃશ્ય થઇ ગઈ. હાય, તેની સ્વર્ગવાસિની જનની યશો-ધરાનો આત્મા પણ તેની જીવનરક્ષામાટે સ્વર્ગલોકમાંથી આ મૃત્યુ-લોકમાં ન આવ્યો. કેવી ભયાનક વિધિવિડંબના! અસ્તુ; હવે આપણે એક અન્ય ભયાનક દૃશ્યનું અવલોકન કરવાનું છે.

---

## પ્રકરણ ૯ મું

## પ્રચંડ પ્રતિહિંસા !

મધ્યનિશાની જે અભદ્ર ઘટિકામાં પવિત્રતાની પ્રતિમા માધવીએ સિંધુના જળપ્રવાહમાં પડીને આત્મહત્યાનો પ્રયત્ન કર્યો હતો; તે ઘટિકામાં પાપપ્રતિમ હરવિલાસ પોતાના વિલાસકાર્યથી નિવૃત્ત થઇને પોતાના વિશાળ તથા સુખસાધનપરિપૂર્ણ શયનાગારમાંની મૃદુ પર્યંકશય્યામાં ગાઢ નિદ્રાનો આસ્વાદ લેતો પડયો હતો. હરવિલાસને દીપકના પ્રકાશ વિના નિદ્રા આવતી ન હોવાથી દીપકનો ત્યાં પૂર્ણ પ્રકાશ વિસ્તરેલો હતો અને તેના બે અનુચરો શયનાગારના બાહ્ય ભાગમાં સૂતેલા હતા. એવામાં અચાનક એક પ્રકારનો ધ્વનિ થવાથી હરવિલાસની શાંત નિદ્રાનો અથવા તો નિદ્રાજન્ય શાંતિનો ભંગ થઇ ગયો અને જાણે કોઇ પક્ષી શયનમંદિરની કાચની બારી આગળ પોતાની પાંખોને ફફડાવતું હોયની એવો તેને ભાસ થવા લાગ્યો. એથી જે દિશામાંની બારી આગળ તે ધ્વનિ થતો હતો તે બારી તરફ તે જોવા લાગ્યો; પરંતુ ત્યાં પક્ષીને બદલે એક પ્રૌઢા સ્ત્રી સ્તબ્ધ ભાવથી ઊભેલી તેના જોવામાં આવી અને તે સ્ત્રી અન્ય કોઈ નહિ, પણ માધવીની પરલોકવાસિની જનની યશોધરાજ હતી. આજે પણ યશોધરા શ્વેતવસ્ત્રપરિધાના જ હતી અને આજે પણ તેનાં નેત્રોમાંથી અગ્નિની જવાળાઓ પૂર્વ પ્રમાણેજ નીકળતી દેખાતી હતી. યશોધરાના આ દ્વિતીય વારના દર્શનથી હરવિલાસ પ્રથમ વારના દર્શન કરતાં પણ અધિક ભયભીત થયો અને અર્ધમૃત સમાન થઇ ગયો;

કારણ કે, આજે તેના પાપની માત્રા આગળ કરતાં વધારે થયેલી હતી અને તેથી તેના હૃદયમાં ભીતિ પણ તેટલી જ વધારે થવા લાગી હતી. તે સ્થિર તથા નિશ્ચલ દૃષ્ટિથી યશોધરાના ઉગ્ર અને કોપપૂર્ણ મુખમંડળને જોઇ રહ્યો અને મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચારી શક્યો નહિ. યશોધરાએ તેને અવાક્ થયેલો જોઇને અત્યંત ગંભીર મુખમુદ્રા તથા ગંભીર અને પ્રભાવદર્શક સ્વરથી કહેવા માંડયું:—

"પાપનાં તત્ત્વોથી ઘડાયલા પાપાત્મા હરવિલાસ, માધવીને પીડવાનો તેં જે ભયાનક પ્રમાદ કર્યો હતો તે તારા પ્રમાદને સુધારવાનો મેં તને અવકાશ આપ્યો હતો; પરંતુ પરલોક અને પરલોકવાસી આત્માઓના અસ્તિત્વમાં તારા નાસ્તિક હૃદયનો વિશ્વાસ ન હોવાથી તેં મારી છાયાના દર્શનને એક ભ્રમણા માની મારી પ્રાણાધિકા માધવીને અધિક નિર્દયતાથી પીડવાનો આરંભ કર્યો, અન્યાયથી તેની પૈતૃક સંપત્તિને તું સ્વાહા કરી ગયો અને અંતે તેને આવી ભીષણ અંધકારમયી રાત્રિની વેળાયે નિઃસહાય તથા નિરધાર અવસ્થામાં આ ગૃહમાંથી પણ તેં કાઢી મૂકી એટલે હવે તારા પાપનો ઘડો કાંઠા સુધી ભરાઇ ગયો છે અને તારા જીવનનો અવધિ સમાપ્ત થયો છેઃ જે વેળાયે માધવીએ તને શાપ આપ્યો તે વેળાયે મેં 'તથાસ્તુ' શબ્દનો ઉચ્ચાર કર્યો હતો, છતાં પણ તું ન ચેત્યો અને માધવી પ્રતિ દયા ન દર્શાવી શક્યો. જો તે વેળાયે તેં તારા અત્યાચારરૂપ અશ્વની લગામ ખેંચીને અત્યાચારરૂપ અશ્વને આગળ વધતો અટકાવ્યો હોત, તો તે વેળાયે પણ મારૂં દયાલુ હૃદય તારા અપરાધની ક્ષમા આપવાને તત્પર હતું; પરંતુ તારાં પાપાન્ધ નેત્રો ન ઊઘડયાં, તું અત્યાચારની અંતિમ સીમાપર પહોંચ્યો અને તેથી માધવીએ આત્મહત્યાનો પ્રયત્ન કર્યો એટલે હવે આ યશોધરા તને કોઈ પણ પ્રકારે

ક્ષમા આપી શકે તેમ નથી. હરવિલાસ, તારા આ સંસારમાંના જીવનથી ધર્માત્માઓના જીવનની હાનિ થવાનો જ સંભવ હોવાથી તારૂં સત્વર મરણ થવાની અત્યંત આવશ્યકતા છે અને એટલામાટે હું તને ચેતવણી આપું છું કે આ ક્ષણથીજ તું મરવામાટે તૈયાર થઇ રહે અને જે અત્યલ્પ અવકાશ તને મળે તેનો ધર્મનાં કાર્યોમાં વ્યય કર કે જેથી તારાં પાપોનો ભાર કાંઇક ઓછો થાય અને પ્રેતયોનિમાંની તારી યંત્રણાઓની માત્રા પણ કાંઈક ઘટી જાય! હવે મરણ વિના તારા ઉદ્ધારનો અન્ય કોઇ ઉપાયજ નથી અને તારૂં મરણ નિપજાવ્યા વિના મારી પ્રતિહિંસા વિષયક તીવ્ર વાસના સફળ થવાની નથી!!"

"શું? મરણ? કોનું મરણ? મારૂં મરણ? અને તે આટલું સત્વર? નહિ, કદાપિ નહિ; મારા આરોગ્ય અને મારા શરીરની દૃઢતા કહી આપે છે કે હજી દશ પંદર વર્ષથી પૂર્વે તો મારૂં મરણ થવું અશક્ય છે તેમજ મારી જન્મપત્રિકામાં મારૂં જેટલું આયુષ્ય લખાયલું છે અને મારી હસ્તરેખા જેટલા આયુષ્યને સૂચવનારી છે તેટલા આયુષ્યને સમાપ્ત થતાં તો હજી બીજાં વીસ વર્ષ જોઇને તેમ છે. અર્થાત્ અત્યારથીજ મરણની આશંકા રાખવાનું મારામાટે કાંઇ પણ કારણ નથી." હરવિલાસે, જાણે તે સ્વપ્નના આવેશમાં જ બોલતો હોયની! તેવી રીતે ભયવિહ્વલ થઇને આ ઉદ્ગારો કાઢ્યા.

"પંદર કિંવા વીસ વર્ષ તો શું, પણ પંદર કિંવા વીસ દિવસ પણ તારૂં જીવન અવિચળ રહેવાનું નથી. આજથી કેવળ ત્રણ દિવસના અવધિમાંજ !..." યશોધરા આગળ બોલવા જતી હતી એટલામાં સૈન્યશિબિરમાં બારના ડંકા વાગતા સંભળાયા અને તે ડંકાઓને ગણીને તે કહેવા લાગી કેઃ "જોઇ લે, અત્યારે બારના ડંકા વાગ્યા

છે અને મધ્યનિશાનો સમય આ વિશ્વમાં વર્તમાન છે. આ ભયાનક સમયને અત્યંત તીવ્રતાથી સ્મરણમાં રાખી લેજે; કારણ કે આજથી ત્રીજા દિવસની રાત્રિના મધ્યકાળમાં જ્યારે બાર વાગ્યાના ડંકા તારા સાંભળવામાં આવશે તે વેળાએ હું પાછી અહીં આવીશ અને તને આ સંસારમાંથી સદાને માટે દૂર કરીને તારા અત્યાચારોથી પીડાતાં સ્ત્રીપુરુષોને તારા ત્રાસથી મુક્ત કરી દઇશ ! મારૂં આ વચન ત્રિકાલાબાધ્ય હોવાથી એટલા અવકાશમાં તારે જે કાંઈ પણ ધર્મ કર્મ કરવાં હોય તે કરી લેજે, નહિ તો મળેલા આટલા સમયને પણ વ્યર્થ ખોઇ દેવામાટે પ્રેતયોનિમાં પણ તારે મહા પ્રચંડ પશ્ચાત્તાપ કરવો પડશે; પરંતુ તે પશ્ચાત્તાપનું પછીથી કાંઈ પણ પરિણામ થઇ શકશે નહિ. સાવધાન !"

આટલાં વાક્યો ઉચ્ચારીને યશોધરા બોલતી અટકી ગઇ અને હરવિલાસ પ્રકાશમાં હોવા છતાં તેને ભ્રમણા તથા અજ્ઞાનના નિબિડ અંધકારમાં ગોથાં ખાતો મૂકીને વાયુમાં વિલીન થતી થતી સર્વથા અદૃશ્ય થઇ ગઇ. હરવિલાસ તેને જોવાના અનેક પ્રયત્નો કરવા છતાં પણ જોઇ ન શક્યો અને તેથી તે પોતાના મનમાંજ કહેવા લાગ્યો કે: 'આ મેં શું જોયું ? આ સ્વપ્ન હશે કે વાસ્તવિક ઘટના હશે, એ સમજી શકાતું નથી. એ વિકૃત તથા વિહ્વલ ચિત્તની બિભીષિકામય મૂલહીન કલ્પના તો નહિ હોય ને ? આ રહસ્યને મારી બુદ્ધિ કેમ નથી ભેદી શકતી ?" હરવિલાસે અત્યંત ભયભીત થઇને પોતાના અનુચર ચન્દ્રને બોલાવ્યો અને ચન્દ્ર શયનાગારના દ્વાર પાસેજ બાહ્ય ભાગમાં સૂતેલો હોવાથી તત્કાળ પોતાના અન્નદાતા સમક્ષ આવીને ઉપસ્થિત થયો. તેણે આવીને જોયું તો હરવિલાસનો સમસ્ત દેહ પ્રસ્વેદમય થઇ ગયો હતો અને તેના મુખમંડળમાં ચિન્તા તથા

આતુરતાની કૃષ્ણા છાયા વિસ્તરેલી પ્રત્યક્ષ દેખાતી હતી. હરવિલાસે ચન્દ્રને શયનાગારમાં પોતાની પાસેજ સુવાડયો અને નિદ્રાધીન થવાનો બહુ પ્રયત્ન કર્યો; પરંતુ પ્રભાત પર્યન્ત તેનાં નેત્રોનું ઉન્મીલન ન થયું.

પ્રભાત થયો અને પ્રાતઃકર્મથી નિવૃત્ત થઇને હરવિલાસ પોતાની બેઠકમાં આવ્યો; પરંતુ આજે તેના હૃદયમાં નિત્ય પ્રમાણે પ્રમોદજન્ય ચંચળતા તથા પ્રસન્નતા દૃષ્ટિગોચર થતી ન હોતી. આજે તે જાણે રસિકતાના સ્રોતમાં અવિરામ વહન કરતો અચાનક અટકી ગયો હોયની ! એવા ભાવને દર્શાવતી ઉદાસીનતા તેના સુખમંડળમાં છવાયલી હતી. તેના હૃદયસાગરમાં ઉછળી રહેલા વિલાસ તથા ઉલ્લાસના તરંગો આજે સર્વથા વિલીન થઇ ગયા હતા. તેના કેટલાક વિલાસી અને હાજી હા કરનારા મિત્રોએ તેની એ ઉદાસીનતાના કારણને પૂછતાં તેણે તેમને યશોધરાના બે વાર થયેલા સાક્ષાત્કારનો તથા આજના તેના ભયાનક સંભાષણનો વૃત્તાંત વિસ્તાર પૂર્વક કહી સંભળાવ્યો. તેના મિત્રો તથા સહચરો આદિ સર્વ એકસ્વરથી એ ઘટનાને એક અસત્ય સ્વપ્ન કહીને વાતોમાં ઉડાવી દેવાનો ચેષ્ટા કરવા લાગ્યા; કિન્તુ હરવિલાસ પોતે યશોધરાના બે વારના દર્શનની ઘટનાને હવે સ્વપ્ન કિંવા ભ્રાંતિ તરીકે સ્વીકારી શક્યો નહિ. હરવિલાસનું અંતઃકરણ આજે અત્યંત અસ્થિર અને ડામાડોળ થઇ ગયું હતું. જો કે તે પુનઃ મિત્રો સાથેના આમોદ પ્રમોદમાં અને દાસીઓ સાથેના આનન્દવિલાસમાં નિમગ્ન થયો; પરંતુ તેના અંતઃકરણને લેશ માત્ર પણ શાંતિનો સ્પર્શ થઇ શક્યો નહિ. ગઇ કાલે ગુરુવારની રાત્રિયે તેને યશોધરાનો સાક્ષાત્કાર થયો હતો; આજે શુક્રવારનો દિવસ હતો અને આવતી કાલે એટલે કે શનિવારને દિવસે મધ્યરાત્રિના સમયે–બરાબર બાર વાગે–યશોધરા તેના ઐહિક જીવનનાટકની સમાપ્તિ કર-

વાતું કહી ગઇ હતી, એ વાર્ત્તાનું સ્મરણ આમોદ પ્રમોદના મધ્યમાં પણ તેના હૃદયને કંપાયમાન કરી નાખતું હતું અને તેથી તે એકાએક ચમકી જતો હતો.

એ તો અમો પ્રથમથીજ જણાવી ચૂક્યા છીએ કે નાસ્તિક હરવિલાસ પરલોકના અસ્તિત્વને સ્વીકારતો નહોતો; તથાપિ આજે તે એવા ભયથી વારંવાર વ્યાકુલ થઇ જતો હતો કે: " જો કેટલાકો માને છે તેમ પરલોક જેવો કોઇ પણ પદાર્થ અસ્તિત્વ ધરાવતો હશે, તો આ લોકને ત્યાગીને ત્યાં ગયા પછી મારી અતિશય દુર્દશા થશે, એ સર્વથા નિર્વિવાદ છે!" તેણે પોતાના શારીરિક બળના વિચારથી પોતાના હૃદયની એ વેદનાને કાઢી નાખવાનો પ્રયત્ન કર્યો; પરંતુ એ વેદનાને મટાડવાના કાર્યમાં તેના શારીરિક બળનો વિચાર કાંઇ પણ ઉપયોગી થઇ શક્યો નહિ. અચાનક હરવિલાસનાં મનમાં એક એવો વિચાર સ્ફુરી આવ્યો કે: " યશોધરા કેવળ તેની પુત્રી માધવીને મળેલા અન્યાયથી અને તેના પર મારા હસ્તે થયેલા અત્યાચારથીજ આટલી બધી કોપાયમાન થયેલી છે એટલે જો માધવીને ગમે ત્યાંથી શોધી કાઢીને હું તેની સ્થાવર તથા જંગમ પૈતૃક સંપત્તિ તેને આપી દઇશ અને તેની ક્ષમા માગી લઇશ તો તેથી યશોધરાના કોપનું શમન થઇ જશે અને મારા પ્રાણ બચી જશે ! " આ વિચાર આવતાં યશોધરાએ ઉચ્ચારેલા 'માધવીએ આત્મહત્યાનો પ્રયત્ન કર્યો છે;' એ શબ્દોનું પણ તેને સ્મરણ થયું અને તેથી જો માધવી આત્મહત્યા કરીને મરી ન ગઇ હોય, તો તેને જીવતી અને અર્ધમૃત અવસ્થામાં મળી આવે તો તેવી અવસ્થામાં ગમે ત્યાંથી ખોળીને લઇ આવવામાટે તેણે પોતાના પાંચ સાત અનુચરોને ભિન્ન ભિન્ન દિશામાં દોડાવ્યા; પરંતુ તેઓ સંધ્યા સમયે ખાલી હાથે પાછા આવ્યા અને તેમણે એટલાજ શ-

બ્દો સંભળાવ્યા કેઃ " જીવતી અથવા મરી ગયેલી માધવીનો ક્યાંય પણ પત્તો મળી શકતો નથી ! " આ નિરાશાજનક સમાચાર સાંભળીને હરવિલાસે માધવીને આત્મહત્યા કરીને મરી ગયેલી ધારી લીધી અને તે સાથે તેનાં શોક તથા ચિન્તા આદિ વિકારોની માત્રા પણ વધવા લાગી. ચિન્તા તથા દિગ્મૂઢતામાં તલ્લીન રહેવાથી હરવિલાસને ધર્મ કર્મ આદિ કરવાનું લેશ માત્ર પણ ભાન ન રહ્યું અને શુક્રવારનો દિવસ તથા શુક્રવારની રાત્રિ વીતી ગયાં. શનિવારના સૂર્યનો ઉદય થયો અને તેના દર્શનથી અધિક ભયભીત થઇને હરવિલાસ પોતાના મનમાં કહેવા લાગ્યો કેઃ " જો યશોધરાનું કથન સત્યજ સિદ્ધ થવાનું હશે, તો આજે મધ્યરાત્રિના સમયમાં મારી જીવનલીલા સમાપ્ત થઇ જશે અને આવતી કાલના સૂર્યનારાયણને આ નેત્રો નહિ જોઇ શકે તે નહિજ જોઈ શકે ! " એટલામાં પોતાના હૃષ્ટપુષ્ટ શરીરપર તેની દૃષ્ટિ પડતાં તેના એ વિચારનું કાંઇક પરિવર્ત્તન થઇ ગયું અને તે મનોગત બોલ્યો કેઃ " અરે, પણ મારૂં શરીર આટલું સ્વસ્થ તથા સબળ હોવા છતાં અને મારા નખમાં પણ રોગ ન હોવા છતાં આજેજ મૃત્યુ આવીને આવા સબળ શરીરમાંથી મારા પ્રાણને હરી જશે, એ કદાપિ સંભવતું નથી અને તેથી ભયભીત થવાનું કાંઇ પણ પ્રયોજન નથી. આજે મધ્યરાત્રિને સૂચવનારા બારના ડંકા વાગ્યા પછી મારી આ માન્યતાની સત્યતા પોતાની મેળે જ સિદ્ધ થઇ જશે એટલે અત્યારેજ એ વિષયની તીવ્ર ચિન્તા નિરર્થક છે ! " આ માન્યતાથી તેની ચિન્તા કાંઇક ઓછી છતાં શુક્રવાર કરતાં આજે તે કાંઇક અધિક પ્રસન્ન દેખાવા લાગ્યો અને સમસ્ત દિવસ તેણે પોતાના મિત્રોની સંગતિમાંજ એ કારણથી વીતાડયો કે જેથી યશોધરાનાં ઉચ્ચારેલાં વાક્યોનું તેને સ્મરણ ન થાય અને તેની

મનઃશાંતિનો ભંગ ન થાય. દિવસ વીત્યો અને દિવસના અંત સાથે નિશાનો આરંભ થયો. યથા સમય રાત્રિભોજનનો પ્રબંધ થયો અને હરવિલાસે પોતાના મિત્રોના મધ્યમાં બેસીને ભોજનને ન્યાય આપ્યો. ભોજનની સમાપ્તિ પછી નાના પ્રકારના હાસ્ય વિનોદ તથા વાર્ત્તાલાપમાં સમય વીતવા લાગ્યો. એક ગણિકાને ગાવામાટે બોલાવામાં આવી હતી એટલે વારાંગનાના મધુર સંગીતનો રંગ પણ સારો જામ્યો. આ રંગરાગમાટેની વ્યવસ્થા કરવામાં હરવિલાસનો એવો હેતુ હતો કે મધ્યનિશા પર્યન્ત નેત્રોમાં નિદ્રાનો આવિર્ભાવ ન થાય અને બારના ડંકા વાગી જાય એટલે પછી નિર્ભય થઇનેજ નિદ્રાવશ થવું. પરંતુ બીજી બાજૂએ તેના મિત્રોએ તેના ભય કિંવા ભ્રમના નિવારણમાટે સૈનિકો સાથે મળીને એવી વ્યવસ્થા કરી રાખી હતી કે તેમણે મધ્ય રાત્રિને સૂચવનારા બારના ડંકા અગિયાર વાગેજ વગાડી દેવા એટલે હરવિલાસ ભયમુક્ત થઇને નિદ્રાવશ થઇ જાય અને અન્ય સર્વને પણ ત્યાંથી સત્વર ઘેર જવાનો પ્રસંગ મળી શકે. શિવસ્થાનના સૈન્યશિબિરમાં આપણી નવલકથામાં વર્ણવાયલી ઘટનાઓના સમયમાં પ્રત્યેક ઘટિકાએ ડંકા વગાડવામાં આવતા નહોતા; કિન્તુ પ્રાતઃકાળ, મધ્યાન્હ, સાયંકાળ અને મધ્યરાત્રિ એ ચાર વેળાયેજ ડંકા વગાડવામાં આવતા હતા.પ્રથમથી કરાયલી વ્યવસ્થા પ્રમાણે અગિયાર વાગે જ સૈન્યશિબિરમાં ડંકા વાગ્યા અને તે ડંકાનો ધ્વનિ સાંભળતાં જ હરવિલાસ તાળી વગાડી પોતાની પ્રસન્નતાને દર્શાવતો હર્ષોત્ફુલ્લ વદનથી કહેવા લાગ્યો કે: " બસ હવે કોઈ પણ પ્રકારનો ભય નથી અને યશોધરાના દર્શનની મને કેવળ ભ્રાન્તિ જ થઇ હતી, એમ સ્પષ્ટ જણાઇ આવે છે. મારી કુશળતા તથા નિર્ભયતાના ઉપલક્ષ્યમાં યથોચિત મદિરાપાન કરો અને આનન્દને દર્શાવો. હું પણ કેવો બુદ્ધિહીન

કે અસત્ય તથા નિર્મૂલ ઘટનામાં વિશ્વાસ રાખીને મેં મારા બે અઢી દિવસ એક સંન્યાસી સમાન ઉદાસીનતામાં વીતાડી દીધા અને હૃદયમાં અકારણ ભીતિને સ્થાન આપ્યું !" સર્વ મિત્રો મદિરાપાન કરીને ઊઠયા, વારાંગના વિદાય થઇ અને હરવિલાસ નિર્ભયતાથી પોતાના શયનાગારમાં ચાલ્યો ગયો. તે સર્વથા નિર્ભય થયેલો હોવાથી શય્યામાં પડતાંજ ગાઢ નિદ્રાને આધીન થયો; પરંતુ તેને નિદ્રાવશ થયાને હજી તો ભાગ્યેજ અર્ધ ઘટિકા જેટલો સમય થયો હતો. એટલામાં મધ્યરાત્રિને સૂચવનારા બારનાં ડંકાનો સૈન્યશિબિરમાંથી આવતો ધ્વનિ બીજી વાર સંભળાયો અને તે ધ્વનિએ હરવિલાસની ગાઢ નિદ્રાનો તત્કાળ ભંગ કરી નાખ્યો. નિદ્રાનો ભંગ થતાંજ હરવિલાસે શ્વેતવસ્ત્રપરિધાના યશોધરાને પોતાની દૃષ્ટિ સમક્ષ ઊભેલી જોઇ અને તેને જોતાંજ તેનાં ગાત્રો શીતલ તથા શિથિલ થઈ ગયાં.

યશોધરાએ હરવિલાને સંબોધીને ગંભીર વાણીથી કહ્યું કે: "પિશાચાત્મન, '**संशयात्मा विनश्यति**' એ શ્રી કૃષ્ણ ભગવાનનું વાક્ય આજે તારા સંબંધમાં અક્ષરશઃ સત્ય સિદ્ધ થયું છે; કારણ કે, તને મળેલા આ ત્રણ દિવસના અવધિનો પણ એ સંશયની પ્રબળતાથી તારાથી સદુપયોગ કરી શકાયો નથી અને તારા મરણની ઘટિકા આવીને તારા સમક્ષ ઊભી રહી છે.!"

"પરંતુ મધ્યરાત્રિનો સમય વીતી ગયેલો હોવાથી અને બારના ડંકા વાગ્યાને અર્ધ પ્રહર જેટલો સમય થઈ ગયેલો હોવાથી તારાથી મારા પ્રાણની હાનિ કરી શકાય તેમ નથી; કારણ કે, તું તારા કહેલા સમયથી મોડી આવી છે અને તેથી તારો મારા પરનો અધિકાર ચાલ્યો ગયો. છે." હરવિલાસે યશોધરાના પંજામાંથી છટકવાની એક યુક્તિ શોધી કાઢીને તેનો પ્રયોગ કરતાં જણાવ્યું.

યશોધરાએ તેની આ યુક્તિને સાંભળીને એક પ્રકારનું તિરસ્કાર-વ્યંજક હાસ્ય કર્યું અને ત્યાર પછી કહ્યું કે: " અત્યારેજ સૈન્ય શિબિરમાંથી મધ્યરાત્રિને સૂચવનારા બારના ડંકા થયા તેમનો ધ્વનિ તારા સાંભળવામાં નથી આવ્યો કે શું ? "

" પણ આ ધ્વનિ બીજી વારનો હતો; કારણ કે, એથી પૂર્વે એક વાર ડંકાનો ધ્વનિ થઇ ગયો હતો. હું ધારૂં છું કે આ બીજી વારનો ધ્વનિ તે તારી પિશાચલીલાનુંજ પરિણામ હોવું જોઇએ. " હરવિલાસ કાંઇક અવસાન લાવીને બોલ્યો.

" નહિ; આ બીજી વારનો ધ્વનિ સત્ય હતો અને પ્રથમ વારનો ધ્વનિ અસત્ય હતો; કારણ કે, તારા ભયના નિવારણમાટે તારા મિત્રોએ સૈનિકોને કહીને તે ધ્વનિ મધ્યરાત્રિથી એક ઘટિકા પૂર્વેજ કરાવ્યો હતો અને તેથી આ બીજી વારના ડંકા મારે જ વગાડવા પડ્યા હતા. અર્થાત્ અત્યારેજ મધ્યરાત્રિનો સમય છે અને તારા જીવનની આ અંતિમ ઘટિકા છે. " યશોધરાએ તેના ભ્રમનો નિરાસ કરી નાખ્યો.

યશોધરાના આકારમાં મૃત્યુને પોતાનાં નેત્રો સમક્ષ ઊભેલું જોઇને હરવિલાસની વાચાશક્તિનો લોપ થયો, તેના રક્તાભિસરણમાં મંદતાનો આવિર્ભાવ થયો, તેનાં નેત્રો ધીમે ધીમે સ્થિરતાને ધારણ કરવા લાગ્યાં, તેનું મુખમંડળ પીતવર્ણ થવા લાગ્યું અને જેમ જેમ તેની દૃષ્ટિની યશોધરાની દૃષ્ટિ સાથે એકાગ્રતા થતી ગઇ તેમ તેમ તેની સંજ્ઞાની ન્યૂનતા થતાં અંતે તે સંજ્ઞાશૂન્ય અથવા મૂર્ચ્છિત થઇને ધરાપર ઢળી પડ્યો. થઇ ચૂક્યું; તે પડ્યો તે સદાને માટેજ પડ્યો; કારણ કે, એ વસ્તુતઃ તેની મૂર્ચ્છા નહિ, કિન્તુ મૃત્યુ નામક મહાનિદ્રાજ હતી અને એ મહાનિદ્રામાંથી તે જાગ્રત થાય એ સર્વથા અશ-

ક્ય તથા અસંભવનીય હતું. તેના પ્રાણોનું ઉત્ક્રમણ થતી વેળાયે માત્ર તેનાં મુખમાંથી એક ભયાનક ચીત્કાર નીકળી ગયો અને તે ચીત્કારે ગૃહમાંનાં સર્વ મનુષ્યોને જાગ્રત કરી દીધાં. તેના એ ચીત્કારને સાંભળીને દાસ દાસીઓ શયનાગારમાં દોડી આવ્યાં અને તેમણે જોયું તો તેમનો સ્વામી, તેમનો અન્નદાતા હરવિલાસ પ્રાણહીન થઇને અધોમુખ શબના સ્વરૂપમાં પોતાની શય્યામાં પડેલો તેમના જોવામાં આવ્યો. દાસ દાસીઓએ તત્કાળ આ સમાચાર તેના મિત્રોને પહોંચાડી દીધા, તેના સર્વ મિત્રો ત્યાં એકત્ર થઇ ગયા અને પ્રભાત થતાં સુધીમાં તો હરવિલાસના રહસ્યમય મરણની, પરલોકવાસિની યશોધરાની પ્રચંડ પ્રતિહિંસાની તથા પરલોકવાસી આત્માના અસ્તિત્વની કથા ગ્રામમાં સમસ્ત નરનારીઓના જાણવામાં આવી ગઇ. મધ્યાન્હ વેળાયે હરવિલાસના મૃત દેહનો અગ્નિસંસ્કાર થયો અને તે નિર્વંશ હોવાથી તેના વંશના નામનો પણ તેના અંત સાથે અંત આવી ગયો.

જે રાત્રે હરવિલાસની સંસારયાત્રા અથવા જીવનયાત્રાની સમાપ્તિ થઇ હતી તે જ રાત્રે એક અન્ય ચમત્કાર એ થયો કે તેનો શ્વસુર નગર ઠઠ્ઠામાંના પોતાના ગૃહમાં મધ્યરાત્રિના સમયમાં ગાઢ નિદ્રાને આધીન થયેલો હતો એવામાં અચાનક એક અદ્ભુત ધ્વનિ સંભળાયાથી તેની નિદ્રાનો ભંગ થયો અને જાગ્યા પછી "દીપકને પ્રકટાવો; કારણ કે, મારે તમારી સાથે છેલ્લી વાર બે ચાર વાતો કરવાની છે;" એવી કોઇએ તેને સૂચના આપી હોય, એવો તેને ભાસ થયો. તેણે દીપક પ્રકટાવ્યો અને દીપકના પ્રકાશમાં તેણે પોતાના જામાતા હરવિલાસને પોતા સમક્ષ ઊભેલો જોયો. ગૃહનાં સર્વ દ્વારે બંધ હોવા છતાં હરવિલાસ તેના શયનાગરમાં ક્યાંથી અને કેવી રીતે આવી થ-

કર્યો હશે, એ વિશે તેના મનમાં આશ્ચર્ય થવા લાગ્યું. તેના એ આશ્ચર્યને જાણી જઇને હરવિલાસ તેને ઉદ્દેશીને ગંભીર વાણીથી કહેવા લાગ્યો કેઃ—

" પૂજ્ય શ્રી, આપ શાંતિથી બેસી જાઓ અને આશ્ચર્ય–ચકિત ન થાઓ. હું અત્યારે ગૃહનાં સર્વ દ્વાર બંધ હોવા છતાં આપના શયનાગરમાં આવી શક્યો છું તેનું કારણ એ છે કે હું હવે જીવિત હરવિલાસ નહિ કિંતુ મૃત હરવિલાસ છું. થોડાંક ક્ષણો પૂર્વેજ મારા આ લોકમાંના આયુષ્યની સમાપ્તિ થઈ છે અને પ્રભાતમાં મારા નિર્જીવ શરીરનો પણ નાશ થઇ જવાનો છે. હું અત્યારે આપને માત્ર એટલીજ પ્રાર્થના કરવા તથા એટલોજ પરિશ્રમ આપવાને આવ્યો છું કે મારૂં આ લોકમાંનું જીવન અત્યંત પાપમય હોવાથી અને મેં અનેક નિર્દોષ જનોપર અનેક પ્રકારના અત્યાચારો કરેલા હોવાથી મરણ પશ્ચાત્ હું પ્રેતયોનિ અથવા તો પિશાચયોનિનો અધિકારી થયો છું; છતાં મારા ઉદ્ધારનો કાંઇક ઉપાય થઇ શકે એટલામાટે આપની પાસે આવવાની મને આજ્ઞા મળી છે. હવે મારી આપને એટલીજ પ્રાર્થના છે કે મારી સંપત્તિનો કોઇ પણ ઉત્તરાધિકારી ન હોવાથી આપ શિવસ્થાનમાં જઇને મારી સમસ્ત સંપત્તિનો જનસેવા, પરોપકાર તથા ધર્મનાં કાર્યોમાં વ્યય કરી નાખો; કારણ કે, એથી મને મળેલી શિક્ષામાં કાંઇક ન્યૂનતા થવાનો સંભવ છે. પરંતુ લોભ-વશ થઇને મારી સંપત્તિમાંથી એક પાઇનો પણ જો આપ પોતાના કોઈ કાર્યમાટે વ્યય કરશો અથવા તો મારા આ દર્શનને સ્વપ્ન કિંવા અસત્ય માનીને મારી સંપત્તિને સ્વાહા કરી જવાનો પ્રયત્ન આદરશો, તો હું આપના આયુષ્યની સમાપ્તિ કરી નાખીશ અને આપના વંશના અસ્તિત્વને આ સંસારમાંથી સદાને માટે મટાડી દઇશ. સાવધાન ! "

તેનો શ્વસુર હજી તો કાંઇક બોલવાની ઈચ્છા કરતો હતો એટલામાં તો 'સાવધાન,' શબ્દના ઉચ્ચાર સાથેજ હરવિલાસની પ્રતિમા તેની દૃષ્ટિથી અદૃશ્ય થઈ ગઇ અને તેની ઇચ્છા તેના મનમાંજ રહી ગઈ. આ આશ્ચર્યકારિણી ઘટના થઇ ગયા પછી તેના શ્વસુરના મનમાં એવો સંશય આવ્યો કે: 'હરવિલાસ પોતેજ કદાચિત્ આવ્યો હશે અને તેણે મને બીવડાવવામાટેનો આ વિનોદ કર્યો હશે !' એટલે તેણે પોતાના અનુચરોને જગાડીને હરવિલાસના આગમનની વાર્ત્તા પૂછી જોઇ; પરંતુ તેમણે જણાવ્યું કે: 'અમો એ વિશે કશું પણ જાણતા નથી;' અનુચરોના આવા ઉત્તરથી તે એ ઘટનાને એક અદ્ભુત કિંવા ભયાનક સ્વપ્ન માનીને ભૂલી ગયો અને પોતાના વ્યવસાયમાં નિમગ્ન રહ્યો. પરંતુ ચોથે દિવસે એક સંદેશવાહક હરવિલાસના મૃત્યુના સમાચાર લઇને આવ્યો અને તેણે જે વૃત્તાન્ત તેને કહી સંભળાવ્યો તે વૃત્તાન્તને સાંભળ્યા પછી હરવિલાસના મૃત્યુ પછીના પોતા પાસેના આગમનની ઘટના તેને સર્વથા સત્ય ભાસવા લાગી અને તેથી શિવસ્થાનમાં જઇને તેણે હરવિલાસની ઇચ્છા અનુસાર તેની સમસ્ત સ્થાવર તથા જંગમ સંપત્તિનો તેની ઉત્તરક્રિયા, જનસેવા, પરોપકાર તથા ધર્મનાં કાર્યોમાં વ્યય કરી દીધો. તેની ઈચ્છા અનુસાર એ વ્યવસ્થા થઇ જવાથી હરવિલાસ પુનઃ કદાપિ છાયાના સ્વરૂપમાં તેના શ્વસુરના જોવામાં આવ્યો નહોતો. શિવસ્થાનમાંની હરવિલાસની હવેલી અદ્યાપિ એક મંદિર તથા ધર્મશાળાના સ્વરૂપમાં શિવસ્થાનમાં વર્ત્તમાન છે અને યશોધરાની મરણ પછીની એ પ્રચંડ પ્રતિહિંસાની તથા હરવિલાસના મરણ પછી તેના શ્વસુરને થયેલા તેના સાક્ષાત્કારની કથા અદ્યાપિ શિવસ્થાનનાં સ્ત્રી પુરુષોમાં એક પુરાતન કથા કિંવા દંતકથાના સ્વરૂપમાં પ્રચલિત છે.

હરવિલાસ પોતાના શ્વસુરને છાયાદર્શન આપ્યા પછી ક્યા અગમ્ય તથા અજ્ઞેય પ્રદેશમાં ચાલ્યો ગયો હતો, એ રહસ્ય કોઈના પણ જાણવામાં આવ્યું નહોતું અને એ રહસ્ય કોઇના જાણવામાં આવે એવો સંભવ પણ નહોતો; પરંતુ હરવિલાસના પાપમય તથા આમોદવિહ્વલ જીવનની અવસાનકથા અથવા આતંકજનક કથા અધ્યાત્મતત્ત્વના ઇતિહાસમાં સદાને માટે અંકિત થઇ રહી છે. આ કથા માનવજાતિને ગંભીર સ્વરથી ઉપદેશ આપે છે કે 'આ લોકના અસ્તિત્વ પ્રમાણેજ પરલોક પણ અવસ્ય અસ્તિત્વ ધરાવે છે; અધર્મ છે તો ધર્મ પણ છે અને અન્યાય પણ ન્યાયાપેક્ષ છે એટલામાટે પરલોકની વાર્ત્તાને સર્વથા વિસારી મૂકવી એ માનવજાતિનું અજ્ઞાન નહિ તો બીજું શું છે વારુ ?'

આ સંસારમાં અત્યારે પણ હરવિલાસ સમાન અન્ય લક્ષાવધિ વ્યક્તિઓ અસ્તિત્વ ધરાવે છે કે જેમને પોતાના પદાધિકાર, ગૌરવ અથવા ધન–ઐશ્વર્યરૂપ મધના મદથી ઉન્મત્ત થઇને નિર્બળ જનોની છાતીપરથી પોતાની ગાડીને ચલાવતાં અને વિશ્વાસઘાત જેવાં ભયાનક તથા અક્ષમ્ય પાતકો કરતાં આગળ પાછળનો લેશ માત્ર પણ વિચાર નથીજ થતો. એવાં દુષ્ટ જનો એ દુષ્કર્મો કેટલેક અંશે પોતાના સ્વભાવદોષથી અને કેટલેક અંશે પરલોક વિષયક પોતાના ઘોર અજ્ઞાનના કારણથી કર્યા કરે છે. જો એવાં પાપિષ્ટ સ્ત્રી તથા પુરુષો એ તત્ત્વને જાણતાં હોય કે મૃત્યુના યોગે જીવનાં સુખ દુઃખોનો શાશ્વત અંત થઇ જતો નથી; કિન્તુ જે ક્ષણ અને જે મુહૂર્ત્તમાં આ પૃથ્વીમાં મનુષ્યના શરીરનો અંત થાય છે તે ક્ષણ અને તે જ મુહૂર્ત્તમાં તે મનુષ્ય આ ચર્મચક્ષુથી અદૃષ્ટ સૂક્ષ્મ શરીરને ધારણ કરીને એક અન્ય વિશ્વમાં પ્રવેશે છે અને ત્યાં પુનઃ તેનાં સુખ

દુ:ખોનો નવીનતાથી આરંભ થાય છે; તે તેઓ કદાપિ નીચ લાલસાઓના પ્રબળ પ્રવાહમાં પોતાની જીવનનૌકાને વહેતી મૂકી દઇને પારલૌકિક ચિન્તાથી આટલી સીમા પર્યન્ત ઉદાસીન ન રહે, એ સ્વાભાવિકજ છે. પરમકરુણાસિન્ધુ પરમેશ્વરે મનુષ્યને વાસ્તવિક મનુષ્યત્વની પ્રાપ્તિના માર્ગમાં પ્રેરવાની ઇચ્છાથી બહુધા સર્વ વિષયોમાં સંપૂર્ણ સ્વતંત્રતા તથા સ્વાધીનતા આપીનેજ ઉત્પન્ન કરેલું છે; પશુ પક્ષીઓને જે સ્વાધીનતા નથી તે મનુષ્યોને મળેલી છે; અને તેથી મનુષ્ય એ સ્વાધીનતાના સદુપયોગદ્વારા મૃત્યુ પશ્ચાત્ દેવત્વને પ્રાપ્ત કરીને જેમ દેવલોકના અધિકારને મેળવી શકે છે તેમજ એ સ્વાધીતાનો દુરુપયોગ કરીને પોતાના કર્મદોષથી કર્મના ફળ અથવા પરિણામ અનુસાર અલ્પ અથવા અધિક કાળને માટે નરકના અધિકારને પણ મેળવી શકે છે. પરમાત્મા મનુષ્યની એ સ્વાધીનતાના માર્ગમાં કદાપિ કોઇ પણ પ્રકારની બાધા નાખતો નથી; પરમેશ્વર તો કેવળ તેના સમસ્ત જીવનમાં એક દિવસ અને એકજ વાર તેને કોઇ અદૃશ્ય દેશાન્તરમાં જવાની આજ્ઞા માત્ર આપે છે. મનુષ્ય ભલે ભીષ્મ પિતામહ, અર્જુન અથવા મહારાણા પ્રતાપ સમાન વીરશિરોમણિ હોય; કવિકુલગુરુ કાલિદાસ, બાણભટ્ટ અને ભટ્ટિ સમાન ધુરંધર કવિ કોવિદ હોય, વેદવ્યાસ સમાન વક્તા હોય, યુધિષ્ઠિર સમાન ધર્માત્મા હોય કિંવા રાવણ દુર્યોધન અને હરવિલાસ સમાન વિપુલ વૈભવ, શારીરિક બળ તથા ગર્વ આદિથી સંપન્ન, પાપમાર્ગગામી અને વિષયવિલાસી નરપિશાચ હોય; છતાં પણ તેને એક દિવસ તે ઇશ્વરીય આજ્ઞાને શિરોધાર્ય કરવાનો પ્રસંગ તો અવશ્યમેવ પ્રાપ્ત થાય છે; કારણ કે, સર્વેશ્વરની આજ્ઞા ત્રિકાળ તથા ત્રિભુવનમાં સર્વ જીવોને માટે સર્વથા પાલનીય તથા અનુલ્લંઘનીય હોવાથી તેનું કદાપિ કોઇથી

પણ ઉલ્લંઘન કરી શકાતું નથી.

હવે યશોધરાએ, તે પોતે પરલોકવાસિની થયેલી હોવા છતાં, તેની પુત્રીને પીડનાર પાપાત્મા હરવિલાસ પાસેથી વૈરનો જે બદલો લીધો હતો તે ઘટનાના સંબંધમાં પાઠક તથા પાઠિકાઓના મનમાં કેટલાક સંશયાત્મક પ્રશ્નો ઉદ્‌ભવવાનો સંભવ છે અને તે અમો સારી રીતે જાણીએ છીએ. એમાંનો પ્રથમ પ્રશ્ન એ હોવો જોઇએ કે, પરલોકવાસિની યશોધરાએ હરવિલાસના મૃત્યુના સમયને કેવી રીતે નિશ્ચિત કર્યો અને પોતાના તે નિશ્ચય અનુસાર તૃતીય દિવસની મધ્યરાત્રિયે હરવિલાસના પ્રાણનું નિમેષ માત્રમાં હરણ કરી લીધું તે તેની કઈ અદ્‌ભુત શક્તિના પરિણામે? એનું ઉત્તર એજ છે કે અધ્યાત્મલોકનિવાસીઓ મર્ત્યલોકવાસી મનુષ્યોના ભાવિ જીવનના સંબંધમાં વિશાળ જ્ઞાન ધરાવતાં હોય છે એટલે યશોધરાને હરવિલાસના ભાવિ જીવનનું યોગ્ય જ્ઞાન હોવું જોઇએ અથવા પરલોકવાસી કોઇ અન્ય ઉચ્ચતર આત્મા દ્વારા તેને એ જ્ઞાનની પ્રાપ્તિ થઈ હોય તો તેમ થવું પણ શક્ય છે; અથવા તો તેને આવું જ્ઞાન ન હોવા છતાં પણ સંસારમાં જેવી રીતે મનુષ્ય પ્રતિહિંસાની ઉત્તેજનાથી અન્ય પ્રતિપક્ષી મનુષ્યના પ્રાણનો અંત કરી નાખે છે, તેવીજ રીતે અત્યંત પ્રબળ પ્રતિહિંસાની ઉત્તેજનાથી પોતાનીજ નવીન આધ્યાત્મિક શક્તિ દ્વારા તેણે હરવિલાસની હત્યા કરી નાખી હોય તો એ ઘટના પણ આશ્ચર્યકારિણી તો ન જ કહી શકાય. દ્વિતીય પ્રશ્ન એ હોવો જોઇએ કે, જે વેળાયે પાપાત્મા હરવિલાસના પ્રાણ શરીરમાંથી પ્રયાણ કરી ગયા તે જ વેળાયે હરવિલાસ ઠેઠ નગર ઠઠ્ઠામાં પોતાના શ્વસુર સમક્ષ કેવી રીતે પહોંચી શક્યો વારૂ ? તેમજ શરીરને ત્યાગતાંની સાથેજ ગંભીર રાત્રિના સમયમાં પોતાના શ્વસુરને દર્શન આપવાનો અને

તેને પોતાની સંપત્તિનો ધર્મનાં કાર્યોમાં વ્યય કરવા માટેની સૂચના આપવાની ધાર્મિક બુદ્ધિનો તેનામાં શા કારણથી ઉદ્ભવ થયો હશે વારુ ? એના ઉત્તરમાં જણાવવાની આવશ્યકતા છે કે પરલોકવાસિની આત્મિકા અથવા પરલોકવાસી આત્મિક વિદ્યુત્ કરતાં પણ તીવ્રતર વેગથી એક સ્થાનમાંથી અન્ય સ્થાનમાં જઇ શકે છે એટલે એવી અવસ્થામાં શિવસ્થાનથી નગર ઠઠ્ઠા સુધીનો અંતરાય તો કશી ગણનામાંજ નથી; તેમજ શરીરને ત્યાગ્યા પછી તરતજ કાંઇક પોતાના મનના વલન તથા કાંઇક અજ્ઞેય ઉચ્ચતર આત્માઓના શાસનથી પોતાના શ્વસુરને પોતાની સમસ્ત સંપત્તિનો સાર્વજનિક હિતનાં અથવા તો ધાર્મિક કાર્યોમાં વ્યય કરવામાટેની સૂચના આપવાની ધાર્મિક બુદ્ધિનો તેનામાં ઉદ્ભવ થયેલો હોવો જોઇએ અને જે દેવાત્માઓ તેને લઇ જવામાટે આવ્યા હશે તેમણે તેના મનની અંતિમ અભિલાષાને પૂર્ણ કરવામાટે તેના શ્વસુરને તેજ વેળાયે દર્શન આપવાની તેને અનુમતિ આપી હશે; કારણ કે, અનેક સ્ત્રી પુરુષોએ પોતાના મરણ પછી એવી રીતે અન્ય જનોને અંતિમ દર્શનો આપેલાં છે અને અધ્યાત્મતત્ત્વવિષયક ગ્રંથોમાં તેમનું સપ્રમાણ વિવરણ કરાયલું છે. તૃતીય પ્રશ્ન એ ઉપસ્થિત થાય તેમ છે કે જે પરલોકવાસિની યશોધરામાં હરવિલાસની હત્યાનું સામર્થ્ય હતું. તે યશોધરામાં પોતાની પ્રાણાધિકા પુત્રી માધવીની જીવનરક્ષાનું સામર્થ્ય નહોતું કે શું ? અને જો તેનામાં તે સામર્થ્ય હતું, તો પછી માધવીએ સિંધુના પ્રવાહમાં પડીને જે વેળાયે આત્મહત્યા કરી તે વેળાયે યશોધરાએ તેને સિંધુના પ્રવાહમાં પડતી અટકાવી કેમ નહિ અને તેનો ઉદ્ધાર શામાટે ન કર્યો ? આ પ્રશ્ન તે પ્રથમનાં બે પ્રશ્નો કરતાં એક વિશેષ મહત્ત્વનો અને ગંભીર પ્રશ્ન છે, એ નિર્વિવાદ

છે; છતાં એનું પણ સમર્પક ઉત્તર તો છેજ અને તે એ કે, કાં તો માધવીના આયુષ્યની સમાપ્તિ થયેલી હોવાથી યશોધરામાં તેના જીવનને રક્ષવાનું પરમેશ્વરના સામર્થ્યથી વિશેષ સામર્થ્ય ન હોવાથી તેણે તેના ઉદ્ધારનો પ્રયત્ન નહિ કર્યો હોય અને કાં તો કોઈ અન્ય સાધન દ્વારા માધવીના ઉદ્ધાર તથા ભાવિ જીવનની સ્થિતિ વિષયક જ્ઞાનના પરિણામે માધવીના રક્ષણના સંબંધમાં નિર્ભયતા તથા નિશ્ચિન્તતા હોવાથી તે દિશામાં ધ્યાન આપવાની તેને આવશ્યકતા જ નહિ જણાઈ હોય. અસ્તુ: ત્યારે અહીં અંતિમ પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આત્મહત્યાથી માધવીના આ લોકમાંના અસ્તિત્વનો અંત આવી ગયો હતો કે કોઈ અન્ય સાધન દ્વારા તેના પ્રાણનું રક્ષણ થયું હતું ? પ્રિય પાઠક તથા પાઠિકાઓ, અત્યારે તમારી પેઠેજ અમો પણ માધવીના જીવનની અનુકૂલ કિંવા પ્રતિકૂલ પરિસ્થિતિથી સર્વથા અજ્ઞ છીએ; કારણ કે, માધવીના અંતિમ પરિણામના વિચારનો અવકાશ અમને મળી શક્યો નથી. હવે અમો માધવીના જીવનનું સિંધુના પ્રવાહમાં પડયા પછી શું પરિણામ થયું હતું એ વિષયનોજ વિચાર કરવાના છીએ અને તેથી હવે પછીના પ્રકરણમાં આપણી પ્રસ્તુત નવલકથાની નાયિકા બ્રહ્મચારિણી અને આદર્શ વિધવા માધવીના જીવનનું જે કાંઇ પણ પરિણામ થયું હશે તે પાઠક તથા પાઠિકાઓના જાણવામાં આવી જશે.

## પ્રકરણ ૧૦ મું
## જમીલાના 'બજરા' માં

માધવી સિંધુનદના વારિપ્રહવાહમાં પડતાંની સાથેજ પ્રથમ તો તલપ્રદેશમાં પહોંચી ગઈ અને ત્યાર પછી કેટલાક અંતરપર પ્રવાહના મધ્યમાં પાછી જળની સપાટીપર નીકળી આવી. એજ સમયે એક સુંદર બજરો* સિન્ધુના પ્રવાહમાં ચાલ્યો જતો હતો અને માધવી તે બજરાની પાસેજ જળની સપાટીપર નીકળવાથી અને બજરામાંના દીપકનો પ્રકાશ તેનાપર પડવાથી બજરાના પશ્ચાદ્‌ભાગમાંના એક ઓરડાની બારીમાં મુખ કાઢીને બેઠેલી એક સ્ત્રીએ ડુબતી માધવીને જોઈ લીધી અને તેથી તેજ ક્ષણે નાવિકોને સંબોધીને કહ્યું કે: "ઊતાવળ કરો, કોઇ સ્ત્રી ડુબે છે તેને બચાવો અને બજરામાં ઊપાડી લ્યો." આ આજ્ઞા મળતાંજ ચાર પાંચ નાવિકો સિંધુના પ્રવાહમાં કૂદી પડયા અને તેમણે પુનઃ સિંધુના તલપ્રદેશમાં પહોંચવાની અણીપર આવેલી માધવીને ડુબકી મારીને પકડી લીધી અને બજરામાં લાવીને નાખી દીધી. એજ વેળાયે એક પરમા સુંદરી, પ્રભાવશીલા અને ગંભીરાકૃતિ પ્રૌઢા રમણી બજરાના ઓરડામાંથી બહાર નીકળી આવી અને દીપકના પ્રકાશમાં તેણે જોયું તો માધવી જો કે મૂર્છાને આધીન થયેલી હતી અને તેની સમસ્ત સંજ્ઞાનો લોપ થયેલો હતો, છતાં અદ્યાપિ તે મૃત્યુને આધીન થઇ ન હોતી; કારણ

* મોટી મોટી નદીઓ તથા સમુદ્રમાં પ્રવાસ કરવામાટે બાંધેલી વિશાળ નૌકાને આપણે વહાણ કહીએ છીએ તેમ મધ્ય હિન્દુસ્તાન તથા પંજાબના લોકો બજરા કહે છે.

કે, તેની શ્વાસોચ્છ્વાસક્રિયા મંદગતિથી ચાલતી દેખાતી હતી, એમ તેના જોવામાં આવ્યું. માધવીના નવયૌવન તથા લાવણ્યને જોઈને તે પ્રૌઢા રમણીના હૃદયમાં તેના વિશે એક પ્રકારના સ્વાભાવિક વાત્સલ્યનો ઉદ્ભવ થયો અને તેથી માધવીના ઉદરમાં ગયેલા જળને અમુક ક્રિયાદ્વારા કાઢી નખાવીને તેણે પોતાના ઓરડામાં સૂવડાવી તેને સચેતન કરવાનો પ્રયત્ન આદર્યો. નાવિકોએ નાંગર ઉપાડીને બજરાને હંકારી દીધો.

તે પ્રૌઢા રમણી ચિકિત્સાશાસ્ત્રની પણ જ્ઞાત્રી હોવાથી પોતાના એક પટારામાંથી એક પ્રવાહિ ઔષધ કાઢીને તેમાંથી લગભગ અઢી તોલા જેટલું ઔષધ તેણે માધવીને પીવડાવ્યું. એ ઔષધના પાનથી માધવી તત્કાળ સચેતન તો ન થઈ, પરંતુ તે નિશ્ચિન્ત ભાવથી ગાઢ નિદ્રાનો આસ્વાદ લેવા લાગી. સમસ્ત રાત્રિ વીતી ગઇ પરંતુ તેની નિદ્રાનો ભંગ ન થયો અને બજરો આખી રાત ચાલતો રહ્યો. પ્રાતઃકાળમાં જ્યારે માધવીની નિદ્રાનો ભંગ થયો, તે વેળાયે તે પંજાબની દિશામાં શિવસ્થાનથી બહુજ દૂર નીકળી આવી હતી. પ્રાતઃકાળમાં જાગ્રત થયા પછી કેટલીક વાર સુધી માધવી આશ્ચર્યચકિત તથા સ્તંભિત થઇને વિચારમગ્ન અવસ્થામાં બેસી રહી. ધીમે ધીમે ગતરાત્રિની સર્વ ઘટનાઓનું તેને સ્મરણ થવા લાગ્યું અને આત્મહત્યાની ઇચ્છાથી સિંધુના જળપ્રવાહમાં પડવા છતાં તેનું મરણ થયું નહોતું અને અત્યારે તે સુખનાં સર્વ સાધનોથી ભરપૂર રાજનૌકા સમાન એક વિશાળ નૌકામાં હતી એ પણ તેના જાણવામાં આવ્યું. તેણે પોતા સમક્ષ બેઠેલી તે પ્રૌઢા રમણી પ્રતિ દૃષ્ટિપાત કર્યો એટલે તે પ્રૌઢા રમણી તેને પોતાનેજ એકાગ્ર દૃષ્ટિથી જોતી બેઠી હતી એમ તેના જોવામાં આવ્યું. માધવીએ અત્યંત વ્યાકુલતાપૂર્વક

સ્વરથી તે પ્રૌઢા રમણીને પૂછ્યું કે: "શ્રીમતી મહોદયા, હું અત્યારે ક્યાં છું તે કૃપા કરીને મને જણાવશો?"

"વત્સે, અત્યારે તું મારી નૌકામાં છે. ગત મધ્યરાત્રિના સમયમાં તું પ્રવાહમાં તણાતી અમારા બજરા પાસે આવી હતી અને ડૂબી જવાની અણીપર હતી. એટલામાં મારી દૃષ્ટિ તારાપર પડવાથી મેં નૌકાને ઊભી રખાવી મારા નાવિકોને આજ્ઞા આપી તને નૌકાપર ઉપાડી લેવડાવી હતી અને તારા પ્રાણ તે વેળાયે નીકળી ગયેલા ન હોવાથી મારા આપેલા ઔષધના પ્રભાવથી અને પરમાત્માની કૃપાથી તું મરણના મુખમાંથી બચી ગઈ છે; તારી આપત્તિનું નિવારણ થઈ ગયું છે."

"પરંતુ તમોએ મને ડૂબીને શામાટે મરી જવા ના દીધી? મને પ્રવાહમાંથી શામાટે કઢાવી લીધી? વળી આ દુઃખમય તથા વિષમય સંસારમાંની નવીન યાતનાઓ તથા નવીન યંત્રણાઓને સહન કરવામાટે મારા દુર્ભાગી જીવનનું સંરક્ષણ શામાટે કર્યું? મારા આ ઉદ્ધારમાટે હું તમારો ઉપકાર માનું કે અપકાર માનું, એની અત્યારે મને કાંઇ પણ સમજ પડતી નથી. હાય! કહો, કહો, કે તમોએ મને શામાટે બચાવી?" માધવીએ કોઇ એક ઉન્માદિની અબળા પ્રમાણે આવા પ્રકારના ઉદ્‌ગારો કાઢ્યા.

"કોઈ પણ ડૂબતા મનુષ્યને, જો તે દૃષ્ટિએ પડે, તો પોતાના જીવના જોખમે પણ બચાવવું, એ નૌકાવાસીનો ધર્મ હોવાથી મારો જે ધર્મ હતો તે મેં બજાવ્યો છે. પરંતુ હું તને એ પૂછવા માગું છું કે તું આવી નવયૌવના તથા રૂપસુંદરી બાળા હોવા છતાં શા દુઃખથી આત્મહત્યાના પાતકને પોતાના શિરપર વ્હોરી લેવાને ઉઘુક્ત

થઈ હતી વારૂ ?” પ્રૌઢા રમણીએ ઉચિત ઉત્તર આપીને ઉચિત પ્રશ્ન પૂછ્યો.

“ જેને મારાથી મારૂં પોતાનું કહીને બોલાવી શકાય એવું કોઇ પણ મનુષ્યપ્રાણિ આ વિશાળ વિશ્વમાં નથી; મારાં માતાપિતા નથી, મારો ભ્રાતા નથી, મારી ભગિની નથી અને એ સર્વથી પણ વિશેષ દુર્ભાગ્યની કથા એ છે કે હું બ્રાહ્મણજાતિની એક અભાગિની બાળવિધવા છું. અર્થાત્ જીવનને ધારણ કરવાથી આ સંસારમાં કેવળ કષ્ટ, ક્લેશ અને યંત્રણાઓ વિના મને અન્ય કોઇ પણ સુખકર વસ્તુની પ્રાપ્તિ થવાની સંભાવના છેજ નહિ; તો પછી ભારરૂપ જીવનને શા કારણથી ધારણ કરવું વારૂ ? હજી પણ તમને મારી એજ પ્રાર્થના છે કે આ દુર્ભાગી દેહને પુનઃ સિંધુના પ્રવાહમાં નાખી દો અને એક જન્મદુઃખિની અબળાને દુઃખમુક્ત કરવાના પુણ્યને પ્રાપ્ત કરી લ્યો !” માધવીએ કરુણોત્પાદક વાણીથી પોતાના જીવનની સારહીનતાનું દર્શન કરાવ્યું.

“ શાંત થા; દુઃખિની બાળા, શાંત થા !” તે પ્રૌઢા પ્રમદા માધવીને આશ્વાસન આપતી કહેવા લાગીઃ “ હું પણ મનુષ્યજાતિમાં ઉત્પન્ન થયેલી છું અને આર્યજાતિમાં જન્મેલી એક આર્ય અબળા છું એટલે તને હું હવે મરવા દઉં એ તો કદાપિ બનવાનું જ નથી. જો આ સંસારમાં ખરેખર જ તારૂં પોતાનું કોઇ ન હોય અને તું અનાથિની જ હોય, તો મારી સાથે ચાલ; કારણ કે, મને એક પણ પુત્ર કિંવા કન્યા ન હોવાથી અને હું વયમાં તારી માતા જેવડી હોવાથી તને હું મારી પોતાની કન્યા પ્રમાણેજ સુખમાં રાખીશ અને તારા સુખમાટેની સર્વ વ્યવસ્થા કરી આપીશ કે જેથી મારા મરણ પછી પણ તને કોઇ પણ પ્રકારની ચિન્તા ન વેઠવી પડે.”

તે પ્રૌઢા પ્રમદાનાં આ આશ્વાસક વાકયોનું શ્રવણ કરીને માધવી કેટલીકવાર સુધી તો નિર્નિમેષ નેત્રોથી તેના મુખમંડળને જોઇ રહી અને ત્યારપછી તેણે મંદ તથા મધુર સ્વરથી પૂછયું કે: " પણ તમો કોણ છો તે કૃપા કરીને મને જણાવશો ? "

પ્રૌઢા નારીએ મૃદુહાસ્યમંડિત મુખથી કહ્યું કે: " તું પ્રથમ પોતાનો ઇત્થંભૂત વૃત્તાન્ત મને કહી સંભળાવ એટલે પછી હું પણ તને મારો યોગ્ય પરિચય કરાવીશ. "

સરળહૃદયા માધવીએ પોતાનાં દુઃખોનો ઇત્થંભૂત વૃત્તાન્ત તે પ્રૌઢા વનિતાને કહી સંભળાવ્યો; માત્ર એ વૃત્તાન્તમાં તેણે નારાયણના કથાભાગને આવવા ન દીધો એટલે કે નારાયણની કથાને સર્વથા ગુપ્ત જ રાખી; કારણ કે, નારાયણની કથાને હાલ તરત ગુપ્ત રાખવામાં તેનો એક વિશિષ્ટ ઉદ્દેશ સમાયલો હતો.

માધવીનાં દુઃખોનો વૃત્તાન્ત સાંભળી લઇને તે પ્રૌઢા રમણીએ ગંભીરતાથી કહ્યું કે: " એક અનાથિની બ્રાહ્મણ બાળવિધવાને અને તેમાં પણ તારા જેવી નવયૌવના તથા રૂપસુન્દરી વિપ્રવિધવાને પોતાના ધર્મનું પાલન કરતાં કેવાં અને કેટલાં દુઃખો ભોગવવાં પડે છે અને કેટલીક વાર અનિચ્છા પૂર્વક કેવી રીતે ભ્રષ્ટતાને સ્વીકારવી પડે છે, એ હું મારા પોતાના અનુભવથી સારી રીતે જાણું છું; કારણ કે, એક દિવસ એવો પણ હતો કે જ્યારે હું પણ તારા જેવીજ એક નવયુવતી અને લાવણ્યવતી વિધવા હતી અને તે વેળાએ મારે પણ આવાં જ કેટલાંક કષ્ટો ભોગવવાં પડયાં હતાં. છતાં પણ મેં તારી પેઠે આત્મહત્યા કરીને મરી જવાનો પ્રયત્ન કદાપિ કર્યો નહોતો અને ભવિષ્યમાં હું તેવો પ્રયત્ન કરવાની પણ નથી. હું તો મારા ગૃહને ત્યાગીને ચાલી ગઇ હતી અને તે પલાયનનું જ એ પરિણામ છે કે

આજે તું મને એક રાજાની રાણી જેવી સંપન્ન સ્થિતિમાં જોઇ શકે છે. આજકાલ મારો સિતારો એવો તો બુલન્દ છે કે સમસ્ત ભારતવર્ષનો 'દિલ્હીશ્વરો વા જગદીશ્વરો વા, સમ્રાટ્ જહાંગીર પણ મારાં ચરણોમાં મસ્તક નમાવે છે અને વિશ્વવિખ્યાત બાદશાહ બેગમ નૂરજહાનથી બીજી પદવી મારી માનવામાં આવે છે. જો હું તે સમયનાં કષ્ટોથી કંટાળી આત્મઘાત કરીને મરી ગઈ હોત, તો આજના આ વૈભવવિલાસના ઉપભોગનો પ્રસંગ મને મળી શકત ખરો કે? કદાપિ નહિ. એટલામાટે તું તારા આત્મહત્યાવિષયક ઉન્માદને ત્યાગી દે; નિરાશાવાદિની મટીને આશાવાદિની થા અને પ્રયત્ન દ્વારા પોતાના ભાગ્યને ચમકાવવાનો પ્રયત્ન કર. સદા કોઇના દિવસો દુઃખમાં જતા નથી તેમ જ સદા કોઇના દિવસ સુખમાં પણ ભાગ્યે જ વીતે છે; અર્થાત્ વિશ્વ પરિવર્ત્તનશીલ હોવાથી વારાફરતી સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખનું આગમન થયા જ કરે છે. તારા ભાગ્યમાં સુખ નથી જ લખાયલું એમ તેં શા આધારે ધારી લીધું છે વારૂ? મને સામુદ્રિક શાસ્ત્રનું જે અલ્પ સ્વલ્પ જ્ઞાન છે તેના આધારે હું તારી લલાટરેખાને જોઇને નિઃશંક કહી શકું છું કે હવે પછી અલ્પ સમયમાં જ રાજાની મહિષી સમાન માનસન્માન તથા વૈભવવિલાસની પ્રાપ્તિનો યોગ તારા ભાગ્યમાં લખાયલો છે; માત્ર એટલું જ નહિ, પણ તારી કીર્ત્તિ તથા ખ્યાતિનો સુગંધ સમસ્ત ભારતવર્ષમા પ્રસરવાનો છે અને તું ભારતવર્ષની એક નામાંકિતા નારી થવાની છે, એવો મારો દૃઢ નિશ્ચય છે."

તે નૌકાસ્વામિની પ્રૌઢા રમણીએ આ વાક્યો કાંઇક અનુમાનથી અને કાંઇક આધવીના હૃદયમાં આશાને ઉત્પન્ન કરવાના ઉદ્દેશથી ઉચ્ચાર્યાં હતાં; પરંતુ વાસ્તવિકતાથી પરમેશ્વરે જ તેને આવાં વાક્યો

ઉચ્ચારવાની પ્રેરણા કરી હતી; કારણ કે, તેનું ભાખેલું ભવિષ્ય પછીથી કેટલા પરિમાણમાં અક્ષરશઃ સત્ય સિદ્ધ થયું હતું એ ઘટના આગળ જતાં આપણા જોવામાં આવવાની છે અને તેથી અત્યારે જ તેના વિશેષ વિવરણની આવશ્યકતા નથી.

અસ્તુ: તે પ્રૌઢા રમણીનાં એ આશાજનક તથા ઉત્સાહવર્ધક વાક્યોના શ્રવણથી માધવીના નિરાશ હૃદયમાં કેટલેક અંશે નવીન આશાનો ઉદય થવા માંડ્યો અને તે આશાની કિંચિત્ છટા તેના પુલકિત વદનમંડળમાં પણ દેખાવા લાગી. બાદશાહ જહાંગીર એક વિલાસી સમ્રાટ્ હોવાથી અને તેના જનાનખાનામાં હિન્દુ બેગમો પણ હોવાથી તેમ જ તે પ્રૌઢા રમણીના મુખમાંથી "સમસ્ત ભારતવર્ષનો ' દિલ્હીશ્વરો વા જગદીશ્વરો વા ' સમ્રાટ્ જહાંગીર પણ મારાં ચરણોમાં મસ્તક નમાવે છે અને વિશ્વવિખ્યાત બાદશાહ બેગમ નૂરજહાનથી બીજી પદવી મારી માનવામાં આવે છે ! " એ પ્રમાણેનો ઉદ્ગાર નીકળેલો હોવાથી માધવીએ તેને બાદશાહ જહાંગીરની એક બેગમ જ ધારી લીધી અને તેથી તેણે વિશેષ માનાસ્પદ સંબોધનથી પૂછ્યું કે: " ત્યારે શું આપ શ્રીમતી સમ્રાટ્ જહાંગીરનાં બેગમ છો, પ્રાણેશ્વરી છો ? "

તે પ્રૌઢા રમણી માધવીના એ પ્રશ્નનું ઉત્તર આપવા જતી હતી એટલામાં તો એક તરુણી દાસી ગંગાયમુના ( સુવર્ણ તથા ચાંદીના) થાળમાં પ્રાતઃકાલિક ફિપાહારમાટેની ખાદ્ય વસ્તુઓને લઇને ત્યાં આવી પહોંચી અને તેથી તેમની વચ્ચે ચાલતા ઉપર્યુક્ત સંવાદમાં થોડી વારને માટે ભંગ પડી ગયો. તે મોટા થાળમાં નાના પ્રકારની ખાદ્ય વસ્તુઓથી ભરેલી કેટલીક ચાંદી તથા સોનાની રકાબીઓ રાખેલી હતી એટલે તેમાંની ત્રણેક રકાબીઓ માધવી સમક્ષ મૂકવામાં

આવી અને ત્રણેક રકાબીઓ તે પ્રૌઢા રમણી સમક્ષ મૂકવામાં આવી. એ ઉપાહારને ન્યાય આપી કીમતી શર્બતનું પાન કરીને તાંબૂલ ભક્ષણનો પ્રૌઢા રમણીએ આરંભ કર્યો એટલે દાસી ત્યાંથી ચાલી ગઇ અને તેના ગયા પછી માધવીના પ્રશ્નનું ઉત્તર આપતી તે પ્રૌઢા પ્રમદા મધુર હાસ્યમંડિત મુખથી કહેવા લાગી કે: "મુગ્ધા માધવી, હું જહાંગીર બાદશાહની બેગમ કિંવા પ્રાણેશ્વરી નથી; કિન્તુ વિશાળ ભારતવર્ષની વર્ત્તમાન રાજધાની અકબરાબાદ અથવા આગ્રા નગરની એક મશહૂર તવાયફ એટલે કે ગાયિકા તથા નર્ત્તકી છું અને બાદશાહ જહાંગીર નૃત્યકળા તથા સંગીતકળાનો ઉત્તમ જ્ઞાતા તથા ભોક્તા હોવાથી જહાંગીરના દરબારમાં મારી ઘણી જ સારી પ્રતિષ્ઠા છે અને મારાપર જહાંગીરની એટલી બધી કૃપા છે કે તેની મારાપરની એ અસીમ કૃપા સમાજમાં મારી પ્રભાવવૃદ્ધિના કારણરૂપ થઇ પડી છે. તમારા આ સિંધુદેશના સૂબેદાર તથા કેટલાક મોટા મોટા જાગીરદારોએ મારી સંગીતકળા તથા નૃત્યકળાના ઉપભોગમાટે જહાંગીર બાદશાહ પાસેથી આજ્ઞા મેળવીને મને અહીં બોલાવી હતી અને મારા પરિશ્રમના મૂલ્ય તરીકે દશ હજાર સોના મોહોરો તેમણે આપી છે. આ દેશમાંના મારા કાર્યની સમાપ્તિ થવાથી હું હવે મારા નિવાસસ્થાન આગ્રા ભણી જવાને નીકળી છું. મારી સંપત્તિ તથા મારા વૈભવવિલાસની એટલાથી પણ તું કાંઇક કલ્પના કરી શકીશ કે આ રાજમહાલય તુલ્ય નૌકા કેવળ મારા ઉપયોગમાટે જ રાખવામાં આવી છે અને મારા સિપાહી તથા બર્કન્દાજ આદિ અનુચરો પાછળ આનાથી ઉતરતી બીજી બે નૌકાઓમાં આવતા હશે કે જેઓ આવતી કાલ સંધીમાં આપણે જ્યાં નૌકાઓને નાંગરીશું ત્યાં તારા જોવામાં આવી શકશે. સારાંશ કે, અત્યારે હવે આ સંસારમાં દુઃખ

જેવી કોઇ વસ્તુ અસ્તિત્વ ધરાવે છે કે નહિ, એનું પણ મને ભાન કે જ્ઞાન નથી. અશરફી અથવા સુવર્ણમુદ્રાઓને હું ઠોકરે ઉડાવી દઉં છું તો પણ અશરફીઓ મારાં ચરણોને ચૂમતી મારી પાસે દોડતી આવે છે! હું પુનરપિ કહું છું કે જો અવિચારથી મેં તે વેળાયે આત્મહત્યા કરી નાખી હોત, તો આજે આ વૈભવના ઉચ્ચતમ શિખરપર વિરાજવાનો પ્રસંગ મને મળી શકયો ન હોત, એ તારે કદાપિ ભૂલી જવાનું નથી."

"આપનું શુભ નામાભિધાન શું છે વારૂ?" તત્કાળ અન્ય કાંઇ પણ પૂછવાનું સાહસ ન કરી શકવાથી માધવીએ તેનું નામ જ પૂછ્યું.

"પૂર્વાશ્રમમાં આ નારીશરીરનું નામ નવમલ્લિકા હતું; પરંતુ અત્યારે આ વર્ત્તમાન આશ્રમમાં આ શરીર સર્વત્ર જમીલા ખાતૂન અથવા જમીલા જાનના નામથી વિખ્યાત છે અને આગ્રા, દિલ્લી, લખનૌ, તથા બનારસ આદિ ભારતવર્ષનાં સર્વ મોટાં નગરોમાં આ નામ માનપૂર્વક ઉચ્ચારાય છે." તે પ્રૌઢા રમણીએ પોતાના પૂર્વાશ્રમના તથા વર્ત્તમાન આશ્રમનાં નામોનો સ્ફોટ કર્યો. અર્થાત્ હવે આપણે પણ એ પ્રૌઢા પ્રમદાને તેના વર્ત્તમાન આશ્રમના જમીલા ખાતૂન અથવા જમીલા જાન નામથી જ ઓળખીશું; પરંતુ લેખનસંક્ષેપ-માટે બહુ સ્થળે ખાતૂન તથા જાન એ માનદર્શક શબ્દોને કાઢી નાખીને કેવળ 'જમીલા' શબ્દથી જ તેનો ઉલ્લેખ કરાશે, એ પણ અહીં લક્ષમાં રાખી લેવાની આવશ્યકતા છે.

તે પછી તત્કાળ માધવી કાંઇ પણ બોલી નહિ; કિન્તુ મૌનનું અવલંબન કરી મનમાં ગંભીર વિચાર કરતી બેસી રહી. એ વેળાયે તેનું હૃદય અત્યંત વેગપૂર્વક સ્પન્દિત થતું હતું અને તે પોતાન

ાત્માને ઉદ્દેશીને વારંવાર પૂછ્યા કરતી હતી કેઃ " અરે માધવી, કોની સાથે જાય છે અને કયાં જાય છે ? " પરંતુ પોતાના આત્મા ાસેથી આ પ્રશ્નનું તેને કાંઇ પણ ઉત્તર મળી શકયું નહિ.

માધવીને મૌનાવલંબિની થયેલી જોઇને જમીલાએ તેને કહ્યું " માધવી તું માતાપિતાના સુખથી વંચિતા છે અને હું સંતાન- ખથી વંચિતા છું એટલે આજથી તું મને પોતાની માતા તરીકે ીકારી લે અને હું તને મારી કન્યા તરીકે સ્વીકારૂં છું. અર્થાત્ ાજથી તું મારી કન્યા હોવાથી હું તને ગૌહરુન્નિસાના નવીન ામથી બોલાવીશ અને તું પણ સર્વને પોતાનો એ નવીન નામથી પરિચય કરાવજે ! "

" જેવી ધર્મજનનીની આજ્ઞા. " માધવીએ પોતાના મુખથી ીલાની આજ્ઞાનો આ શબ્દોથી સ્વીકાર કરી લીધો; પરંતુ તેના યમાં ચિન્તાની પ્રચંડ ચિતા પ્રકટી ગઇ અને તે ચિન્તાની કૃષ્ણ યા તેના ગૌર તથા તેજસ્વિ મુખમંડળમાં પણ સ્પષ્ટ દૃષ્ટિગોચર ત્રા લાગી. તે પોતાનાં નેત્રોને મીચીને મનોગત કહેવા લાગી કેઃ શું દુષ્ટ વિધાતાએ મારા ભાગ્યમાં સનાતન આર્યધર્મથી ભ્રષ્ટ વાનો, મારા કારણથી મારા પૂર્વજોનાં નામ કલંકિત થવાનો અને ા ક્ષણભંગુર સંસારમાં એક વારાંગના તરીકે નૃત્યગાનના વ્યવ- ાયને સ્વીકારીને ' ગૌહરુન્નિસા ' નામથી પાપમય તથા ભ્રષ્ટ જીવ- માં આયુષ્યને વીતાડવાનો લેખ મારા લલાટમાં લખ્યો છે ? કદાચિત્ ધાતાએ પ્રમાદથી મારા ભાગ્યમાં એવો લેખ લખ્યો હશે, તો વિ- ાતાના તે પ્રમાદને હું સુધારીશ; કોઇ પણ ઉપાયે હું આત્મઘાત કરીશ ને આ સંસારનો શાશ્વત ત્યાગ કરી દઇશ; પરંતુ વારાંગના તો ી થવાની તે નથી જ થવાની ! ! " માધવીની પ્રત્યેક શિરામાં

વિદ્યુતના પાત સમાન આઘાત થવા લાગ્યો અને તેથી તેના શરીરમાં આપાદમસ્તક ભયાનક કંપનો આવિર્ભાવ થતાં તે પ્રસ્વેદસ્નાતા થઇ ગઇ.

તેની આવી સ્થિતિને જોઇને જમીલાએ તેને વાત્સલ્યથી પૂછ્યું કે: "કેમ માધવી, તારા શરીરમાં વળી કાંઇ અસ્વસ્થતા તો નથી થઈ ને ? જો કાંઇ પીડા થતી હોય તો મને જણાવી દે એટલે હું તે પીડાના નિવારણનો ઉપાય કરૂં; તને ઔષધ આપું."

"નહિ, મારી કૃપાળુ ધર્મજનની, મારા શરીરમાં કશી પણ વેદના નથી; કિન્તુ મારા હૃદયની વેદના અનિવાર્ય છે અને તે વેદનાના નિવારણનો માત્ર મરણ વિના અન્ય કોઈ પણ ઉપાય કિંવા ઉપચાર ન હોવાથી હું આપનાં ચરણોમાં મસ્તક નમાવીને પ્રાર્થના કરૂં છું કે મને કૃપા કરીને છોડી દો અને આત્મહત્યા કરીને મરી જવા દો !" માધવીએ પોતાની વેદના અને તેના નિવારણના ઉપાયનું દર્શન કરાવ્યું.

"માધવી, થોડીવાર પૂર્વે તારા હૃદયમાં કાંઇક ઉત્સાહ દેખાતો હતો અને વળી પાછી તું આટલી સીમા પર્યન્ત નિરાશાને આધીન થઈ ગઈ, એનું શું કારણ છે વારૂ ? તારા હૃદયમાં જે કાંઇ પણ શંકા હોય તે મારા સમક્ષ વ્યક્ત કરી દે એટલે હું તારી તે શંકાનું સમાસમાધાન કરીશ; મારો તારે કાંઇ પણ ભય કિંવા સંકોચ રાખવાનો નથી." જમીલાએ માધવીની પાસે બેસી તેના મસ્તક તથા પૃષ્ઠભાગપર પ્રેમથી હસ્ત ફેરવી વાત્સલ્યથી એ શબ્દો ઉચ્ચાર્યા.

માધવીએ કહ્યું કે: "મારા પવિત્ર અને સનાતન આર્યધર્મને ત્યાગવાની, ઈસ્લામ ધર્મને સ્વીકારવાની, એક વારાંગનાના અધમ વ્યવસાયને સ્વીકારવાની અને વૈભવવિલાસોને મારી પવિત્રતાના

બદલામાં ખરીદીને કલંકિત જીવન વીતાડવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી અને તેથી જીવન કરતાં મરણને જ હું વધારે પસન્દ કરૂં છું!"

" અને જો તને પવિત્ર તથા સનાતન આર્યધર્મને ત્યાગવાની, ઈસ્લામ ધર્મને સ્વીકારવાની, કેવળ નૃત્યકળા તથા સંગીતકળા વિના વારાંગનાના વ્યવસાયના અધમ અંગને સ્વીકારવાની અને તારી પવિત્રતાના બદલામાં વૈભવવિલાસોને ખરીદીને કલંકિત જીવન વીતાડવાની આવશ્યકતાજ ન પડે, તારો ધર્મ તથા તારી પવિત્રતા નિષ્કલંક રહે અને તે સાથે તને સર્વ સુખોની પ્રાપ્તિ થાય, તો તું મરણ કરતાં જીવનને વધારે પસંદ કરે ખરી કે નહિ ?" જમીલાએ તેના ભયને નિવારવાનો યત્ન કરીને કહ્યું.

" હા; જો એમ થાય તો અદ્યાપિ મારા હૃદયમાં એક એવી પ્રબળ આશા રહેલી છે કે જે આશાની સફળતામાટે કદાચિત્ મારૂં મન આ સંસારમાં જીવિત રહેવાને લલચાય. પરંતુ કાજળની કોટડીમાં નિવાસ હોય ત્યાં નિષ્કલંક રહેવાની આશા ક્યાંથી રાખી શકાય ?" માધવીએ આશા તથા નિરાશાના મિશ્રભાવનું દર્શન કરાવ્યું.

" માધવી, સર્વ વ્યવસ્થા તારી ઇચ્છા પ્રમાણે જ થશે, એ વિશે તું લેશ માત્ર પણ ચિન્તા ન રાખીશ; કારણ કે, તું જેને કાજળની કોટડી ધારે છે તે કાજળની કોટડી નથી કિન્તુ કમળસરોવર છે એટલે સરોવરમાં રહેવા છતાં જેવી રીતે કમળને જળનો સ્પર્શ થઇ શકતો નથી તેવીજ રીતે એ સરોવરમાંના કમળ સાથે કમળરૂપ થઇ રહેવાથી તને પણ પાપ કિંવા ભ્રષ્ટતારૂપ જળનો કદાપિ સંપર્ક થવાનો નથી. માધવી, મારા વચનમાં વિશ્વાસ રાખ;

કારણ કે, મારા જીવનમાં એક ગહનતમ રહસ્ય સમાયલું છે કે જે રહસ્ય મારા સહવાસમાં રહેવાથી જ્યારે તારા જાણવામાં આવશે ત્યારે મારા વિશેની આજની તારી કુશંકામાટે તને અવશ્ય પશ્ચાત્તાપ થશે અને તું મારાથી એક નિમેષ માત્રને માટે પણ દૂર થવાની ઇચ્છા નહિ કરે! અત્યારે તને એટલું જણાવવું જ પૂર્ણ છે કે, હું નામની જમીલા હોવા છતાં મુસલ્માન નથી કિન્તુ આર્ય અબળા નવમલ્લિકા જ છું; મારી સર્વ દાસીઓ પણ મુસલ્માન બાંદીઓના વેષમાં રહેનારી કુલીન આર્યબાળાઓ જ છે અને અત્યાર સુધી મેં આપણા પવિત્રતમ સનાતન આર્યધર્મને ત્યાગ્યો નથી. આવું રહસ્યમય કિંવા ભેદમય જીવન વીતાડવાનાં કેટલાંક કારણો છે અને તે ધીમે ધીમે તારા જાણવામાં આવી જશે." જમીલાએ માધવીના વિશ્વાસને મેળવવાનો અને તેના હૃદયમાં જીવનની આશાને દૃઢ કરવાનો અંતિમ ઉદ્યોગ કર્યો.

જમીલાનો આ અંતિમ ઉદ્યોગ સંપૂર્ણ સફળ થયો; કારણ કે, માધવીની મનોદેવતાએ જમીલાના શુદ્ધ હૃદયની સાક્ષી આપવાથી તેના વચનમાં અને કર્મમાં માધવીનો દૃઢ વિશ્વાસ બંધાયો અને તેથી માધવી નિષ્કપટ ભાવથી કહેવા લાગી કે: "મારાં ધર્મજનની, આપના સંબંધમાં મારા હૃદયમાં કુશંકાને સ્થાન આપવામાટેના મારા અપરાધની હું નમ્રતાપૂર્વક ક્ષમા માગું છું. આજથી એમજ માનજો કે હું આપની કન્યા છું અને આપ મારાં જનની છો. મારું એક કન્યા પ્રમાણે પાલન, પોષણ તથા સંરક્ષણ કરવાનો ભાર આજથી પરમાત્માએ આપના શિરપર નાખ્યો છે એમ ધારીને હું મારી ચિન્તા, ભીતિ તથા હૃદયવેદનાને ત્યાગી સુખની આશાને હૃદયમાં સ્થાપું છું અને મારી જે એક માત્ર આશા છે તે સફળ થવામાટેનો

આપ પાસેથી આશીર્વાદ માગું છું ! "

"પુત્રી, તારી જે કાંઈ પણ શુભ આશા હોય તે પરમાત્માની કૃપાથી સફળ થાય, તારો ધર્મ અખંડ જળવાય અને તું ભારતવર્ષની એક પૂજ્યા દેવી થઇ જાય એવો મારો તને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે !" જમીલાએ માધવીને ઇચ્છિત આશીર્વાદ આપ્યો.

માધવીનાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુ ખરી પડયાં.

* * * *

સ્થળમાર્ગ કરતાં જળમાર્ગનો પ્રવાસ, જો ઉત્તમ નૌકા, પ્રવીણ નાવિકો અને સર્વ સુખસાધનો વર્તમાન હોય તો, અધિક આનન્દમય, અલ્પપરિશ્રમદાયક અને સુખકર થતો હોવાથી જમીલા આતુને નગરઠઠ્ઠાથી આગ્રા તરફ વળતી વેળાયે સિન્ધુદેશના તે સમયના સૂબેદારના પોતાના બજરામાં બેસીને પંજાબની રાજધાનીમાં પહોંચવાની અને ત્યાંથી પછી સ્થળમાર્ગે આગ્રાની દિશામાં આગળ વધવાની વ્યવસ્થા કરી હતી. જે નૌકામાં અત્યારે જમીલા પ્રવાસ કરતી હતી તે નૌકા સમ્રાટ્ જહાંગીરના ધનથી તથા સિંધુના સૂબેદારના ઉપયોગમાટે નિર્માણ કરાયલી હોવાથી અને જો કોઇ વાર બાદશાહ પોતે ત્યાં આવે તો એ નૌકાનો તે પણ ઉપયોગ કરે એવો સંભવ હોવાથી તે નૌકાના નિર્માયક કુશળ કારીગરોએ તે નૌકાને એક સર્વસુખસાધનમંડિતા ઉત્કૃષ્ટ નૌકા બનાવવામાં કોઈ પણ પ્રકારની કૌશલ્યન્યૂનતા રહેવા દીધી નહોતી. નૌકાના પશ્ચાદ્ભાગમાં પરસ્પર સંલગ્ન ત્રણ સમચોરસ ઓરડા કરેલા હતા અને તેમનો શયનગૃહ ( ખ્વાબગાહ ), બેઠક તથા ભોજનગૃહ તરીકે ઉપયોગ કરાતો હતો. શયનગૃહમાં ત્રણ મનુષ્યોના સુખપૂર્વક શયનની વ્યવસ્થા કરેલી હતી અને તેમાં શયનસમયનાં રાજમહાલય તુલ્ય સાધનો

રાખવામાં આવ્યાં હતાં; બેઠકનો ઓરડો સારા અમીરોના બેઠકખાનાને પણ લજાવે તેવો હતો અને ભોજનગૃહમાં સોના ચાંદીનાં વાસણો, કીમતી દસ્તરખાન, ઉત્તમોત્તમ મદિરાઓ, શર્બતો, અથાણાં અને એવીજ અન્ય વસ્તુઓ વિપુલ પ્રમાણમાં તૈયાર હતી. એ ઓરડાની છતપર ચારે તરફ કટિભાગ પર્યન્ત ઊંચો કઠેરો કરી લઇને અને બેસવામાટે વચમાં તથા આસપાસ પાંચ બેઠકો બનાવીને તે સ્થાન આગાસીની આવશ્યકતાને પૂરી કરે તેવી વ્યસ્થા કરાવલી હતી. નૌકાના મધ્યભાગમાં કર્ણધારના નિવાસમાટેનો ઓરડો અને કોઠારનો ઓરડો એવી રીતે બે ઓરડા બે બાજુએ કરેલા હતા; અને અગ્ર ભાગમાં એક બાજૂએ સ્નાનગૃહ તથા જાજરૂ અને બીજી બાજૂએ પાકશાળાની વ્યવસ્થા કરવામાં આવી હતી. નૌકાના અગ્રભાગનો આકાર તાઊસના મુખનો-મયૂરના મુખનો—હોવાથી અને નૌકાના સઢ બે હોવાથી જે વેળાયે તે બે સઢ ખુલ્લા રહેતા હતા અને અનુકૂલ વાયુના પૃષ્ઠબળથી નૌકા વેગપૂર્વક ચાલી જતી હતી તે વેળાયે જાણે સિન્ધુના પ્રવાહમાં કોઇ અત્યંત વિશાળકાય મયૂર પોતાના ગગનચુંબિત પક્ષોને વિસ્તારી મનોહર કલા ધારીને વેગ પૂર્વક ચાલ્યો આવતો હોયની ! એવોજ દૂરથી જોનારને ભાસ થયા કરતો હતો.

જમીલા માધવીને પોતાની સાથેજ જમાડતી હતી, પોતાની સાથેજ બેસાડતી હતી અને પોતાની સાથેજ સૂવાડતી હતી. સંધ્યાકાળે સૂર્યનો અસ્ત થતી વેળાયે જમીલા ઉપરની અગાસીમાં માધવીને પોતા સમક્ષ બેસાડી પોતાના હસ્તમાં વીણા, સિતાર, દિલરુબા અથવા તાઊસ આદિ તાર વાદ્યોમાંના કોઈ પણ એક વાદ્યને હસ્તમાં ધારણ કરી તેના તારસ્વર સાથે પોતાના વીણાવિનિન્દિત, મૃદુ,

મંજુલ તથા કોમળ કંઠસ્વરને મેળવીને જ્યારે પોતાની ગાનકળાનો પરિચય કરાવતી હતી તે વેળાયે જાણે સાક્ષાત્ જળદેવી અથવાતો ઇન્દ્રની કોઇ અપ્સરા આ મર્ત્ય લોકમાં આવી સ્વર્ગીય સંગીતનો આલાપ કરતી હોયની ! એવોજ તે સંગીતનાં શ્રોતાઓને ભાસ થતો હતો અને તે સંગીતના શ્રવણથી પશુ પક્ષી પણ સ્તંભિત થઇ જતાં હતાં તો પછી માનવજાતિનાં સ્ત્રી પુરુષો મુગ્ધ થઇ જાય એમાં તો શું જ આશ્ચર્ય હોઇ શકે વારૂ ? આગળ એ તો આપણે જાણી ચૂક્યા છીએ કે માધવીનો કંઠ પણ અત્યંત મધુર હતો અને બાલ્ય કાળમાં જયદેવ કવિકૃત અષ્ટપદીનાં પદ્યો તે અને નારાયણ ગાતાં હતાં ત્યારે શિવસ્થાનનાં સ્ત્રી પુરુષો તે સાંભળીને મુગ્ધ થઇ જતાં હતાં. અર્થાત્ જમીલાને ગાતી સાંભળીને કોઇ કોઇ વાર માધવી પણ અષ્ટપદીનાં પદ્યો ગાતી હતી અને તેના સંગીતને સાંભળી જમીલા એવા અનુમાનપર આવી ગઇ હતી કે: " જો ઉત્તમ શિક્ષક દ્વારા માધવીને સંગીતકળાનું શિક્ષણ મળશે તો અલ્પ કાળમાંજ માધવી સંગીતકળામાં મારા કરતાં પણ અધિક પ્રવીણા થઇ જશે, એ નિર્વિવાદ છે. " પોતાની આવી માન્યતા થવાથી જમીલા માધવીના કંઠમાધુર્ય, ગાનપદ્ધતિ તથા તાલસ્વરવિષયક જ્ઞાનની પ્રશંસા કરીને એ દિશામાંના તેના ઉત્સાહને વધારવા લાગી અને તે સાથે પોતાથી આપી શકાય તેટલા પરિમાણમાં તેને સંગીતશિક્ષણ આપવાનો પણ તેણે આરંભ કરી દીધો; કારણ કે, જમીલાનો આ પ્રવાસ તે એક પ્રકારનો આનંદોપભોગ હોવાથી એ પ્રવાસમાં જ્યાં ઇચ્છા થાય ત્યાં નૌકાને ચાલતી અટકાવી તે સિન્ધુના તીરપ્રાન્તમાં તંબૂ નખાવી દેતી હતી અને ત્યાં એક બે દિવસ ગાળીને પછીજ આગળ વધતી હતી. આવી મંદ ગતિથી પ્રવાસ થતો હોવાથી નગર ઠઠ્ઠા શિવ-

સ્થાન પર્યન્ત પહોંચતાં તેને સાત દિવસ થયા હતા અને શિવસ્થાનથી મિઠ્ઠનકોટ પર્યન્ત પહોંચતાં બીજા તેર દિવસ વીતી ગયા. મિઠ્ઠનકોટ આગળ સિન્ધુનદના પ્રવાહમાંથી જમીલાની નૌકાએ તેમજ તેના સિપાહીઓ તથા બર્કન્દાજોની નૌકાએ પંજાબ–પંચનદ–ની પાંચ નદીઓમાંની મુખ્ય નદી ચીનાબના વિશાળ જળપ્રવાહમાં પ્રવેશ કર્યો; કારણ કે, એ સ્થાનમાં સિન્ધુ તથા ચીનાબનો સંગમ થાય છે. ચીનાબમાં પ્રવેસ્યા પછી સિન્ધુદેશની સીમાનો અંત થવાથી નૌકાઓ મુલ્તાનની સીમામાં ચાલવા લાગી અને ભાવલપુર, શુજાબાદ, તથા મુલ્તાન આદિ નગરોને ઓળંગ્યા પછી રાવી નદીના પ્રવાહમાં પ્રવેશ કરીને શિવસ્થાનને છોડયા પછી એક માસ અને પાંચ દિવસે લાહોરમાં આવી પહોંચી. લાહોરનો વરિષ્ઠ રાજકર્મચારી જમીલા ખાતૂન અને તેની પદવીને સારી રીતે જાણતો હોવાથી તેમજ સમ્રાટ્ જહાંગીરનો તેને જમીલાના સત્કારમાટેનો હુકમ મળેલો હોવાથી લાહોરમાં જમીલા તથા તેનાં દાસ દાસીઓના આદરાતિથ્યની સર્વ યોગ્ય વ્યવસ્થા શાહી મેહમાનસરામાં જ કરવામાં આવી અને જમીલાની પ્રતિષ્ઠા જોઇને માધવીના મનમાં આશ્ચર્ય થવા લાગ્યું. લાહોરમાં કેટલાક ધનાઢય અમીર તથા જાગીરદારોના આગ્રહથી જમીલાએ સંગીતનો એક જલસો કર્યો અને તેથી તેને એક હજાર સોના મોહોરોનો લાભ મળ્યો. લાહોરમાં જમીલાએ માધવીના વિધવાવેષને ઉતરાવી નાખ્યો અને તેને દિલ્લી આગ્રાની મુસલ્માન કુમારિકાના વેષમાં સજ્જ કરીને પોતાની પુત્રી ગૌહરુન્નિસાના નામથી ઓળખાવવાનો આરંભ પણ કરી દીધો. લાહોરમાં જમીલાએ પાંચ દિવસ અને પાંચ રાત્રિ જેટલો સમય વીતાડયો અને ત્યાર પછી લાહોરના વરિષ્ઠ રાજકર્મચારીએ તેના આગ્રા પર્યન્તના પ્રવાસમાટે વાહન ઇત્યાદિ સર્વ સાધ-

નોની યોગ્ય વ્યવસ્થા કરી આપી એટલે તે પ્રવાસમાં આગળ વધવા લાગી. લાહોરથી આગ્રા સુધીનો પ્રવાસ સ્થળમાર્ગનો હોવાથી જમીલા તથા માધવીમાટે બે પાલખીઓની વ્યવસ્થા કરાયલી હતી, દાસીઓ ઊંટપરના 'કજાવા' માં બેસીને પ્રવાસ કરતી હતી; ચાર પાંચ ગાડાંમાં માર્ગમાં મુકામ કરવામાટે તંબૂ, રાઉટી, બાસણ કુસણ અને ખાનપાનની વસ્તુઓ ભરેલી હતી અને સિપાહીઓ તથા બર્કન્દાજો અશ્વારૂઢ થઇને ચાલતા હતા. મંજિલ દર મંજિલ મુકામ કરતી અને પ્રવાસમાં પણ જેટલા સુખ તથા આનંદના ઉપભોગની શક્યતા હોય તેટલા સુખ તથા આનન્દનો ઉપભોગ લેતી જમીલા ખાતૂન અંતે પ્રવાસની સમાપ્તિ કરીને કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના માધવી તથા પોતાના રિસાલા સહિત સુખરૂપ આગ્રામાં આવી પહોંચી. જમીલા ખાતૂનના સુખરૂપ આગમનથી સમસ્ત આગ્રા નગરમાં એક પ્રકારનો આનન્દ વ્યાપી ગયો, સમ્રાટ્ જહાંગીરે તેનાપર મુબારકબાદનો સંદેશ મોકલ્યો, બાદશાહ બેગમ નૂરજહાને તેના કુશળસમાચાર પૂછાવ્યા અને જહાંગીરના દરબારના મોટા મોટા ઉમરા, મન્સબદાર તથા આગ્રાના વિલાસી રઇસો 'ખુશ આમદ!' ('ભલે પધાર્યાં!') એ શબ્દો સંભળાવવામાટે જમીલા ખાતૂન પાસે આવવા લાગ્યા. જમીલા ખાતૂનની એક નવયૌવના, અનુપમા રૂપસુંદરી અને ભુવનમોહિની પુત્રી પણ છે, એ વાર્ત્તા આગ્રાના લોકોના તેમજ બાદશાહ તથા બાદશાહ બેગમ કોઇના પણ જાણવામાં ન હોતી એટલે ગૌહરુન્નિસા નામક તેની દુખ્તર (દુહિતા) ના અસ્તિત્વની તથા તેના આગ્રામાંના આગમનની વાર્ત્તા સાંભળીને સર્વને પ્રસન્નતાપૂર્ણ આશ્ચર્ય થવા લાગ્યું; પરંતુ જમીલાએ 'મારી એ નૂરેનજર દુખ્તરને મેં તેની બાલ્યાવસ્થામાંજ સિન્ધુદેશમાંના શિવ-

સ્થાન નામક નગરમાંની મારી એક સંબંધિની તવાયફને ત્યાં સંગીત-કળાનો અભ્યાસ કરવામાટે રાખી હતી અને અત્યારે અચાનક મારે તે દેશમા જવાનું થવાથી હું મારી અજીજ દુખ્તરને મારી સાથે લેતી આવી છું !' એમ કહીને લોકોના આશ્ચર્યનું નિવારણ કરવાથી સર્વ જનો માધવી–ગૌહરન્નિસા–ને જમીલા ખાતૂનની પોતાની પુત્રીજ માનવા લાગ્યા. જમીલાનાં જે દાસ દાસી ગૌહરન્નિસાના સત્ય રહસ્યને જાણતાં હતાં તે સર્વ તેનાં અંગનાં તથા વિશ્વાસપાત્ર મનુષ્યો હોવાથી અને જમીલાએ તેમને એ ભેદનો સ્ફોટ ન કરવા વિશેની કઠિન સૂચના આપી દીધેલી હોવાથી એ ભેદના સ્ફોટનો લેશ માત્ર પણ સંભવ નહોતો.

માધવીનો આત્મહત્યા વિષયક પ્રયત્ન નિષ્ફળ થયો અને તેનું મરણ થયું. સત્ય જ છે કે વિધાતાએ જેના મૃત્યુની વ્યવસ્થા કરેલી નથી હોતી, તે પુરુષ કિંવા સ્ત્રીના મરણ વિષયક શતાવધિ પ્રયત્નો સર્વથા નિષ્ફળ થઇ જાય છે અને ઇચ્છા ન હોવા છતાં પણ તેને જ્યાં સુધી તેના આયુષ્યનો અંત ન થાય ત્યાં સુધી આ સંસારમાં જીવવું જ પડે છે; માત્ર એટલુંજ નહિ, પણ પોતાના લલાટમાં લખાયલા વિધાતાના લેખ અનુસાર આ સંસારનાં સુખો તથા સંકટોને ભોગવવાંજ પડે છે. આ કારણથીજ એમ કહેવામાં આવે છે કે 'લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર !' અર્થાત્ માધવીના લલાટમાં ગૌહરન્નિસા નામથી એક ગાયિકા તથા નર્તકી થવાનો લેખ લખાયલો હતો એટલે વિધાતાના તે લેખને કોણ મિથ્યા કરી શકે વારુ ? જમીલાએ માધવીને પોતાની આંખની કીકી સમાન સંભાળવાથી અને તેને અનેક પ્રકારનાં આશ્વાસનો આપીને શાંત કરવાથી તેનું મરણ થતું અટકી ગયું અને અંતે તે સુખરૂપ આગ્રામાંના જમી-

લાના રાજભવન તુલ્ય આગારમાં આવીને જમીલા ખાતૂનની પુત્રી તરીકે વસવા લાગી. તેના જીવનનું અચાનક આવું વિલક્ષણ પરિવર્ત્તન થઈ ગયું. પરંતુ વારાંગનાના ગૃહમાં માધવી બ્રહ્મચારિણી રહી શકે તેમ હતું ખરૂં કે?

## પ્રકરણ ૧૧ મું

## કસોટીના શિખરે!

પુષ્પોમાં વન્ય નવમલ્લિકા અને નવયૌવના રમણીઓમાં અનાથિની, અસહાયા, સુખસંપત્તિરહિતા, સંતાનહીના અને સમાજપીડિતા સુંદરી, એ ઉભયની અવસ્થા બહુધા એકતાને દર્શાવનારી અથવા સમાન હોય છે. લઘુ નવમલ્લિકા કુસુમ પોતાના લઘુ શરીરમાં રૂપ તથા સૌરભની સલજ્જ માધુરીને ભરીને નિર્જન વન અથવા ગ્રામના બાહ્ય ભાગમાં પરિશ્રમ તથા યત્ન વિના જ ઉત્પન્ન થયેલા ઉદ્યાનમાં લોકદષ્ટિથી બચીને પોતાની મેળે જ પ્રફુલ્લ થાય છે અને પ્રફુલ્લિત થયા પછી પોતાના યોગ્ય જીવનવ્રતનું ઉદ્યાપન કરીને તથા પોતાના રૂપ અને સૌરભ સાથે અનન્તરાગમિશ્રિત જગત્માથાના સરસ મધુર સંગીતને ગાઇને સમય આવતાં પોતાની મેળે જ રોપાથી ભિન્ન થઇને પૃથ્વીપર ખરી પડે છે. વન્ય નવમલ્લિકા પુષ્પની એજ સ્વાભાવિક પરિણતિ છે. જો કે ભગવાન્ ભાસ્કરનાં તેજોમય કિરણોવડે વિકસતી શતદલ કમલિની અથવા તો ચંદ્રદેવની સુધામયી જ્યોત્સ્નામાં ખીલતી કુમુદિની સાથે સરખાવતાં તો વન્ય નવમલ્લિકાને

કુસુમ કહી શકાય તેમ નથી; પરંતુ જેવી રીતે શતદલ કમલિની પણ એક પુષ્પ છે, તેવીજ રીતે વન્ય નવમલ્લિકા પણ એક પુષ્પ છે. અર્થાત્ પુષ્પરાજ્યમાં ઉભય સમાન છે અને બન્ને પુષ્પો વિકાસ, વિલાસ, વિલુપ્તિ તથા અંતિમ પરિણુતિના વિષયમાં એક જ નિયમને આધીન છે. ઉદ્‌ભિજ્જગત્‌માં જેવું નવમલ્લિકા સુમન છે, તેવીજરીતે પ્રાણિસૃષ્ટિમાં નિરાધારા, નિઃસહાયા અને સુખનાં સર્વ સાધનોથી વંચિતા નવયૌવના તથા ભુવનમોહિની વિધવા છે. એવી નિરાધારા, નિઃસહાયા તથા સાધનહીના વિધવાની કોઈને કશી ચિન્તા નથી હોતી, કોઇ તેની સંભાળ નથી રાખતું અને કોઇ પણ તેને આપત્તિમાંથી બચાવવાની ચેષ્ટા નથી કરતું; કિન્તુ; દુઃખના અંધકારમાં ગુપ્ત તથા અદૃશ્ય રહેનારી એ નવયૌવના તથા સુંદરી વિધવા પોતાના લાવણ્ય તથા સદ્‌ગુણના સૌરભથી પોતાની મેળેજ પ્રસ્ફુટિતા થાય છે અને પ્રસ્ફુટિતા થયા પછી દીનયોગ્ય તથા દીનભોગ્ય જીવનને વીતાડે છે, મૂક મુખથી વિશ્વના મહાસંગીત સાથે પોતાના જીવનસંગીતને મેળવીને ગાય છે અને અંતે એક દિવસ આ સંસારને સદાને માટે ત્યાગીને પરલોકમાં પ્રયાણ કરી જાય છે. એ દુઃખિની યુવતી વિધવાના દુઃખપૂત સરળજીવનની એજ સ્વાભાવિક પરિણુતિ હોય છે. યદ્યપિ સુસભ્યા, સુશિક્ષિતા, શતાવધિ હૃદયોના સ્નેહ તથા પ્રણયાનુરાગથી સંવર્ધિતા, સ્વર્ણાલંકારવડે સુશોભિતા તથા પ્રાસાદવાસિની સુંદરીઓ સાથે સરખાવતાં એ દીના, હીના, અસહાયા અને અનાઘ્રાતસભ્યજીવના વિધવા સુંદરીને આપણે સુંદરી કિંવા રમણીના નામથી ભાગ્યેજ ઓળખી શકીએ તેમ છીએ; તથાપિ જેવી રીતે આગ્રાના મુગલસમ્રાટ્ જહાંગીરની પ્રણયભાગિની બાદશાહ બેગમ નૂરજહાન અને ઇંગ્લૈંડની રાણી ઇલીઝાબેથ રમણી

છે; તેવીજ રીતે માધવી જેવી દુ:ખિની અને છિન્નવસ્ત્રપરિધાના સુંદરી વિધવા પણ રમણી જ છે. રમણીઓના રૂપરાજ્યમાં એ ઉભય પ્રકારની રમણીઓની પદવી સમાન છે અને એ ઉભય પ્રકારની રમણીઓ વિકાસ, વિલાસ, વિલુપ્તિ તથા અંતિમ પરિણતિના વિષયમાં એક જ નિયમને આધીન છે, એ કદાપિ કોઇએ ભૂલી જવાનું નથી.

જો નવમલ્લિકા પુષ્પ અકાળે જ એટલે કે તેના ખરી પડવાના સમય પૂર્વે જ ખરી પડે અને વનપશુઓનાં ચરણો તળે આવીને ચગદાઇ જાય, તો એમજ કહેવું જોઇએ કે તે પુષ્પના જીવનની ગતિ જગન્મયી પ્રકૃતિની મંદગતિથી ચાલનારી મંગલમયી ગતિ સાથે ન મળી શકી અને આ સૃષ્ટિમાં એક અવહિત કાર્યનું અનુષ્ઠાન થઇ ગયું. એ જ પ્રમાણે જો દુ:ખિની તથા પીડિતા નિ:સહાયા વિધવાઓ પણ અરણ્યમાંના હિંસ્ર પશુઓ સમાન નિષ્ઠુર પુરુષોની પાશવી લાલસાનાં બલિદાન થઇને અકાળે જ કાળના સ્રોતમાં વહી જાય, તો તેમના સંબંધમાં પણ એમ જ કહેવું ઉચિત છે કે, તે યુવતી વિધવાઓની ગતિ પણ જગતની સર્વ મંગલમયી નિત્યનિયમિત ગતિ સાથે પોતાનું સમેલન કરી શકી નહિ અને એ કેવળ એક અવિહિત અનુષ્ઠાન થઇ ગયું; એટલું જ નહિ, પણ એ એક એવું મહાભારત પાપ છે કે જે મહાપાપ અન્યાયકારકોને ઉચિત દંડ અપાવવામાટે પ્રતિહિંસાના યાચક તરીકે પ્રકૃતિની ન્યાયસભામાં ઉભું રહે તો તે સર્વથા સ્વાભાવિક જ છે.

નવમલ્લિકા પુષ્પ આકાર તથા પ્રકારમાં ગમે તેવું અને ગમે તેટલું લઘુતમ હોય, તથાપિ આ અનન્ત લીલામયી પ્રકૃતિની સાથે તેનો ઘનિષ્ટ તથા ગહનતમ સંબંધ રહેલો છે. તે કુસુમ વૃક્ષપરથી

ખરી પડયા પછી સૂર્યના તાપથી સૂકાઇને, વર્ષાના જળથી ભીંજાઇને તથા વાયુની મંદમંદ લહરીઓથી આન્દોલિત થઇને પોતાના ઉપાદાન પરમાણુઓનો પ્રકૃતિના ભંડારમાં યથાસ્થિત પ્રવેશ કરાવી દે છે અને ત્યાર પછી પ્રકૃતિદેવીના પ્રેમમય અચલ શાસનથી વિશ્વના કોઈ અન્ય સ્થાનમાં અને રૂપમાં વિકસિત થઇને નવીન જીવન તથા નવીન વ્રતનો આરંભ કરી દે છે. આ કથા કેવળ કવિકલ્પના નથી, કિન્તુ આધુનિક સમયના આગળ વધેલા વિજ્ઞાનના સત્ય સિદ્ધાન્ત સ્વરૂપ છે, એ વિશિષ્ટતાથી લક્ષમાં રાખી લેવાની આવશ્યકતા છે. વન્ય નવમલ્લિકા સમાન દુઃખિની તથા અનાથિની યુવતી વિધવાઓ પણ બાહુબળ તથા ધનબળથી મદોન્મત્ત થયેલા પુરુષસમાજમાં ભલે તુચ્છ અને ઉપેક્ષણીય વસ્તુ તરીકે મનાતી હોય; તથાપિ તેઓ પ્રકૃતિની સાથે અત્યંત ઘનિષ્ટ તથા ગંભીર સંબંધ રાખનારી છે, એ સત્યનો તો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથીજ; કારણ કે, તેઓ અનન્તધામની અધિકારિણી તથા ચૈતન્યમયી છે અને એ કારણથીજ તેઓ પ્રેમમય જગન્નિયંતા પરમેશ્વરના લીલાવિધાનવડે ઉચ્ચ ગતિને પામીને વિશ્વના કોઈ અન્ય સ્થાનમાં અન્યરૂપથી વિકસિતા થાય છે અને તેમનું તે પ્રેમમય નવજીવન તેમને પ્રેમમય જગદીશ્વરના ઉચ્ચતમ સ્થાનપ્રતિ લઇ જવાના કાર્યમાં એક સોપાનસ્વરૂપ થઈ પડે છે, એ નવીનતાથી કહેવાની આવશ્યકતા નથી.

વન્ય નવમલ્લિકા કુસુમ સમાન દુઃખિની તથા અનાથિની નવયૌવના સુંદરી વિધવા માધવીને બાહુબળ તથા ધનબળથી મદોન્મત્ત હરવિલાસે એક ઉપેક્ષણીય વસ્તુ માની હતી અને તેની પાશવી લાલસાથી અલિપ્ત રહેવામાટે પવિત્રચરિત્રા માધવીએ આત્મહત્યાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ તે અનંતધામની અધિકારિણી તથા ચૈત-

-મયથી હોવાથી પ્રેમમય અને ન્યાયમૂર્તિ જગદીશ્વરના લીલાવિધાન-થી અચિન્ત્ય સંયોગોમાં મૃત્યુના મુખમાંથી તેનો ઉદ્ધાર થયો હતો અને તેણે અન્ય સ્થાનમાં અન્ય રૂપથી વિકસીને પોતાના નવીન જીવન તથા નવીન વ્રતનો આરંભ કરી દીધો હતો. પરંતુ અહીં પ્રશ્ન એજ થાય છે કે તેના એ નવીન જીવનની પરિસ્થિતિ વિલક્ષણ પ્રકારની હોવાથી તેનું એ નવીન જીવન તેને પરમાત્માના ઉચ્ચતમ સ્થાન પ્રતિ લઇ જવાના કાર્યમાં સ્વર્ગસોપાનરૂપ થવાનો સંભવ હતો કે કેમ ? એનું ઉત્તર આપવાને બદલે અમો અમારાં પાઠક તથા પાઠિકાઓને ધૈર્ય રાખવાની જ પ્રાર્થના કરીએ છીએ; કારણ કે, માધવીના એ નવીન જીવનમાંની ઘટનાઓના અવલોકનથી એ પ્રશ્નનું પોતાની મેળેજ તેમને યથોચિત ઉત્તર મળી જશે એટલે અત્યારે એ ઉત્તરના વ્યવસાયમાં પડવા કરતાં તેના એ નવીન જીવનમાંની ઘટ-નાઓનુંજ શાંતિથી અવલોકન કરવાની અધિક આવશ્યકતા છે. અસ્તુ: ત્યારે હવે આપણે એજ કાર્યમાં પ્રવૃત્ત થઇશું.

જમીલાએ પોતાના રાજમહાલય તુલ્ય આગારમાંના ચાર વિશાળ ખંડ માધવીને તેના સ્વતંત્ર નિવાસ તથા ઉપયોગમાટે કાઢી આપ્યા; પંદરથી વીસ હજાર રૂપિયાનાં અલંકાર તથા વસ્ત્રો પહેરવામાટે આપ્યાં; તેની સેવામાટે તેની સમવયસ્કા ચાર હિન્દુ દાસીઓને નિયત કરી દીધી; તેના નિવાસસ્થાનમાં વૈભવવિલાસની સર્વ સામગ્રીઓ ભરાવી દીધી અને તેના ખાનપાનમાટેની પણ તેની ઇચ્છાનુસાર યોગ્ય વ્યવસ્થા કરી આપી. જમીલાના આવા અત્યંત આદર યત્ન તથા મધુર વ્યવહારથી માધવીનું મન ધીમે ધીમે તેના પ્રતિ આકર્ષાવા લાગ્યું અને ધીમે ધીમે તે પોતાના મનમાંથી મૃત્યુની વાસનાનો પરિત્યાગ કરવા લાગી. પોતાનાં માતા પિતાના પરલોકવાસ

પછી માધવીએ નિશિવાસર કેવળ વર્ણનાતીત કષ્ટો જ ભોગવ્યાં હતાં અને આવા પ્રકારના સ્નેહ તથા સન્માનનો સ્વપ્નમાં પણ સાક્ષાત્કાર કર્યો નહોતો એટલે તે પોતાના મનમાં કહેવા લાગી કેઃ " જો આટલી અવસ્થામાં જ વિધાતાએ મારા લલાટમાં મૃત્યુનો યોગ લખ્યો હોત, તો તે રાત્રે જ સિંધુના પ્રવાહમાં મારા જીવનનો અંત થઈ ગયો હોત; પરંતુ જમીલાના હસ્તથી મારા જીવનની રક્ષા થઇ અને તેણેજ મને આટલી સીમાપર્યન્ત ઉદારતા દર્શાવીને પોતાના આગારમાં આશ્રય આપ્યો છ એથી સ્પષ્ટ જણાય છે કે એક વાર મારા બાલસખા નારાયણના દર્શન તથા સંમેલન વિષયક મારા મનોરથને સફળ કરવાની પરમાત્માની ઇચ્છા હોવી જોઇએ. ઈશ્વરે મારી રક્ષા કરી છે તો મારી પવિત્રતાને રક્ષવાની શક્તિ પણ ઈશ્વર મને આપશેજ; કારણ કે, સતીના શરીરને સ્પર્શવાનું સામર્થ્ય દેવોમાં પણ નથી, તો પછી મનુષ્ય, ક્ષુદ્ર મનુષ્યમાં તો તે સામર્થ્ય ક્યાંથીજ હોઇ શકે વારૂ ? " જમીલાના આગારમાં ધન તથા વિલાસસાધનની આટલી બધી વિપુલતા હોવા છતાં પણ માધવી વિધવાના વેષમાં જ રહેતી હતી અને પોતાના હસ્તથી રાંધીને દિવસ તથા રાત્રિમાં કેવળ એકજ વાર સર્વથા સાત્ત્વિક આહાર કરતી હતી; છતાં જમીલા તેને તેના ધર્મના માર્ગથી ચલિત કરવાનો લેશ માત્ર પણ પ્રયત્ન કરતી નહોતી, તેની દૃઢતામાટે તેને ધન્યવાદ આપીને તેના ઉત્સાહને વધારતી હતી અને તેથી દિવસાનુદિવસ જમીલામાં માધવીનો અધિકાધિક પૂજ્યભાવ થતો જતો હતો. હરવિલાસ બ્રાહ્મણ તથા માધવીનો વડિલ હોવા છતાં તેના પોતાનાં દુષ્કર્મ તથા પાપાચારથી માધવીને પિશાચ સમાન દેખાતો હતો અને જમીલા એક ક્ષુદ્ર વારાંગના હોવા છતાં તેની દયા, માયા, અનુકંપા, મધુર-

ભાષિતા, વિવેકશીલતા અને ધર્મપ્રિયતા આદિ સદ્‍ગુણપરંપરાના પરિણામે માધવીને દેવી સદૃશ દેખાતી હતી એથી સ્પષ્ટ વ્યક્ત થાય છે કે મનુષ્યની પૂજ્યતા કિંવા મહત્તા કેવળ તેના સદ્‍ગુણોમાં જ સમાયલી હોય છે; શરીર કિંવા વય સાથે મનુષ્યની પૂજ્યતા કિંવા મહત્તાનો કોઇ પણ પ્રકારનો અંગાંગીય સંબંધ હોતોજ નથી.

જે ચાર તરુણી હિન્દુ દાસીઓને માધવીની સેવામાટે નિયત કરવામાં આવી હતી તે સર્વ યુવતીઓ વાચાળ તથા વિનોદી સ્વભાવની હોવાથી તેમના સહવાસમાં માધવીનો સમય આનન્દ પૂર્વક વીતી જતો હતો અને તેમાં પણ વીણા નામક એક દાસી બહુજ મળવડાતા સ્વભાવની હોવાથી તેની સાથે તો માધવીનો મૈત્રીસંબંધ બંધાઇ ગયો હતો. વીણા આગ્રા નગરના તથા શાહી મહલનાં સુખ, ઐશ્વર્ય, વિલાસ તથા વૈભવ આદિની નાનાવિધ કથાઓ માધવીને અવકાશના સમયમાં નિત્ય કહી સંભળાવતી હતી અને તે કથાઓ અદ્‍ભુત તથા તત્કાળ કોઇના પણ માનવામાં ન આવી શકે તેટલી સીમા પર્યન્ત અતિશયોક્તિપૂર્ણ ભાસવાથી પ્રથમ પ્રથમ તો તે કથાઓને માધવી સર્વથા કાલ્પનિકજ માનતી હતી; પરંતુ આગ્રામાંના તેના નિવાસને જેમ જેમ વધારે સમય થતો ગયો તેમ તેમ તેને તે સર્વ કથાઓ અક્ષરશઃ સત્ય ભાસવા લાગી. વીણાએ એક દિવસ વિનોદમાં ને વિનોદમાં માધવીને એમ પણ કહી દીધું કેઃ " ગૌહરુન્નિસા, તમને પરમેશ્વરે જે અપ્રતિમ, અનુપમ અને અલૌકિક સૌન્દર્ય આપ્યું છે તેને જોતાં એમ કોણ કહી શકે તેમ છે કે શહનશાહ જહાંગીરનાં મંજૂરેનજર બાદશાહ બેગમ તમે નહિજ થાઓ? દિલ્લીશ્વરી થવાની યોગ્યતા તમારામાં નથી, એમ કહેવાનું સાહસ કોનાથી કરી શકાય તેમ છે વારુ ? મને તો એમજ લાગે છે કે મેહરુન્નિસા જો નૂરજ-

હાન–વિશ્વજ્યોતિ–થવાની ક્ષમતા ધરાવે છે, તો તમારામાં ગૌહરુ ન્નિસામાંથી નૂરે બ્રિહિસ્ત થવાની ક્ષમતા રહેલી છે!" આનું માધવીએ કાંઇ પણ ઉત્તર ન આપ્યું અને ત્યાર પછી પણ વાણી જ્યારે પણ આવા ઉદ્ગારો કાઢતી હતી ત્યારે માધવી તેના તે ઉદ્ગારોને મૌન પૂર્વક સાંભળી લેતી હતી અને પોતે કાંઇ પણ બોલતી ન હોતી; કિન્તુ અન્યમસ્નકા થઇને બેસી રહેતી હતી. તેના મનમાં નારાયણના દર્શન તથા સમાગમની પ્રબળ અભિલાષા હોવા છતાં પણ કેટલીકવાર તેના મનમાં એવો પ્રશ્ન ઉદ્ભવ્યા કરતો હતો કે: "કદાચિત્ નારાયણના દર્શન તથા સમાગમનો યોગ પ્રાપ્ત પણ થાય; તો પણ તેથી તેને કે મને શો લાભ થવાનો છે? કારણ કે, તે સંન્યાસી છે અને હું વિધવા છું એટલે અમારામાંથી કોઇની પણ વાસના પૂર્ણ થવાની નથી અને કોઇને કશો પણ લાભ થવાનો નથી. શું ત્યારે અમારા લલાટમાં વિધાતાએ ઇપ્સિત સુખના યોગનો લેખ નથીજ લખ્યો? હા, નથીજ લખ્યો; નથીજ લખ્યો અને નથીજ લખ્યો!!!"

કોઈ વાર માધવીના મનમાં આવી નિરાશા થતી હતી તો કોઈ વાર વળી તેના મનમાં એવી અભિલાષાનો ઉદ્ભવ થતો હતો કે: "નારાયણ સંન્યાસી થયો છે તો હું મહાપવિત્ર કાશીક્ષેત્રમાં સંન્યાસીઓના નિવાસમાટે એક સુંદર આગારનું નિર્માણ કરીશ, તે આગારના પ્રવેશદ્વારની ભૂમિમાં મારી પોતાની મૂર્ત્તિને અંકિત કરાવીશ અને સંન્યાસીઓને તે આગારમાં સર્વ પ્રકારની સગવડો મળી શકે તેવી વ્યવસ્થા પણ કરાવી રાખીશ. અર્થાત્ તે સંન્યાસી હોવાથી અવશ્ય કોઈ દિવસે પણ કાશીક્ષેત્રમાં આવતાં તે આગારમાં નિવાસ કરશે અને તે વેળાયે તેના ચરણનો મારા હૃદયને સ્પર્શ થવાથી

મારા પાપનું પ્રાયશ્ચિત્ત થઈ જશે. પરંતુ આ અભિલાષાની સિદ્ધિ-માટે પ્રચુર ધનની આવશ્યકતા છે અને મારી પાસે તો એક કપર્દિકા પણ નથી તો પછી તે ધન લાવવું ક્યાંથી ? જો હું મારા ધર્મ, મારી પવિત્રતા અને મારા બ્રહ્મચર્યનું વિલાસી પુરુષોના વિલાસ-યજ્ઞમાં બલિદાન આપવાને કટિબદ્ધ થઇ જાઉં, તો કદાચિત્ લક્ષ્મીનો પ્રવાહ મારા હસ્તમાં આવી પડે ખરો; પરંતુ નહિ; સ્વર્ગમાટે પણ હું મારા ધર્મ, મારી પવિત્રતા તથા મારા બ્રહ્મચર્યનું બલિદાન આપવાને તૈયાર નથી, તો પછી આવી ઐહિક અભિલાષાની સિદ્ધિમાટે હું મારા ધર્મ, મારી, પવિત્રતા તથા મારા બ્રહ્મચર્યનું બલિદાન આપવાને તૈયાર થાઉં, એ ઘટના ' ન ભૂતો ન ભવિષ્યતિ ' સમાન હોવાથી આ માર્ગથી તો ધનપ્રાપ્તિનો સંભવ છે જ નહિ. તો શું આ વિશ્વમાં સૌન્દર્ય તથા યૌવનના વિક્રય વિના ધનપ્રાપ્તિનો અભ-ળાઓમાટે બીજો કોઈ પણ માર્ગ નથી ? અવશ્ય હોવોજ જોઇએ.''

માધવી ધનપ્રાપ્તિના અન્ય કલંકહીન માર્ગનો વિચાર કરવા લાગી અને કેટલાક દિવસ પછી ધનપ્રાપ્તિનો એક અન્ય કલંકહીન ઉપાય તેની બુદ્ધિમાં સ્ફુરી આવવાથી તે પોતાની ધર્મજનની જ-મીલા પાસે જઇને તેને મધુર વાણીથી કહેવા લાગી કે: " માતા, અહીં આગ્રામાં આવ્યા પછી આપે મને અન્ય સર્વ સુખોની વ્ય-વસ્થા કરી આપી છે; પરંતુ એક વ્યવસ્થા કરવાનું આપ સર્વથા ભૂલી ગયાં છો, એનું આપને સ્મરણ છે ખરૂં કે ? "

" જો હું કોઇ વ્યવસ્થા કરવાનું ભૂલી ગઇ હોઉં તો મને તેનું સ્મરણ કરાવ એટલે તત્કાળ હું તે વ્યવસ્થા કરી આપીશ. " જમી-લાએ પ્રેમપૂર્ણ ભાવથી કહ્યું.

" માતા, આપ મને ' બજરા ' માં મારા સંગીતકળા વિષ-

ગક ઉત્સાહને પ્રશંસાદ્વારા વધારીને સંગીતકળાનું મને શિક્ષણ પણ આપતાં હતાં અને અહીં આવ્યા પછી તે વાર્તાને સર્વથા ભૂલી ગયાં છો. આવા કોઈ ઉત્તમ અભ્યાસમાં મનને નિમગ્ન રાખ્યા વિના મારો સમય કેમે કર્યો જતો નથી અને દિવસો કંટાળા ભરેલા લાગ્યા કરે છે; માટે મને હવે સંગીતકળા શીખવવાનો શીઘ્ર આરંભ કરો તો વધારે સારૂં. પછી તો જેવી આપની ઇચ્છા." માધવીએ સંગીતકળાના શિક્ષણમાટેની વ્યવસ્થા કરી આપવાનું જણાવ્યું.

માધવીની આ યાચનાને સાંભળીને જમીલા ગંભીર ભાવથી કહેવા લાગી કે: "માધવી, અરે-ગૌહરુન્નિસા, તું વિધવાના વેષમાં જ રહે છે અને ખાનપાન આદિમાં પણ વિધવાની રીતિનુંજ અનુસરણ કરે છે તેથીજ મેં તને અદ્યાપિ સંગીતકળાનું શિક્ષણ લેવામાટેની વ્યવસ્થા કરી આપી નથી. હું તારી લાગણીઓને જરા પણ દુઃખવવા માગતી નથી અને તેથી તારી ઇચ્છાથી વિરુદ્ધ વર્તવાનો તને કદાપિ આગ્રહ કરતી નથી. જો સંગીતશાસ્ત્રવિશારદા થવાની અને એક ગાયિકા તથા નર્તકી તરીકે વિશ્વમાં વિખ્યાત થવાની તારી આકાંક્ષા હોય, તો હૃદયપર પાષાણ રાખીને બળાત્કારે પણ તારે આ તારા વિધવાવેષનો પરિત્યાગ કરવો પડશે; કારણ કે, વારાંગનાના વેષને ધાર્યા વિના તારી સંગીતકળાની યથેચ્છ સફળતા થવાનો સંભવ છે જ નહિ. જો વિધવાના વેષને ત્યાગવાને તું તૈયાર હોય, તો હું આજે અથવા આવતી કાલેજ એ વિશેની તને સર્વ યોગ્ય વ્યવસ્થા કરી આપવાને તૈયાર છું."

માધવી-કાંઇક વિચારમાં પડી ગઇ અને સચિન્ત હૃદયથી પૂછવા લાગી કે: "વિધવાના વેષને ત્યાગી દેવા સાથે વિધવાના ધર્મને પણ ત્યાગી દેવાની તો આવશ્યકતા નથી ને ?"

"નહિ; પોતાના હૃદયને દૃઢ રાખીને અંતઃશુદ્ધિનું પાલન કરતાં તને કોઈ પણ અટકાવે તેમ નથી; માત્ર તારે તારા બાહ્ય દર્શનમાં પરિવર્ત્તન કરવું પડશે." જમીલાએ જવાબ આપ્યો.

"મારા બાહ્ય દર્શનના પરિવર્ત્તનમાં મને કોઇ પણ પ્રકારનો વાંધો નથી." માધવીએ વિધવાના વેષને ત્યાગવાની ઇચ્છા દર્શાવી.

જમીલાએ બીજે દિવસેજ એક સંગીતવિદ્યાવિશારદ ગાયક—ગવૈયા અથવા ઉસ્તાદ—ને તથા એક કત્થકને માધવીને અનુક્રમે સંગીતકળા તથા અભિનયયુક્ત નૃત્યકળાનું શિક્ષણ આપવામાટે નિયત કરી દીધા અને લાહોરમાં માધવીએ જેવી રીતે મુસલ્માન કુમારિકાનો વેષ થોડા સમયને માટે ધારણ કરી લીધો હતો તેવીજ રીતે અહીં નિરંતર મુસલ્માન કુમારિકાના વેષમાં રહીને પોતાના તે બે શિક્ષકો પાસેથી સંગીતકળા તથા સાભિનય નૃત્યકળાનો ધ્યાન તથા પ્રેમપૂર્વક અભ્યાસ કરવા માંડ્યો અને તે ઉપરાંત જમીલા પાસેથી સિતાર, દિલરુબા તથા તાઊસ આદિ સાજ વગાડવાનો તથા આગ્રામાં તે સમયમાં ફારસી ભાષાની મહત્તા હોવાથી અને ફારસી ભાષા રાજભાષા હોવાથી ફારસી ભાષાની જ્ઞાત્રી પોતાની સખી વીણા પાસેથી ફારસી ભાષાનો પણ અભ્યાસ કરવા માંડ્યો. માધવી વિદુષી તો હતી જ તેમજ તેનો કંઠ પણ અત્યંત સુસ્વર તથા મધુર હતો એટલે અત્યંત અલ્પ સમયમાંજ એટલે કે એક વર્ષના કાલાવધિમાં જ તે સંગીતકળા, સાભિનય નૃત્યકળા, સિતાર આદિ વાદનકળા અને ફારસી ભાષાના જ્ઞાનમાં જમીલા કરતાં પણ શ્રેષ્ઠ થઇને સર્વની પ્રશંસા તથા સર્વના ધન્યવાદોને મેળવવા લાગી. જમીલા, પોતાનો જેનામાં પોતાની પુત્રી કરતાં પણ અધિક પ્રેમ હતો, તેને એ સર્વ કળાઓમાં અલ્પ સમયમાં જ આ-

ટલી સીમા પર્યન્ત પ્રવીણા થયેલી જોઇને શતમુખથી પોતાના સંતો-
ષને દર્શાવવા લાગી અને વિસ્મિતા તથા સ્તંભિતા થઇને વારંવાર
તેની બુદ્ધિની પ્રખરતાની પ્રશંસા કરવા લાગી. ધીમે ધીમે માધવી–
ગૌહરુન્નિસાના સ્વર્ગીય સૌન્દર્ય, વસંતતુલ્ય યૌવન, અલૌકિક
કંઠમાધુર્ય, વિશાળ સંગીતજ્ઞાન, અદ્વિતીય નૃત્યજ્ઞાન, આકર્ષક
અભિનયજ્ઞાન, સરસ સાહિત્યજ્ઞાન તથા વાણીમાધુર્ય આદિ
ગુણોનો આગ્રા નગરમાં ચર્ચાના સ્વરૂપે ધીમે ધીમે પ્રચાર થવા
લાગ્યો અને એ કથા આગ્રાના ધનાઢ્ય તથા વિલાસી અમીર ઉમરા
તથા રઈસોના સાંભળવવામાં આવતાં તેઓ ગૌહરુન્નિસાના સંગી-
તના શ્રવણમાટે તથા સાભિનય નૃત્યના દર્શનમાટે પોતાની
અત્યંત અધીરતા તથા આતુરતા દર્શાવવા લાગ્યા; માત્ર એટલુંજ
નહિ, પણ ગૌહરુન્નિસા સુંદર વદનમંડળના દર્શનની અભિલાષાથી
તેઓ નિત્ય દિવસમાં ચાર ચાર વાર એક કે બીજું કારણ દર્શાવીને
જમીલાના આગારમાં ધક્કા ખાવા લાગ્યા; પરંતુ માધવી અથવા
ગૌહરુન્નિસાને જમીલાએ તે કોઇના પણ જોવામાં ન આવી શકે
તેવી કઠિન વ્યવસ્થાથી રાખેલી હોવાથી ગૌહરુન્નિસાના દર્શનમાટેની
તેમની અભિલાષા પૂર્ણ થઇ નહિ અને દીર્ઘકાળ પર્યન્ત તેમની એ
અભિલાષા પૂર્ણ થવાનો સંભવ પણ ન હોતો; કારણ કે, જ્યાં સુધી
માધવી પોતેજ પોતાના ગાનનું સાર્વજનિક દર્શન કરાવવાની ઇચ્છા
ન દર્શાવે ત્યાં સુધી તેને 'મજલિસ' અથવા 'જલ્સા'માં બેસીને ગાવા-
માટેનો તથા નૃત્યમાટેનો આગ્રહ કરવાનો જમીલાનો મનોભાવ
ન હોતો. વિલાસી પુરુષોની આશાપૂર્તિમાં જેમ જેમ અધિક વિલંબ
થતો જતો હતો. તેમ તેમ તેઓ નિરાશાદર્શક ઉષ્ણ નિઃશ્વાસો
નાખ્યા કરતા હતા અને તેમની એ અધીરતાના સમાચાર વીણાદ્વારા

માધવીને નિત્ય નિયમસર મળ્યા કરતા હતા.

એક દિવસ ગૌહરૂન્નિસા મધ્યાન્હ પછી પોતાના ખંડમાં એક મખમલી સોફાપર બેઠી હતી, બે દાસીઓ ઝીનખાબના મોતીટંકેલા વીજનવતી વાયુ ઢોળતી તેની આસપાસ ઊભી હતી, વાળા અને ખસના પડદાવાળી બારીઓમાંથી શીતલ પવનની લહરીઓ આવીને તેના મહીન દુપટ્ટાને તેના વક્ષપરથી ખસેડીને જાણે શૃંગારવિનોદ કરતી હોયની ! એમ દેખાતું હતું અને વીણા ઉત્તમ શર્બતથી ભરેલા એક સુવર્ણપાત્રને પોતના હસ્તમાં ધારીને તે માધવીને આપવામાટે તેના સમક્ષ ઊભી હતી; કારણ કે, કેવળ વીણા વિના અન્ય કોઇના હસ્તનું પાણી પણ માધવી પીતી ન હોતી. શર્બતથી ભરેલા પાત્રને પોતાના હસ્તમાં લઇને માધવીએ વીણાને પોતા સમક્ષ બેસી જવાની સૂચના આપી અને તે બેઠી એટલે તેને પૂછ્યું કે–

" વીણા, આ વારાંગનાના વ્યવસાયમાં પડવા છતાં પણ કોઇ સ્ત્રી ભ્રષ્ટતાથી અલિપ્ત તથા પાપથી દૂર રહીને પોતાના ધર્મની રક્ષા કરી શકે તેમ છે ખરૂં કે નહિ ? "

"વારાંગનાના વ્યસાયને સ્વીકાર્યા પછી ભ્રષ્ટતાથી અલિપ્ત તથા પાપથી દૂર રહીને ધર્મરક્ષાની આશા આકાશકુસુમ સમાન છે. આમ કદાપિ થયું નથી અને થવાનું પણ નથી. આ ઘટના સર્વથા અશક્ય તથા અસંભવનીય છે. " વીણાએ ગભીરતાથી ઉત્તર આપ્યું.

" વારાંગનામાટે ધર્મરક્ષાની આશા આકાશકુસુમ સમાન અને ધર્મરક્ષાની ઘટના અશક્ય તથા અસંભવનીય હોવાનું કાંઇ કારણ ? " માધવીએ સચિંત હૃદયથી પૂછ્યું.

" એનાં અનેક કારણો છે. " એમ કહીને વીણાએ તે કારણોને દર્શાવતાં કહેવા માંડ્યું કે: " પ્રથમ તો વારાંગનાના વ્યવ-

સાથમાં ધનના લોભની એટલી બધી પ્રબળતા હોય છે કે કોઈ પણ વારાંગના પોતાની ધનતૃષ્ણાનો સંયમ કરી શકતી નથી અને ધનની તૃષ્ણા વારાંગનાને ભ્રષ્ટતાના માર્ગમાં ઘસડી જાય છે; કારણ કે, આ વિલાસની પ્રતિમૂર્ત્તિ મુગલિયા શહનશાહતમાં એવા એવા શોકીન અમીર ઉમરા પડ્યા છે કે તેઓ તમારા જેવી રૂપરંભાના કેવળ એકજ વારના સમાગમસુખમાટે એક લાખ અશરફી તમારાપર કુરબાન કરી દેવામાં આગળ પછળનો જરા પણ વિચાર કરે તેમ નથી. ત્યારે હવે બોલો કે સુવર્ણના આવા અનિવાર્ય લોભનો તમારાથી ત્યાગ કરી શકાય એટલી નિઃસ્વાર્થબુદ્ધિ અને માનસિક અલિપ્તતાનો તમારામાં નિવાસ છે ખરો ?"

"પરંતુ પોતાની પવિત્રતાને અંતપર્યન્ત રક્ષવાની દૃઢ ભાવનાવાળી વારાંગનામાં ધનના અનિવાર્ય અને સ્વાભાવિક લોભને સર્વથા ત્યાગી દેવાનું સંપૂર્ણ માનસિક બળ હોય, તો તો તેની પવિત્રતાની રક્ષા થઇ શકે ખરી કે નહિ ?" માધવીએ આ વાર્ત્તાલાપ સાથે પોતાનો કાંઇ પણ સંબંધ ન દર્શાવતાં એક તૃતીય વ્યક્તિ તરીકે જ પૂછ્યું.

"એટલી સીમાપર્યન્ત પોતાની પવિત્રતાને રક્ષવાની દૃઢ ભાવનાવાળી અને ધનના અનિવાર્ય લોભને ત્યાગી દેવાના સંપૂર્ણ માનસિક બળને ધરાવનારી સાધ્વી વારાંગના અદ્યાપિ જોવા કે જાણવામાં આવી શકી નથી એટલે એ વિશે વધારે કાંઈ પણ બોલી શકાય તેમ નથી; છતાં ધારો કે વાદાર્થ આપણે એવી કોઈ સાધ્વી વારાંગનાના અસ્તિત્વને સ્વીકારી લઇએ, તો પણ તેની પવિત્રતાની રક્ષા થવાનો બહુજ ન્યૂન સંભવ છે; કારણ કે, કેટલાક એવા પણ પશુવૃત્તિના અને કામુક પુરુષો હોય છે કે જો એવી કોઇ અબળા

ધનના લોભથી તેમના હસ્તમાં નથી આવતી, તો તેઓ બળાત્કારે પણ તેની પવિત્રતાના દુર્ગને ભેદી નાખવાને તત્પર થઇ જાય છે અને જ્યારે તેઓ પોતાની વિકારલાલસાની કોઇ પણ ઉપાયે તૃપ્તિ કરી લે છે ત્યારેજ જંપીને બેસે છે. વારાંગનાની પવિત્રતા પ્રતિપળ ભયમાં રહેવાનું આ બીજું કારણ છે અને એ અવસ્થામાં ધન તથા પવિત્રતા ઉભયની હાનિનો સંભવ હોવાથી જો વારાંગના ધનના લાભને સિદ્ધ કરીને પવિત્રતાની હાનિને પોતાની ઇચ્છાથીજ સ્વીકારી લે, તો તે સર્વથા સ્વાભાવિક છે." વીણાએ વારાંગનાની પવિત્રતાની અરક્ષણીયતાના દ્વિતીય કારણનું વિવરણ કરી સંભળાવ્યું.

વીણાના એ વિવરણનું શ્રવણ કરીને માધવીએ વિશેષ ગંભીરતાથી પૂછ્યું કે: "ત્યારે શું શહનશાહનો કાયદો વારાંગનાઓને અત્યાચારી પુરુષોના બળાત્કારથી નથી બચાવતો? કાયદો શું એમ કહે છે કે વારાંગનાને પવિત્રતાની રક્ષાનો અધિકાર છેજ નહિ અને જે અબળા સંગીત તથા નૃત્યના વ્યવસાયને સ્વીકારે તેણે ભ્રષ્ટતાનો પણ સ્વીકાર કરવોજ જોઇએ? હું નથી ધારતી કે શહનશાહ અકબરના નૂરેનજર શહનશાહ જહાંગીરની શહનશાહતમાં વારાંગનાની પવિત્રતાની રક્ષાનો કાયદો હસ્તીમાં જ ન હોય અને વારાંગનાને એક પશુતુલ્ય પ્રાણી કિંવા કેવળ વિકારતૃપ્તિના એક સાધન તરીકે જ માનવામાં આવતી હોય! જો મુગલિયા સલ્તનતમાં આટલું બધું અંધેર હોય, તો પછી આ સલ્તનતને સલ્તનત કહેવી કે કેમ એ પણ એક સવાલ થઈ પડે છે; કારણ કે, પોતાની પવિત્રતાને જાળવવાનો ગૃહસ્થ સ્ત્રીઓ પ્રમાણેજ વારાંગનાઓ પણ સંપૂર્ણ અધિકાર ધરાવે છે એવી મારી માન્યતા છે."

વીણા કિંચિત્ હસીને કહેવા લાગી કે: "હમ્શીરા, મુગલિયા

સલ્તનતની વર્ત્તમાન પરિસ્થિતિથી તમો અજ્ઞ હોવાથીજ તમારા મુખમાંથી આવા ઉદ્‌ગારો નીકળતા સંભળાય છે. બાદશાહ જહાંગીર પોતેજ એક અતિશય વિલાસી અને મદિરાભક્ત એટલે કે ઐયાશ પુરુષ છે તેમજ તેના પરવીજ઼ અને શહરિયાર એ બે શાહજાદાઓ પણ અયશપરસ્ત અને શરાબી નૌજવાન છે એટલે જ્યાં રાજકુટુંબના પુરુષોજ વિલાસપ્રિયતાના માર્ગમાં આટલા બધા આગળ વધેલા હોય, ત્યાં તે રાજ્યના અમીર ઉમરા ફ઼રિશ્તાખસ્લત-સાધુવર્ત્તનશીલ–ક્યાંથી હોઇ શકે વારૂ અને તેમને તેમના અનાચારોની યોગ્ય શિક્ષા પણ કોણ આપે ? આ કારણથી વારાંગના તો શું પણ કોઇ અમીર ઉમરાની દૃષ્ટિમાં સમાયલી પ્રતિષ્ઠિત ગૃહસ્થની કન્યા તથા પત્નીઓ પણ ભાગ્યેજ પવિત્રતાને જાળવી શકે છે; કારણ કે, પવિત્રતાને જાળવવાના યત્ન કરતાં તેમના પ્રાણપરજ આવી બને છે અને તેથી નિરુપાયવશાત્ તેમને ભ્રષ્ટતાનો સ્વીકાર કરવો પડે છે. ધારી લ્યો કે આપનાં માતુશ્રી અને અમારાં સ્વામિની જમીલા ખાતૂનનો તેમનાપર બાદશાહ તથા બાદશાહ બેગમની મેહરબાની હોવાથી સર્વત્ર સારો પ્રભાવ છે અને તેથી કોઇ અમીર ઉમરા તમારાપર બળાત્કાર કરવાની હિંમત નહિજ કરી શકે; પરંતુ જ્યારે તમો પોતાની સંગીતકલા તથા નૃત્યકલાના પ્રદર્શનનો આરંભ કરશો એટલે તમારી કીર્ત્તિ બાદશાહ સલામતના દરબારમાં પણ પહોંચશે અને તે કીર્ત્તિ સાંભળીને જો બાદશાહ સલામત પોતે અથવા તેમના શાહજાદાઓમાંનો કોઇ શાહજાદો તમને પોતાની પાસે બોલાવશે અને તમારી પાસેથી પ્રેમની યાચના કરશે અથવા તો તમને પોતાની બેગમ બનાવવાની ઇચ્છા દર્શાવશે, તો શું બાદશાહ સલામત અથવા શાહજાદાની યાચના કિંવા ઇચ્છાનો પણ તમો અનાદર

કરી શકશો ? કદાપિ નહિ; કારણ કે બાદશાહ સલામત અથવા શાહજાદા સલામતની ઇચ્છાનો અનાદર અને જીવનનો અંત એ બન્ને શબ્દો એકજ અર્થને દર્શાવનારા હોવાથી તેમની ઇચ્છાનો અનાદર કરવાની મોટા મોટા વીર પુરુષોમાં પણ શક્તિ નથી હોતી તમો તો એક ગમે તેવાં પણ કોમળહૃદયા અને કોમળાંગી રમણી છો ! ”

“ વસ્તુસ્થિતિ અવશ્ય ભયંકર છે. છતાં જો બાદશાહ સલામતનો પોતાનોજ ધર્મરક્ષામાટેનો હુકમ મેળવી શકાય, તો પછી વારાંગનાના વ્યવસાયમાં પણ એ ચિન્તાને હૃદયમાં સ્થાન આપવાનું કારણ ન રહે. ” માધવીએ આશાનો પરિત્યાગ ન કર્યો.

“ પરંતુ બાદશાહ સલામતનો એવો હુકમ મળવો સર્વથા અશક્ય છે.” વીણાએ નિરાશાનું દર્શન કરાવ્યું.

“ કેટલીકવાર પરમેશ્વરની કૃપાથી અને દૃઢ ઇચ્છાના બળથી અશક્ય ઘટનાઓ પણ શક્ય થઇ શકે છે એટલે આ વિષયમાં અતિશય નિરાશાને વશ થવાનું કાંઇ પણ પ્રયોજન નથી. સમય આવશે ત્યારે જોઈ લેવાશે.” માધવીએ પરમેશ્વરની કૃપા તથા મનુષ્યની ઇચ્છાશક્તિની મહત્તાનું દર્શન કરાવ્યું અને તે સાથે જણાવ્યું કે: “ માતા જમીલા ખાતૂનને શહનશાહ પોતે પણ આદર તથા પ્રતિષ્ઠાની દૃષ્ટિથી જુએ છે તેમજ બાદશાહ બેગમ નૂરજહાનની પણ તેનાપર કૃપા દૃષ્ટિ છે એટલે હું તેમને કહીને એવો પ્રબંધ કરાવીશ કે મારી સંગીતકલા તથા સાભિનય નૃત્યકલાનું સર્વથી પ્રથમ પ્રદર્શન શહનશાહ જહાંગીર, બાદશાહ બેગમ નૂરજહાન તથા અન્ય બેગમો સમક્ષ થાય કે જેથી તે પ્રસંગે મારાથી મારી ઇચ્છાનુસાર શહનશાહની આજ્ઞા મેળવી શકાય. ”

"છતાં ધારો કે એવી નિજ ઇચ્છાનુસાર આજ્ઞા તમારાથી ન મેળવી શકાય અને શહનશાહ પોતેજ તમારા સૌન્દર્યમાં મુગ્ધ થઇને તમને પોતાના શયનમંદિરમાં બોલાવવાને તૈયાર થઇ જાય, તો પછી ?" વીણાએ કટાક્ષ પૂર્વક પૂછ્યું.

"તો પછી એજ કે આ ગૌહરુન્નિસા આ સંસારમાં એક નિમેષ માત્રને માટે પણ સજીવન અવસ્થામાં દૃષ્ટિગોચર નહિ થાય!" માધવીએ પોતાનો અંતિમ નિશ્ચય જણાવી દીધો.

ખરેખર માધવી અત્યારે–

"જમાના બડા બદ્દગુમાં હો રહા હય;
કિસી શખ્સકા ઇમ્તેહાં હો રહા હય!"

એવીજ અવસ્થામાં હતી. આગ્રાની તે સમયની પરિસ્થિતિને જોતાં વીણાના કથન પ્રમાણે તેના વૈધવ્યવ્રત તથા બ્રહ્મચર્યની રક્ષા સર્વથા અશક્ય હતી; છતાં પણ માધવીએ આશાનો પરિત્યાગ ન કર્યો એ તેની અપૂર્વ ઇશ્વરશ્રદ્ધા તથા દૃઢતાજ કહી શકાય. અર્થાત્ આવી પરિસ્થિતિમાં સ્વાભાવિકજ એવો પ્રશ્ન ઉદ્‌ભવે છે કે માધવીને પોતાના બ્રહ્મચર્યને અખંડ રાખવાના પ્રયત્નમાં વિજય મળ્યો હતો ખરો કે? એનું ઉત્તર એજ છે કે અમો ભવિષ્યવેત્તા નથી એટલે એ ભાવિના ગર્ભમાંની ઘટના વિશે અત્યારે અમારાથી કાંઇ પણ કહી શકાય તેમ નથી.



## પ્રકરણ ૧૨ મું

## ત્રિનામા સુન્દરી નૂરજહાન

આપણી પ્રસ્તુત નવલકથાના આરંભમાં વર્ણવાયલી ઘટના ઇ. સ. ૧૬૧૨માં બની હતી, એટલે કે આપણી નવલકથાનો નાયક નારાયણ માધવીને નિરાશાના સમુદ્રમાં નિમજ્જન કરાવી શિવસ્થાનને ત્યાગીને સંન્યાસી થવાની ઇચ્છાથી ઇ. સ. ૧૬૧૨માં અન્યત્ર ચાલ્યો ગયો હતો; નારાયણના દેશત્યાગને એક વર્ષનો સમય થયા પછી કાળજ્વરની બાધાથી માધવીના પિતા મધુસૂદનનો દેહાન્ત થયો હતો અને માધવીની માતા યશોધરાએ પોતાના પતિની ચિતામાં બળીને સહગમન કર્યું હતું; પોતાના માતાપિતાના પરલોકવાસની ઘટના પછી પાંચ કે છ માસ પર્યન્ત માધવી હરવિલાસની હવેલીમાં રહી હતી અને ત્યાર પછી જ્યારથી જમીલાના હસ્તથી તેના જીવનની રક્ષા થઇ ત્યારથી એટલે કે દોઢ વર્ષથી તે આગ્રામાં જમીલાના મહાલયમાં વસતી હતી એટલે પ્રસ્તુત નવલકથાના આરંભમાં વર્ણવાયલી ઘટનાને ત્રણ વર્ષનો કાળ વીતેલો હોવાથી ઇ. સ. ૧૬૧૫ નું વર્ષ ચાલતું હતું. માધવીનું વય એ વેળાયે ઓગણીસ વર્ષનું થઇ ગયું હતું અને જો નારાયણનું આ સંસારમાં અસ્તિત્વ હોય, તો તે અત્યારે બાવીસ વર્ષનો સંપૂર્ણ નવયુવક થયેલો હોવો જોઇએ, એ સર્વથા સ્વાભાવિક હતું. નારાયણના ઐહિક અસ્તિત્વનો અંત આવી ગયો ન હોતો, તે આ મૃત્યુલોકમાં અદ્યાપિ વર્ત્તમાન હતો; પરંતુ એ ગત ત્રણ વર્ષના તેના જીવનક્રમના અવલોકન પૂર્વે

જે મુગલિયા રાજધાની આગ્રામાં આપણી નવલકથાની નાયિકા માધવીનું અદ્‌ભુત સંયોગવશાત્ આગમન થયું હતું અને જે મુગલિયા રાજધાનીમાં મુગલ શહનશાહ જહાંગીર તથા તેની પ્રાણેશ્વરી સમ્રાજ્ઞી ઇતિહાસપ્રસિદ્ધ સુંદરી નૂરજહાનની કૃપા કે અવકૃપાથી માધવીની ઉન્નતિ કિંવા અવનતિ અથવા ઊર્ધ્વગતિ કે અધોગતિનો શાશ્વત નિર્ણય થવાનો હતો; તે મુગલિયા રાજધાનીની તાત્કાલિક પરિસ્થિતિ કેવા પ્રકારની હતી; શહનશાહ જહાંગીર પોતે કેવી અવસ્થામાં હતો અને બાદશાહ બેગમ નૂરજહાન્ સમસ્ત ભારતીય સામ્રાજ્યની કેટલી સીમાપર્યન્ત કર્ત્રી, હર્ત્રી તથા ભાગ્યવિધાયિકા; અદ્‌ભુતપ્રભાવશાલિની તથા નારીજનોચિતસમસ્તશુભાશુભગુણમંડિતા વિષસુધામયી વિલક્ષણા નારીપ્રતિમા હતી ઇત્યાદિ વિષયોના અવલોકનની, આપણી નવલકથાના અનુસંધાનમાટે, પ્રથમ આવશ્યકતા હોવાથી આપણે પ્રથમ એજ કાર્યમાં પ્રવૃત્ત થઇશું.

પ્રસ્તુત નવલકથાના આરંભમાંજ નવલકથાના સમયને દર્શાવતાં એ પ્રમાણેનો ઉલ્લેખ કરાયલો છે કે: "શ્રીકીર્તિવિશારદ પવિત્રતાદપિ પવિત્ર ભરતભૂમિ અથવા ભારતવર્ષમાં જે સમયમાં મુગલકુલાવતંસ પ્રાતઃસ્મરણીય અકબરશાહના ન્યાયપરાયણ, સમદર્શી અને પ્રજાવત્સલ કુલદીપક સલીમશાહ અથવા જહાંગીર બાદશાહનો રાજ્યાધિકાર પ્રવર્ત્તમાન હતો અને જે સમયમાં હિન્દુ, મુસલમાન, યહૂદી તેમજ અન્યાન્ય ભિન્નધર્મીય પ્રજાજનો સંપૂર્ણ ધર્મસ્વાતંત્ર્ય ભોગવતા હતા અને 'આર્યાવર્ત્તના આકાશમાં મુગલ સમ્રાટ જહાંગીરના ગૌરવરવિનું તેજ અમર તપો!' એવો આશીર્વાદ નિરંતર આપ્યા કરતા હતા, તે સમયમાં, એટલે કે, ઇ. સ. ૧૬૧૨ માં આપણી પ્રસ્તુત નવલકથાનો આરંભ થાય છે; અર્થાત્ જહાંગીરની

જાહોજલાલીનો સમય તેજ આપણી કથાનો સમય છે......... ” તેમજ પ્રથમ ખંડના પંચમ પ્રકરણમાં શાહનશાહ જહાંગીરે દિલ્હીના સિંહાસને આરોહણ કરતાંજ પોતાની પ્રજાના સુખ તથા કલ્યાણમાટે જે બાર આજ્ઞાઓ બહાર પાડી હતી તે આજ્ઞાઓનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ( જુઓ પૃષ્ઠ ૫૯, ૬૦ અને ૬૧ ). પોતાની અધિકારપ્રાપ્તિના પ્રારંભમાં તેણે કરેલાં આવા પ્રકારનાં કેટલાંક સત્કૃત્યોથી જહાંગીર પણ તેના પિતા પ્રતાપી અકબર જેવોજ પ્રજાપાલનદક્ષ બાદશાહ નીવડશે, એવી લોકોની માન્યતા થઇ હતી અને લોકોની એવી માન્યતા થાય એ સર્વથા ભાવિકજ હતું. જહાંગીરે પોતાના પિતાના સમયના સર્વ અનુભવી અધિકારીઓને તેમના પદપર અવિચળ રાખ્યા હતા; જકાત લેવાના નિયમોમાં અનેક ઉપયુક્ત ફેરફારો કર્યા હતા અને સર્વ પ્રકારના અર્જદારો કોઈ પણ વેળાયે બાદશાહ સમક્ષ પહોંચી શકે અને દાદ મેળવી શકે એટલામાટે સુવર્ણઘંટાની યોજના કરી હતી. પોતાના મહાલયમાંથી બાહ્ય ભાગ પર્યન્ત તેણે એક સુવર્ણશૃંખલા રખાવી હતી અને તેમાં સાઠ ઘંટાઓ લટકાવેલી હોવાથી જો કોઇ પણ બાહ્ય ભાગમાંથી તે સાંકળને ખેંચે એટલે તે સાઠ ઘંટાનો એકત્ર નાદ થતો હતો અને તે નાદને સાંભળતાંજ બાદશાહ તે અર્જદારને પોતા સમક્ષ બોલાવી તેની પ્રાર્થનાને ધ્યાનપૂર્વક સાંભળીને ઉચિત ન્યાય આપતો હતો. જહાંગીર બાહ્યતઃ ઇસ્લામ ધર્મ વિશે પોતાની શ્રદ્ધા દર્શાવતો હતો અને મુસલ્માન પ્રજા તેનાથી પ્રથમ પ્રથમ સંતુષ્ટ રહ્યા કરતી હતી. કોઇએ પણ મદિરા તથા અફીણ ઇત્યાદિ માદક પદાર્થોનું કદાપિ સેવન ન કરવું, એવો તેણે કાયદો કર્યો હતો અને આવાં કૃત્યોથી જહાંગીર બાદશાહની કાર્યકીર્ત્તિ અત્યંત ઉજ્જ્વલ તથા

સુખાવહ થશે, એવો સમસ્ત પ્રજાનો દૃઢ વિશ્વાસ બંધાયો હ
ઇ. સ. ૧૬૦૪માં જહાંગીરના સિંહાસનારોહણનો સમારંભ ૨
અને ૧૬૧૦ પર્યન્ત તો એવીજ સંતોષદાયિની સ્થિતિ અવિર
રહી; પરંતુ ઇ. સ. ૧૬૧૦ માં જહાંગીરના જનાનખાનામાં મેહ
ન્નિસા નામક એક નવીન બેગમનું આગમન થયા પછી જહાં
વિલાસપ્રિય તથા મદિરાભક્ત થવા લાગ્યો; કિન્તુ તે સમય
કેટલાક ગૃહકલેશ તથા રાજપૂતો સાથેના વિગ્રહો ચાલતા હોવા
તેની એ વિલાસપ્રિયતા તથા મદિરાસક્તિ કાંઇક સીમામાં હ
પરંતુ ઇ. સ. ૧૬૧૪ માં એ ગૃહકલેશ તથા વિગ્રહોનો બહુધા અ
આવી જતાં તેના એ દુર્ગુણો સીમાનું ઉલ્લંઘન કરવા લાગ્યા અ
'**यथा राजा तथा प्रजा**' એ ન્યાયથી તેના એ દુર્ગુણે
અધિકારીઓ, અમીર ઉમરા અને અન્ય જનોમાં પણ પરિણ
થવાથી આગ્રા નગરે ભારતવર્ષના સમસ્ત વિલાસોના કેન્
સ્વરૂપ ધારવા માંડયું હતું અને ઇ. સ. ૧૬૧૫ માં વિલાસિતા
વિષયમાં આગ્રા નગરની સમાનતા કરી શકે તેવું અન્ય કોઇ
નગર સમસ્ત પૃથિવીમાં અસ્તિત્વ ધરાવતું ન હોતું, એમ કહેવા
લેશ માત્ર પણ અતિશયોક્તિનો સંભવ નથી. એ સમયમાં મુગ
રાજધાનીની વિલાસિતા વિષયક કીર્ત્તિ, ગર્વિષ્ટતા, ભવ્યતા અ
મહત્તા આશ્ચર્યકારિતાના ઉચ્ચતમ શિખરે પહોંચી ગઇ હતી.
યુગની વિલાસિતાનાં સર્વ શક્ય તથા કલ્પનીય સ્વરૂપો મુગલિ
જનાનખાનામાંની વ્યક્તિઓના નિત્ય જીવનમાં સ્પષ્ટ વ્યાપેલ
દેખાતાં હતાં. તે સમયનાં મધુરમાં મધુર સર્વ પ્રકારના સાંગંધિ
પદાર્થો પૌરસ્ત્ય ઉદારતાથી અથવા ઉડાઉપણાથી વપરાતા હતા અ
સ્ત્રીજાતિ તથા મદિરાસાથે સંબંધ ધરાવનારા સર્વ પ્રકારન

ઈંદ્રિયજન્ય આનંદો તેમની અંતિમ સીમા પર્યન્ત સર્વત્ર ભોગવાતા હતા. ખરેખર જહાંગીરના જનાનખાનામાં તેમજ સમસ્ત આગ્રા નગરમાં સ્ત્રીપુરુષોનો મોટો ભાગ વિષયસુખલોલુપતાના અનંત સમુદ્રમાં નિમજ્જિત થયેલો દૃષ્ટિગોચર થતો હતો. જે શાહી જનાનખાનાની સત્તા તથા ભવ્યતાની કેવળ વિશ્વનિયંતા પરમેશ્વરની સત્તા તથા ભવ્યતા સાથેજ તુલના કરી શકાતી હતી અને જેની આકર્ષક તથા મનોહારિણી સુંદરતાની કેવળ સુરપતિ ઇન્દ્રના નંદનવન વિના અન્ય કોઇ પણ સ્થાનથી સ્પર્ધા કરી શકાય તેમ ન હોતું, તે 'બેગમ મહાલ' નામક શાહી જનાનખાનાથી લઇને કિનારી બાજારમાંના એક સાધારણ પાન વેચનાર અથવા પાનવાળીના જનાનખાનામાં પરિમાણમાં ઓછી વધતી પરંતુ સ્વભાવ તથા સ્વરૂપમાં એકસરખી વિષયલોલુપતા વ્યાપેલી હતી અને એ કારણથી તે સમયની કલ્પનાશક્તિ જેટલા પ્રમાણમાં નવીન નવીન વિલાસિતા તથા રહસ્ય આદિના આવિષ્કારની ક્ષમતા ધરાવતી હતી તેટલા પ્રમાણમાં તે સમયનું પ્રત્યેક ગૃહ નવીન વિલાસિતાઓ તથા રહસ્યોનુંજ નિવાસસ્થાન હતું, એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. આગ્રામાં જ્યાં જુઓ ત્યાં આનંદ વિનોદ અને શૃંગાર વિલાસના પ્રવાહોજ સર્વ દિશામાં વહન કરતા દેખાતા હતા. વિશ્વના ઇતિહાસમાં પ્રતિષ્ઠા તથા પદવીમાં, સંપત્તિ તથા વૈભવમાં અને ભવ્યતા તથા મહત્તામાં મુગલ સમ્રાટ્‌ની આગ્રા નામક રાજધાની સર્વથા અદ્વિતીય, અતુલનીય તથા અનુપમ હતી; માત્ર એટલુંજ નહિ, પણ જો આગળ વધીને કહેવામાં આવે, તો તે સમયનું આગ્રા નગર ઈન્દ્રની રાજધાનીના આ મૃત્યુલોકમાંના અવતાર અથવા રૂપાન્તર તુલ્ય હતું અને તેથીજ એકમેવાદ્વિતીય નગર હતું, એ નવેસરથી કહે-

વાની આવશ્યકતા નથી.

જહાંગીર બાદશાહની એકન્દર દશ તો પરણેતર બેગમો હતી. તેમાંની પ્રથમ બેગમ બીકાનેરના રાઠોડ રાજા રાયસિંહની રાજકુમારી જોધાબાઇ હતી. કે જેનો ઇ. સ. ૧૫૮૪માં જહાંગીર સાથે લગ્નસંબંધ થયો હતો. બીજી બેગમ અંબરના રાજા વિહારીમલ્લની કન્યા અને શાહજાદી સુલ્તાનુન્નિસા તથા શાહજાદા ખુસરોની જન્મદાત્રી માતા રેવાબાઇ હતી; ત્રીજી બેગમ રાજા માલદેવના પુત્ર ઉદયસિંહની પુત્રી હતી, તેનું નામ જગદ્‌ગોશાયિની હતું, તે શાહજાદા ખુર્રમની જન્મ-દાત્રી અને વીરનારી હતી; ચોથી બેગમ ખાજા હુસનની દુખ્તર હતી અને શાહજાદા પર્વીજની માતા હતી; પાંચમી બેગમ રાઠોડ રાજા કેશવદાસની કન્યા હતી અને બહારબાનૂ બેગમ નામક શાહજાદીની માતા હતી; છઠ્ઠી અને સાતમી બેગમનાં નામો ઉપલબ્ધ નથી; પરંતુ જહાંદાર તથા શહરિયાર નામક બે શાહજાદાઓ એ બે બેગમોના ઉદરથીજ જન્મ્યા હતા, એમ ઇતિહાસ કહેછે; આઠમી બેગમ છોટા ટિબેટના રાજા આલિરાયની આત્મજા હતી; નવમી બેગમ રાજા માનસિંહની પૌત્રી હતી અને દશમી બેગમ મેહરન્નિસા ખાનમ્ ઉર્ફે નૂરમહલ અથવા ઇતિહાસપ્રસિદ્ધ નૂરજહાન્ હતી. એ ઉપરાન્ત જહાંગીરની બીજી પણ દશ બેગમોનાં નામો બ્લૉકમને આપેલાં છે. એ બીજી દશામાંની જેસલમેરના રાજાની કન્યા તથા રામચંદ્ર બુંદેલાની કન્યા એ બે રાજપૂત જાતિની બેગમો હતી અને બાકીની આઠ બેગમો મુસલમાન જાતિની હતી, એમ તે જણાવે છે. એટલે કે જહાંગીરની વીસ તો બેગમોજ હતી અને બાજી ઉપ-વસ્ત્રરૂપ અનેક દેશની અનેક સુંદરીઓ હતી તે તો જૂદીજ. વળી

શાહજાદાઓની બેગમો, શાહજાદાઓની રખાયતો અને શાહજાદીઓ તેમજ એ સર્વ બેગમોની નવયૌવના, પ્રૌઢા અને વૃદ્ધા અસંખ્ય બાંદીઓ આદિનો 'બેગમમહલ'ના ભિન્ન ભિન્ન ભાગોમાં નિવાસ હોવાથી 'બેગમમહલ' નામની સંપૂર્ણ સાર્થકતા થયેલી જોવામાં આવતી હતી. અસ્તુઃ આપણી પ્રસ્તુત નવલકથા સાથે સર્વ બેગમોની શિરોમણી ઇતિહાસપ્રસિદ્ધ નૂરજહાન્‌નોજ વિશેષ સંબંધ હોવાથી જો આપણે તેના જન્મકાળથી લઇને સમ્રાટ્ જહાંગીરના જનાનખાનામાં થયેલા તેના પ્રવેશ તેમજ તેની થયેલી સર્વસત્તાધીશતા પર્યન્તના વૃત્તાન્તને અહીં સંક્ષેપમાં આપવાનો પ્રયત્ન કરીશું, તો આપણો તે પ્રયત્ન અસ્થાનીય કિંવા અપ્રાસંગિક તો નહિજ થાય.

ખુરાસાનના સુલ્તાન પાસે ખાજા મહમ્મદ શરીફ નામક એક વજીર હતો અને તે શિયા ધર્મીય તથા વિદ્વાન્ હોવા સાથે કવિ પણ હતો એટલે ઇરાનના શાહ તહમાસ્પે તેને યજદ પ્રાંતનો પ્રતિનિધિ —સૂબેદાર અથવા ગવર્નર—નીમ્યો હતો. તેનો ઈ. સ. ૧૫૭૬માં સ્વર્ગવાસ થયો. તેના બે ભ્રાતાઓ પણ ઇરાનમાં તેની પેઠેજ મોટા અધિકારી હતા. સારાંશ કે, ઇરાનની રિયાસતમાં એ કુટુંબ નામાંકિત તથા પ્રતિષ્ઠિત હતું. મહમ્મદ શરીફનો એક પુત્ર હતો અને તેનું નામ ગિયાસબેગ હતું અને જહાંગીરની અત્યંત પ્રિયતમા તથા સૌન્દર્યખનિ બાદશાહ બેગમનો જન્મદાતા પિતા ગિયાસ બેગજ હતો. એને કેટલાકો મીરજા ગિયાસુદ્દીન મહમ્મદ પણ કહે છે અને પાશ્ચાત્ય ગ્રંથકારો એને અયાજ. નામથી પણ ઓળખાવે છે. ગિયાસ બેગની બીબી-પત્ની -એક કુલીન તથા પ્રતિષ્ઠિત કુટુંબની કન્યા હતી. પોતાના પિતાના પરલોકવાસ પછી સંકટમાં આવી

પડતાં ગિયાસ બેગ પોતાની બીબી, પોતાના બે ફર્જન્દ-પુત્રો-,તથા પોતાની એક દુખ્તર-દીકરી-ને લઇને ઈરાનમાંથી ન્હાસી છૂટયો. માર્ગમાં તેને લૂટારાએ લૂટી લીધો એટલે માત્ર બે ખચ્ચરોજ તેની પાસે રહ્યા કે જેમનાપર તે, તેની બીબી અને તેનાં સંતાનો વારા ફરતી બેસતાં હતાં અને પ્રવાસમાં આગળ વધતાં હતાં. આ પ્રવાસના સમયમાં ગિયાસ બેગની બીબી હામિલા-ગર્ભવતી-હોવાથી અને તેની પ્રસૂતિનો સમય નિકટમાં આવેલો હોવાથી કંદહારમાં પહોંચતાંજ તે પ્રસૂતા થઇ અને તેણે એક સુન્દરી કન્યાને જન્મ આપ્યો. આ ઘટના ઇ. સ. ૧૫૭૬ માં થઈ. કંદહારમાં જન્મેલી ગિયાસ બેગની એ કન્યાનું મેહરુન્નિસા ( સ્ત્રીઓમાં સૂર્ય ) નામ રાખવામાં આવ્યું કે જે મેહરુન્નિસા પછીથી ઇતિહાસમાં નૂરમ્હલ તથા નૂરજહાન આદિ નામોથી વિખ્યાત થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકી હતી. ગિયાસ બેગની સ્થિતિ તે સમયમાં એટલી બધી અધમ તથા કષ્ટપ્રદ હતી કે તે એ નવીન જન્મેલી કન્યાને માર્ગમાંજ ત્યાગીને પોતાના પ્રવાસમાં આગળ વધવાની તૈયારી કરી રહ્યો હતો; પરંતુ એટલામાં મલીક મસઊદ નામના એક સોદાગર-વ્યાપારી-સાથે તેનો મેળાપ થયો અને તે સોદાગરનો અકબર બાદશાહ સાથે બહુજ સારો પરિચય હોવાથી તેના કહેવાથી તે કન્યાને તેણે સાથે લઇ લીધી અને તે સોદાગરના કારવાન સાથે તે પણ પોતાના કુટુંબ સહિત હિન્દુસ્તાનમાં આવી લાગ્યો. તે ફતહપુર સિકરી નામક તે સમયની અકબરે કરેલી નવીન રાજધાનીમાં અકબરને મળ્યો. અકબરે પ્રથમ તેને એક મામૂલી મન્સબ આપી અને ત્યાર પછી કાબુલમાં વસૂલાતખાતાના કામપર નીમ્યો. ગિયાસ બેગની બીબી બેગમ-મહલમાં હમેશા જતી આવતી હતી અને તેની સાથે તેની દુખ્તર

પણ જતી હતી. મેહરુન્નિસાની માતા પોતે ગુણસંપન્ન હોવાથી તેની એ કન્યા પણ ગુણસંપન્ન થઇ હતી. મેહરુન્નિસાને ચિત્રો તથા કસીદા કાઢવાનો બહુજ નાદ હતો, ફારસી ભાષામાં તે કવિતા પણ કરતી હતી અને સૌન્દર્યમાં તો તે અનુપમા હતીજ.

જહાંગીરની પ્રથમ બેગમ જોધાબાઇએ કોઇ કારણવશાત વિષ ખાઇને આત્મહત્યા કરી હતી અને તે બેગમ જહાંગીરની અત્યંત પ્રિયતમા પ્રાણેશ્વરી હોવાથી તેના આવા અકાળ અને અસ્વભાવિક મરણથી જહાંગીરના હૃદયમાં અસહ્ય આઘાત થયો હતો. જહાંગીરે પોતેજ એવિશે એક સ્થળે લખેલું છેઃ " તેના ગુણોનું કેટલુંક વર્ણન કરવું વારૂ ? તેનો મારામાં એટલી સીમા પર્યન્ત પ્રેમ હતો કે મારા એક કેશપરથી તેણે પોતાના હજાર પુત્રોને ઓવારી નાખ્યા હોત ! તેના મરણથી મને એટલું બધું દુઃખ થયું હતું કે તેથી મને મારા જીવનનો પણ કંટાળો આવી ગયો હતો અને ચાર દિવસ તથા ચાર રાત્રિ મેં અન્ન તથા જળને હસ્તસ્પર્શ પણ કર્યો ન હોતો ! " જહાંગીરની એ પ્રથમ બેગમનું જે વેળાયે મરણ થયું તેવામાંજ મેહરુન્નિસાનો અકબરના બેગમમહલમાં પ્રવેશ થયો હતો. એક વાર મેહરુન્નિસા પોતાની માતા સાથે બેગમમહલમાં ગઇ હતી તે વેળાયે અચાનક જહાંગીરની દૃષ્ટિ તેનાપર પડી ગઈ અને તેને જોતાંજ જ જહાંગીરના હૃદયમાં તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા કિંવા લાલસાનો ઉદ્ભવ થયો. જહાંગીરની આ ચેષ્ટા જહાંગીરની માતાને યોગ્ય ન લાગવાથી તેણે આ વાર્તા અકબરને જણાવી દીધી અને અકબર પોતે પણ એવા પ્રકારના અયોગ્ય સંબંધનો વિરોધી હોવાથી મેહરુન્નિસા સલીમની દૃષ્ટિથી

દૂર થઈ જાય, તો આ ચેષ્ટાનો આટલેથીજ અંત આવી જાય.' એમ ધારીને તેણે ગિયાસ બેગને સમજાવી શેર અફગન નામક એક શૂરવીર પઠાણ સાથે મેહરુન્નિસાનો લગ્નસંબંધ કરાવી દીધો અને શેર અફગનને નોકરી આપીને તેની નૂતન પત્ની સહિત બંગાળા પ્રાંતમાં રવાના કરી દીધો. આવી રીતે મેહરુન્નિસાને યુક્તિથી અકબરે સલીમ અથવા જહાંગીરની દૃષ્ટિથી દૂર કરી દીધી અને તેથી અકબરના જીવનકાળમાં તો મેહરુન્નિસાને પ્રાપ્ત કરવાની જહાંગીરને લેશ માત્ર પણ આશા રહી જ નહિ.

અકબરના જીવનકાળમાં મેહરુન્નિસાને મેળવવાની આશા ન હોવા છતાં અકબરના મરણ પછી પોતે શહનશાહ થતાં તેને મેળવવાની જહાંગીરના મનમાં પ્રબળ આશા હતી અને તેથી મેહરુન્નિસાને નિરંતર સ્મરણદ્વારા પોતાના હૃદયમાં રાખીને આશાવલ્લરીનું પ્રેમાશ્રુના સિંચનથી તે પોષણ કર્યા કરતો હતો. અંતે ઇ. સ. ૧૬૦૫ માં જહાગીર તખ્તનશીન થયો અને ત્યારપછી થોડા સમયમાં જ પોતાના દૂધભાઇ કુતુબુદ્દીનને 'તમારે મેહરુન્નિસાને તેના શૌહરથી છૂટી કરીને મારી પાસે મોકલી દેવાની છે' એવા છુપા ફર્માન સાથે બંગાળાના સૂબેદાર તરીકે બંગાળામાં મોકલી દીધો. જહાંગીર બાદશાહના આ ફર્માનના સમાચાર શેર અફગનને મળતાં તેના સુખ તથા તેની શાન્તિનો સર્વથા લોપ થઇ ગયો અને કુતુબુદ્દીને તેને મેહરુન્નિસાને તલાક આપીને છોડી દેવાનું કહ્યું એટલે તેના એ પ્રસ્તાવનો શેર અફગને વીરતાથી સ્પષ્ટ શબ્દોમાં અસ્વીકાર કર્યો અને કહ્યું કેઃ "મારા જીવનકાળમાં તો મેહરુન્નિસા બાદશાહની બેગમ થઇ શકે તેમ નથી; કદાચિત્ મારા મરણ પછી જહાંગીરની આશા ફળીભૂત થાય તો તે એક જૂદી વાત છે!" આ વેળાયે

મેહરુન્નિસા પોતાના શૌહર, પોતાની એક કન્યા અને પોતાની ભત્રીજી સહિત સુખના સ્વર્ગમાં સમાસીન હતી અને પોતાના પતિમાં તેનો અનન્ય અનુરાગ હોવાથી ગહન વિચારનો આશ્રય લીધા વિના તેના મનઃક્ષેત્રમાં કોઇ ઉચ્ચ આકાંક્ષાના બીજનો પાત થયો હતો કે કેમ કિંવા પોતાના પતિ વિના અન્ય કોઇ પુરુષની છાયા તેના મનોમુકુરમાં પ્રતિફલિત થઇ હતી કે કેમ, એ કદાપિ કોઇના જાણવામાં આવી શકે તેમ નહોતું અને તેથી જ ઇતિહાસકારોનો એવો અભિપ્રાય જોવામાં આવે છે કે, મેહરુન્નિસાનો પોતાના પતિ શેર અફ્ગનમાં અનન્ય અનુરાગ હતો અને એવી કોઇ પણ મહત્ત્વાકાંક્ષાના બીજનો તેના મનઃક્ષેત્રમાં પાત થયો નહોતો. આ કારણથી શેર અફ્ગનનો પણ જો પોતાની પત્નીમાં અનન્ય અનુરાગ હોય તો તે સ્વાભાવિક જ હતું. 'શેર અફ્ગન પોતાની બીબી મેહરુન્નિસાને છોડી દેવાની સાફ ના પાડે છે;' એવા સમાચાર જહાંગીરને મળતાં તેણે 'કોઇ પણ ઉપાયથી મેહરુન્નિસાને એકદમ મારી પાસે મોકલી આપો!' એવો હુકમ કુતુબુદ્દીનપર મોકલી દીધો એટલે પછી કુતુબુદ્દીન પોતે જ શેર અફ્ગનને મળવામાટે ગયો. એ વેળાયે કુતુબુદ્દીનના સિપાહીઓ શેર અફ્ગનની આસપાસ ફરી વળ્યા અને તેની પાસે પાસે આવવા લાગ્યા એટલે શેરખાને પૂછ્યું કે: "આ સર્વ ચેષ્ટાઓનું તાત્પર્ય શું છે તે જણાવશો?" આ પ્રશ્ન સાંભળીને કુતુબુદ્દીને પોતાના સૈનિકોને દૂર ઊભા રહેવાનું કહ્યું અને શેરખાન સાથે મેહરુન્નિસાને છોડી દેવા વિશેની વાતચીત કરવા માંડી. શેરખાનને આ સર્વ પ્રકાર સર્વથા વિપરીત ભાસવાથી તેણે છુપાવી રાખેલા પોતાના ખંજરને તત્કાળ બહાર કાઢી કુતુબુદ્દીનની છાતીમાં ભોકીને તેને જહન્નમવાસિલ કરી દીધો. એ વેળાયે કુતુબુદ્દીનના સૈનિકો

તથા અંગરક્ષકો નિકટમાં જ ઊભેલા હોવાથી તેઓ તે ક્ષણે જ તેનાપર તૂટી પડયા અને તેમણે શેરખાનનો નિર્દયતાથી વધ કરીને બાદશાહના ઉદ્દેશની સિદ્ધિનું મંગળાચરણ કરી બતાવ્યું. એક ઇતિહાસકારે આ પ્રસંગવિશે એથી કિંચિત્ ભિન્ન વૃત્તાન્ત આપ્યો છે અને તે એ કે, શેરખાને કુતુબુદ્દીનને મારી નાખ્યા પછી મેહરુન્નિસા બાદશાહના હસ્તમાં ન જઇ શકે એટલામાટે આહત અવસ્થામાં પણ મેહરુન્નિસાને મારી નાખવાના ઉદ્દેશથી ગૃહમાં જવાનો પ્રયત્ન કર્યો હતો અને તેનો એ પ્રયત્ન સફળ પણ થયો હોત, પરંતુ એટલામાં મેહરુન્નિસાની માતાએ દરવાજામાં આવીને કહ્યું કે: 'મેહરુન્નિસાએ કૂવામાં પડીને આત્મઘાત કર્યો છે!' એટલે શેરખાન નિશ્ચિન્ત થઇને ત્યાં જ પડી ગયો અને તેના પ્રાણ શરીરમાંથી નીકળી ગયા. ગમે તેમ હો, પણ શેરખાનનો ઘાત થયો અને તેનો ઘાત કર્યા પછી કુતુબુદ્દીનના મનુષ્યોએ મેહરુન્નિસા, તેની કન્યા લયલા તથા તેની ભત્રીજી ખતીજાને પકડીને આગ્રા મોકલી દીધી. આ ઘટના ઇ. સ. ૧૬૦૭ માં બન્યાનું ઇતિહાસકારો જણાવે છે.

મેહરુન્નિસાને તેની પ્રિય કન્યા સહિત આગ્રાના અનન્ત ભેદોથી ભરેલા અને મહાવિશાળ બેગમ મહલમાંના એક ઓરડામાં નજરકયદી તરીકે રાખવામાં આવી હતી; કારણ કે, જહાંગીરે તેના પ્રિય પતિની હત્યા કરાવેલી હોવાથી જહાંગીરના લગ્નવિષયક પ્રસ્તાવનો તેણે અસ્વીકાર કર્યો હતો અને તેથી જહાંગીરે તે જ્યાં સુધી તેના લગ્નવિષયક પ્રસ્તાવનો ઇચ્છાપૂર્વક સ્વીકાર ન કરે ત્યાં સુધી તેને આવી અવસ્થામાં રાખવાનો જ દૃઢ નિશ્ચય કરી લીધો હતો. અસ્તુઃ

આગ્રામાં મેહરુન્નિસાને આવ્યાને ત્રણ વર્ષ થવા આવ્યાં હતાં;

પરંતુ એટલા કાલાવધિમાં તેણે બાદશાહ જહાંગીર સાથે એકવાર પણ વાર્ત્તાલાપ કર્યો નહોતો. પ્રભાતનો રમણીય સમય હતો અને તે બેગમ મહલમાંના પોતાના ખંડમાં વિચારમગ્ન અવસ્થામાં બેઠી હતી. કેટલાક સમય પર્યન્ત વિચારમાં લીન રહ્યા પછી તેના મુખમાંથી આ પ્રમાણેના ઉદ્‌ગારો નીકળવા લાગ્યા:—

" ના, હવે સારૂં નથી લાગતું; નથી ગમતું. મારા આ ચન્દ્રવદનના કારણથી જ આ સર્વ અનર્થનો પાત થયો ! હાય, ઉદાર સ્વામિન્! મારી આ અલૌકિક રૂપસુંદરતાએ જ તમારા પ્રાણનું બલિદાન લીધું છે! તમારા સમાન પ્રેમ રાખવામાટેનું અન્ય કોઇ પણ પાત્ર આ સંસારમાં છે ખરૂં કે ? નહિ; નથી અને નથીજ ! ! તમારો દેહ દેવના દેહ સમાન દિવ્ય હતો, તમારામાં વનરાજ સમાન વીરતાનો નિવાસ હતો, તમારા હૃદયમાં માતૃહૃદય સમાન સ્નેહાર્દ્રતા ભરેલી હતી અને નિર્દોષતા અથવા ભોળાપણામાં તમારૂં અંતઃકરણ એક બાળકના અંતઃકરણ સમાન હતું અને તેથીજ તમોએ મારા ત્યાગથી પોતાના જીવનને રક્ષવા કરતાં પ્રતિષ્ઠામાટે પોતાના મુખથી જ વીરોચિત મરણને બોલાવીને ગળે લપટાવ્યું હતું ! હાય, તમારા નાશ સાથે મારો પોતાનો પણ સર્વનાશ થઇ ચૂકયો છે ! અત્યારે હવે એક બાજૂ ભારતેશ્વરીની પદવીપર આરૂઢ થવાનો લોભ છે અને બીજી બાજૂ ધર્મ તથા કર્ત્તવ્યનું પાલન છે. હૃદય કહે છે કે " ભારતેશ્વરી થા! ' અને ધર્મ કહે છે કે ' પવિત્રતાનું પાલન કરીને સ્વર્ગની અધિકારિણી થા! ' ત્યારે મારે કોનો ઉપદેશ માનવો ? હૃદયનો કે ધર્મનો ? ધર્મનો; કારણ કે, મનુષ્યનું ચંચળ હૃદય બહુધા શયતાનના સપાટામાં આવીને મનુષ્યને શયતાનિયતના માર્ગમાં ચઢાવી દે છે અને નરકની ગર્ત્તામાં ગબડાવી દે છે; એટલામાટે હું મારા

હૃદય સાથે યુદ્ધ કરીશ અને આ શયતાનિયતનું દમન કરી નાખીશ! અજીજ શૈહર! તમારા મરણ પછી જહાંગીર પોતાની શયતાનિયતના બળથી મને પોતાના મહલમાં તો ખેંચી લાવ્યો છે;પરંતુ ત્રણ વર્ષ વીતી જવાં છતાં તે પાપાત્મા બાદશાહનું મોઢું મેં જોયું નથા અને મારા પતિના ઘાતકનું મુખ હું કદાપિ જોવાની.પણ નથી. હવે જોવાનું છે કે આ યુદ્ધમાં કોનો વિજય થાય છે; જહાંગીરનો કે મારો? નાથ, તમોએ મારા કારણથી પોતાના જીવનનું વિસર્જન કર્યું છે અને હું પણ તમારા કારણથી જ મરવાની છું! તમોએ શત્રુ સાથે લડીને જીવનનું બલિદાન આપ્યું છે અને હું મારા હૃદય સાથે લડીને મારા તુચ્છ જીવનનું બલિદાન આપવાની છું. તમોએ એક ક્ષણ માત્રમાં જ શરીરને ત્યાગ્યું છે અને હું શરીરને સંપૂર્ણ કષ્ટ ભોગવી લેવાનો પ્રસંગ આપ્યા પછી શરીરને ત્યાગવાની છું. તમો તો ચાલ્યા ગયા છો, પણ મારામાટે એક સજીવન સમાધિને રાખી ગયા છો. લયલા આવતી જણાય છે; બોલાવું? લયલા, ઓ લયલા!”

લયલા શેર અફગનના સંયોગથી ઉત્પન્ન થયેલી મેહરુન્નિસાની પુત્રી હતી અને તેથી માતાના અનુપમ લાવણ્ય સાથે પિતાના વીરતા, નિર્ભયતા, શુદ્ધતા અને સ્પષ્ટભાષિતા આદિ સદ્‌ગુણોનો પણ તેનામાં સંપૂર્ણ નિવાસ હતો. જ્યારે તેના પિતાનું અકાળ મરણ થયું તે વેળાયે તેની અવસ્થા લગભગ સાત વર્ષની હોવાથી અને તે એક મહાબુદ્ધિમતી કન્યા હોવાથી પિતાના સદ્‌ગુણોનું જેમ તેને સંપૂર્ણ સ્મરણ હતું તેમ જ પિતાના મરણના કારણને પણ તે સારી રીતે જાણતી હતી. અસ્તુઃ માતાના આવાહનથી એક સાધારણ પઠાણ કુમારિકાના વેષમાં રહેતી એકાદશવર્ષીયા લયલા તત્કાળ ત્યાં દોડી આવી અને આવતાંની સાથે જ આતુરતાથી પૂછવા

લાગી કે: "કેમ માદર, મને શામાટે બોલાવી વારૂ?"

"મારી સર્વસ્વ સંપત્તિ લયલા, મેં તને અત્યારે મારી છાતી સરસી ચાંપવામાટે જ અહીં બોલાવી છે; આવ, બેટા, આવ!" મેહરુન્નિસાએ પ્રેમનાં અશ્રુ વર્ષાવીને ગદ્ગદ સ્વરથી કહ્યું.

"અમ્મી, આજે તને આ શું થઇ ગયું છે? આજે આટલો બધો ઉમળકો તને ક્યાંથી અને શા કારણથી થઇ આવ્યો, તે મારાથી સમજી શકાતું નથી." લયલાએ કાંઇક કટાક્ષ પૂર્વક આ શબ્દો ઉચ્ચાર્યા.

"લયલા, મારી નૂરેનજર લયલા, તારો ચહેરો આમ દિવસ અને રાતે ઉદાસ કેમ રહ્યા કરે છે વારૂ? અને તું આવા દીન વેષમાં રહીને કેમ હરે ફરે છે વારૂ?" મેહરુન્નિસાએ વાત્સલ્ય દર્શાવીને પૂછ્યું.

"મારો ચહેરો ઉદાસ કેમ રહ્યા કરે છે અને હું આવા દીન વેષમાં કેમ ફર્યા કરૂં છું એ તું નથી જાણતી કે શું? જો ન જાણતી હોય તો હું તને પૂછવા માગું છું કે તું આ સ્થાનમાં શામાટે આવી વારૂ?" લયલાએ નેત્રો ફેરવીને બોલવા માંડ્યું.

"જો અહીં ન આવું તો બીજો શો ઉપાય હતો વારૂ?" મેહરુન્નિસાએ કહ્યું.

"જો તારી ઇચ્છા હોત તો વિષના સેવનથી તું આત્મહત્યા કરી શકે તેમ હતું; નિષ્કલંક રહેવામાટેનો એ ઉપાય તો અવશ્ય તારા હસ્તમાં હતો જ. મા! તારા હૃદયમાં આ તુચ્છ જીવનનો અદ્યાપિ આટલો બધો મોહ ભરેલો છે, એ જોઇને હું આશ્ચર્યચકિત થયા કરૂં છું!" આ શબ્દો ઉચ્ચારતાં લયલાનાં નેત્રો રક્તવર્ણ થવા લાગ્યાં અને તેનાં નેત્રોમાંથી અગ્નિના કણો ઝરતા હોયની! તેવો ભાસ

થવા લાગ્યો. તે આગળ વધીને બોલવા લાગીઃ "જે નીચ પાજીએ મારા વાલિદને, મારા ક્બ્લિગાહને નીચતાથી મારી નખાવ્યા છે, તે નામર્દ, હેચકારા અને બેરહમ જલ્લાદના મહલમાં........."

લયલા આગળ બોલવા જતી હતી, પણ મેહરુન્નિસાએ વચ્ચે જ તેને બોલતી અટકાવીને કહ્યું કેઃ "લયલા, તારી જબાનને અટકાવ અને બોલતી બંધ થા; નહિ તો વળી કોઇ નવી આફત બરપા થઇ જશે અને આપણી જિન્દગીનો પણ ખાતમો થશે!"

"જિન્દગીના ભયથી હું મારી જબાનને અટકાવું અને બોલતી બંધ થાઉં?" લયલા એક શેરની પ્રમાણે ઘુરકીને કહેવા લાગીઃ "શું તું એમ ધારી બેઠી છે કે મારા હૃદયના તલભાગમાં હું આ વાર્ત્તાને દબાવીને ચુપચાપ બેસી રહીશ? નહિ, કદાપિ નહિ; હું તો આખા હિન્દુસ્તાનમાં એ ઢંઢેરો પીટાવીશ કે શાહનશાહના નામથી ઓળખાતા એક કસાઇએ મારાઓને મોકલીને મારા પાકમર્દ વાલિદનું ખૂન કરાવ્યું હતું અને તેનું કારણ મારી અમ્માની ખુબસૂરતી હતી! હું આ વાત કહીશ, કહીશ અને કહીશ! જ્યાં સુધી મારાં તાળવાં સૂકાઇ નહિ જાય અને મારી જબાન ટૂંકી નહિ પડી જાય; જ્યાં સુધી આ વાર્ત્તાનો ઉચ્ચાર સમસ્ત વાયુમંડળમાં નહિ પ્રસરી જાય અને જ્યાં સુધી તે કલંકની કાલિમાંથી સમસ્ત નભોમંડળ કૃષ્ણવર્ણ નહિ થાય, ત્યાં સુધી હું આ વાર્ત્તાને અખંડ ઉચ્ચારતી રહીશ. આ વાર્ત્તા હું શાહનશાહના દરબારમાં પણ કહીશ અને જ્યાં સુધી શાહનશાહ શર્મથી હણાઇને પોતાના તખ્ત સહિત પાતાલમાં નહિ પેસી જાય' ત્યાં સૂધી આ શબ્દોને હું અસ્ખલિત પ્રવાહથી ઉચ્ચારતી રહીશ!"

"લયલા, જો તું આવા શબ્દોને ઉચ્ચારતી આ શાહી મ-

હલમાં ફરતી રહીશ, તો બીજું તો કાંઇ નહિ, પણ શૌહરને તો હું ખોઇ બેઠી જ છું અને તે સાથે મારી પ્યારી દુખ્તરને પણ કદાચિત્ ખોઇ બેસીશ!" મેહરુન્નિસાએ ગંભીરતાથી લયલાને પ્રાણની ભીતિનો ભાસ કરાવ્યો.

"શું ત્યારે બાદશાહ મારો પણ ઘાત કરાવી નાખશે! ભલે તેની એવી ઇચ્છા હોય, તો હું મરણથી જરા પણ નથી ડરતી!; કારણ કે, તને પોતાની જિન્દગી જેટલી પ્યારી છે, તેટલી મને મારી જિન્દગી પ્યારી નથી!! હા, ધિક્કાર છે એ બાદશાહને! ચાલ, અમ્મી, ચાલ; આપણે અહીંથી અત્યારે અને આ પળે જ ચાલ્યાં જઇએ." લયલાએ નિર્ભયતા તથા તિરસ્કાર દર્શાવીને આ વચનોનો ગંભીરતાથી ઉચ્ચાર કર્યો.

"અહીંથી આપણી મરજી પ્રમાણે ચાલ્યાં જવાનો આપણને હુકમ નથી; લયલા!" મેહરુન્નિસાએ નિરાશા દર્શાવી.

"હુકમ શામાટે નથી? તો શું આપણે કયદી છીએ?" લયલાએ પૂછ્યું.

"આપણે અહીં કયદખાનામાં જ છીએ, બેટા!" મેહરુન્નિસાએ નિઃશ્વાસ નાખીને કહ્યું.

"આપણને આપણા કયા અપરાધથી કયદખાનાની સજા ફર્માવવામાં આવી છે?" લયલાએ તમ મુદ્રાથી પૂછ્યું.

"તે હું નથી જાણતી." મેહરુન્નિસાએ અજ્ઞાન દર્શાવ્યું.

લયલાએ થોડીવાર મૌનનું અવલંબન કરી લીધું અને ત્યાર પછી તે પુનઃ ઉત્તેજનાપૂર્ણ સ્વરથી કહેવા લાગી કે: "અમ્મી! તું કહે છે કે તું અહીં તારી પોતાની ઇચ્છાથી નથી આવી; પરંતુ અહીં આવતી વેળાયે તેં કશી પણ વધારે આનાકાની તો કરી જ

નહોતી અને એક પાળેલી હરિણી પ્રમાણે આ મહાલયમાં કાંઇ પણ બોલ્યા વિના ચાલી આવી હતી; તેનું શું કારણ હતું વારૂ? વળી તું કહે છે કે આપણે કયદી છીએઃ છતાં આ કયદખાનામાંથી ભાગી છૂટવામાટેની તારી એક પણ કોશિશ કેમ જોવામાં નથી આવતી? મને તો એમ જ લાગે છે કે તું તારી પોતાની ઇચ્છાથી જ આ વિશાળ અંતઃપુરના એક ઘૃણાકારક અને પાપમય કુટીરમાં એક ભિ-ક્ષુકા થઇને પડી છે! મા, તું સાચે સાચું કહી દે કે તારી આ શાહી મહલને ત્યાગીને અન્યત્ર જવાની ઇચ્છા છે ખરી કે નહિ?"

"હા, આ શાહી મહલને સદાને માટે ત્યાગી દેવાની અને મને જે કાંઈ પણ હુનર આવડે છે તેથી રોજીને મેળવવાની મારી ઇચ્છા છે." મેહરુન્નિસાએ નિઃશ્વાસ નાખીને ઉત્તર આપ્યું.

"તો બાદશાહની અહીંથી નીકળી જવામાટેની આજ્ઞા બાદશાહ બેગમદ્વારા મંગાવી લે." લયલાએ મુક્તિનો માર્ગ બતાવ્યો.

"પરંતુ બાદશાહ એ આજ્ઞા આપે એવી આશા છે જ નહિ." મેહરુન્નિસાએ તે આજ્ઞાની પ્રાપ્તિની અશક્યતા દર્શાવી.

લયલાએ પૃથ્વીપર પદાઘાત કરીને કહ્યું કેઃ "આપશે; હું કહું છું કે બાદશાહ એ આજ્ઞા અવશ્ય આપશે. શું તેં કોઇ વાર પણ સરળ ભાવ તથા આગ્રહ સહિત બાદશાહની આવી આજ્ઞા માગી છે ખરી કે? તું મુક્તિમાટેની અનુમતિ માગી લે; બોલ, માગીશ?"

"હા, માગીશ." મેહરુન્નિસાએ અચકાઇને ઉત્તર આપ્યું.

"જો એમ જ છે; તો એ આજ્ઞા કિંવા અનુમતિને મેળવવાના કાર્યનો ભાર હું મારા શિરપર ઉઠાવું છું; હવે જોવાનું છે કે શું થાય છે." આ શબ્દો ઉચ્ચારતાં જ લયલા વીજળીના ઝબકારા પ્રમાણે ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ અને અન્યત્ર ચાલી ગઇ.

લયલાના પ્રયાણ પછી મેહરુન્નિસા પોતાના મનમાં જ અનુશોચના કરતી કહેવા લાગી કે: " ઓહ, કેવી લજ્જાકારક ઘટના! શું ત્યારે હું અહીંથી ભાગી નીકળું ? હા, અહીંથી ચાલ્યાં જવામાં જ કલ્યાણ છે અને સુખની આશાને સર્વથા ત્યાગી દેવામાં જ કલ્યાણ છે! લયલાની કોમળ પરંતુ તીવ્ર વાણીના આઘાતથી મને મારા હૃદયમાંના અસહ્ય આઘાતો દષ્ટિગોચર થવા માંડ્યા છે અને એ આઘાતો કેવા ઘૃણિત છે એ પણ મારા જાણવામાં આવી ગયું છે. લયલા, હું બાદશાહ પાસેથી અહીંથી ચાલ્યાં જવામાટેની આજ્ઞાની ભિક્ષા માગીશ; અન્ય કોઇ કારણથી નહિ, તો કેવળ તારા અંતઃકરણને સંતોષવામાટે પણ હું શહનશાહ પાસેથી મુક્તિની ભિક્ષા અવશ્ય માગીશ! કારણ કે, તારા સમક્ષ અવિશ્વાસપાત્ર સિદ્ધ થવાની મારી ઇચ્છા નથી. હાય, મારી અભાગિની પુત્રી લયલા, જે દિવસે તારા જન્મદાતા પિતા પરલોકવાસી થયા હતા, તે દિવસથી આજ સુધીમાં તારા મુખમંડળમાં કદાપિ હાસ્યની રેષા વિલસતી મારા જોવામાં નથી આવી શકી. કેટલીકવાર તો તું દીર્ઘકાળ પર્યન્ત વિચારમાં ને વિચારમાં નિમગ્ન રહ્યા કરે છે અને ત્યાર પછી એક એવો દીર્ઘ નિઃશ્વાસ નાખે છે કે તેની સાથે તારો અર્ધ જીવ નીકળી જાય છે! કોઇ કોઇ વાર એકાગ્ર દષ્ટિથી તું મને જોયા કરે છે અને પછી તારાં નેત્રોમાં અશ્રુ ભરાઈ આવે છે અને એવી અવસ્થામાં મુખને ફેરવીને તું મારી આગળથી ચાલી જાય છે. કેટલીકવાર અસ્પષ્ટ સ્વરથી તું પોતાના મનમાં જ કાંઇક બબડ્યા કરે છે અને પોતાની આકૃતિને એવી બનાવી દે છે કે તેમાં ઘૃણા, ક્રોધ અને નિરાશાની સ્પષ્ટ ઝાંખી થયા કરે છે!" એટલામાં શરણાઇનો ધ્વનિ સંભળાયો અને તેથી મેહરુન્નિસાના એ વિચારોની તતિનો ભંગ થતાં

તે બોલી કે: "લ્યો, શરણાઇ પણ વાગવા માંડી! આહા, આ શાહી મહલ કેવો વિશાળ અને નાના પ્રકારનાં સુખસાધનોથી ભરેલો છે!!" પરંતુ નહિ; હવે એ આશાને અને એ માયાને હૃદયમાં સ્થાન આપવાની આવશ્યકતા નથી; કિન્તુ હવે તો આ માયાજાળને છેદીને અહીંથી ચાલ્યાં જવું, એ જ વધારે સારૂં છે."

મેહરુન્નિસા આવા પ્રકારના વિચારોમાં નિમગ્ન હતી એટલામાં તેના ભ્રાતા આસિફ્‌ની પુત્રી અને તેની પોતાની ભત્રીજી ખતીજા એક શાહજાદી સમાન વસ્ત્રાલંકારો ધારીને ત્યાં આવી અને મેહરુન્નિસાને પૂછવા લાગી કે: "બુઆ, મારી બહન લયલા ક્યાં છે વારૂ?"

"લયલા ક્યાં છે તે હું જાણતી નથી." મેહરુન્નિસાએ એ પ્રમાણેનું ઉત્તર આપીને ખતીજાને પૂછ્યું કે: "પણ ખતીજા, તું અહીં ક્યારે આવી વારૂ?"

"હમણાં થોડીવારથી જ હું શાહી મહલમાં આવી છું." ખતીજાએ કહ્યું.

"કોની સાથે આવી છે?" મેહરુન્નિસાએ હેતુપૂર્વક પૂછ્યું.

"મારી અમ્મીની સાથે." ખતીજાએ ઉત્તર આપ્યું.

"તારી મા ક્યાં છે?" મેહરુન્નિસાએ ભ્રકુટીને વક્ર કરીને પૂછ્યું.

"બાદશાહ બેગમ પાસે બેઠી છે." એટલું ઉત્તર આપીને ખતીજાએ કહ્યું કે: "વારૂ ત્યારે બુઆ, હું જઇને જોઉં છું કે બહન લયલા ક્યાં છે. તમો પણ મારી સાથે આવશો કે?"

"ના." મેહરુન્નિસાએ ગંભીરતાથી ના પાડી.

"વારૂ ત્યારે હું જાઉં છું." એમ કહીને ખતીજા ચાલતી થઇ ગઇ.

ખતીજાને શાહજાદા ખુર્રમ સાથે પરણાવવામાટેના આસિ-

ર્‌ના ચાલી રહેલા પ્રયત્નો મેહરુન્નિસાની જાણમાં હતા અને તેથી તે ખતીજાના ગયા પછી મનોગત કહેવા લાગી કે: "મારી ભત્રીજી પણ એક અનુપમા સુન્દરી બાળા છે અને તેથી જ મારા ભાઇની અનુમતિથી મારી ભોજાઇ પોતાની પુત્રીને લઇને શાહજાદાઓના સમુદાયમાં આવ્યા કરે છે. હાય નારી! શું તારી જાતિ આટલી બધી અધમ છે! તારૂં આ રૂપ શું માછલાંને પકડવાના ગળ પ્રમાણે કેવળ પુરુષોને સપડાવવામાટે જ સૃજાયલું છે? શું નારીનું સૌન્દર્ય તે પુરુષોને ફસાવવામાટેનો એક ફન્દો જ છે? હા; તેમ જ છે! હાયરે, અધમ પુરુષો! તમો પોતાની બહુમૂલ્યા શૂરતા, બુદ્ધિ અને વિવેકશીલતા આદિ રત્નપંક્તિને આગળ પાછળના કોઇ પણ પ્રકારના વિચાર વિના અનાયાસ રમણીના નિન્દ્ય રૂપનાં ચરણોમાં સમર્પી ઘો છો અને પછી ક્યાંયના નથી રહેતા! હાય, સર્વશ્રેષ્ઠ પુરુષજાતિની આવી દુર્દશા !!" આ અન્તિમ શબ્દોના ઉચ્ચાર સાથે તેના મુખમાંથી એક દીર્ઘ નિઃશ્વાસ બહાર નીકળ્યો અને તે પાષાણપ્રતિમા સમાન નિશ્ચલ તથા સ્તબ્ધ થઇ ગઇ.

× × × × ×

જે વેળાયે મેહરુન્નિસા ઉપરિનિર્દિષ્ટ વિચારોમાં તલ્લીન થયેલી હતી તે વેળાયે શાહનશાહ જહાંગીર પોતાની પ્રાણેશ્વરી અને ખુસરોની માતા બાદશાહ બેગમ રેવાબાઇ સાથે વાર્ત્તાલાપ કરતો રેવાબાઇના ખંડમાં બેઠો હતો; કારણ કે, લયલાએ રેવાબાઇનાં ચરણોમાં પોતાને તથા પોતાની માતાને મહાલયમાંથી મુક્તિ અપાવવાની હૃદયદ્રાવક પ્રાર્થના કરેલી હોવાથી રેવાબાઇએ સમ્રાટ્‌ને તે કારણથી જ અત્યારે પોતા પાસે બોલાવ્યો હતો. રેવાબાઇના મેહરુન્નિસા વિષયક પ્રસ્તાવને સાંભળી લીધા પછી જહાંગીરે ગંભીરતાથી કહ્યું કે: "ત્યારે

આ સર્વ ભેદ તમો જાણો છો; ખરૂં કે નહિ ? ”

“ હા, મારા ઇશ્વર, હું એ સર્વ વાર્ત્તા જાણું છું અને એ વાર્ત્તા મારા જાણવામાં આવ્યા પછી મારા મનમાં એમ જ થયા કરે છે કે જો એ વાર્ત્તા મારા જાણવામાં ન આવી હોત, વધારે સારૂં થાત. ” રેવાબાઇએ કહ્યું.

“ જે મનુષ્ય પાગલ થઈ ગયો હોય છે તેના દોષ અથવા અપરાધનો વિચાર કાંઇક અનુકમ્પા સહિત કરવામાં આવે છે, એ તો તમો પણ જાણો જ છો. હું તે વેળાયે પાગલ થઈ ગયો હતો.” જહાંગીરે પોતાના દોષનો પ્રાંજલતાથી સ્વીકાર કર્યો.

“ દોષનો વિચાર કરનાર આપ કોણ અને હું કોણ ? પરમાત્મા જ મનુષ્યના ગુણ તથા દોષોનો વિચાર કરનાર છે એટલે તે જ વિચાર કરશે. હું ભૂતકાળમાં આપના હસ્તથી થયેલા પાપકર્મમાટે આપનો તિરસ્કાર કરવા નથી ઇચ્છતી; કિન્તુ ભવિષ્યમાં જેના યોગે આપનું મંગળ થાય તે કાર્ય કરવાની જ મારી અભિલાષા છે. ત્યારે કહો, મારી પ્રાર્થનાને સાંભળશો અને સાંભળીને સ્વીકારશો ? ” રેવાબાઇએ અત્યંત મૃદુતા તથા નમ્રતા પૂર્વક ગુપ્તપ્રભાવદર્શક ભાવ અને ગંભીરતાથી એ શબ્દોને પોતાના મંજુલ સ્વરથી ઉચ્ચાર્યા.

“ તમારે જે કાંઈ પણ કહેવાનું હોય તે કોઈ પણ પ્રકારના સંકોચ વિના કહો; હું તમારા વચનને સાંભળવા તથા માનવાને તૈયાર છું; કારણ કે, તમોએ જે કાંઇ પણ કરવા ધાર્યું હશે તેમાં મારૂં હિત અવસ્ય સમાયલું જ હશે, એ હું સારી રીતે જાણું છું. ” જહાંગીરે રેવાબાઇના ગૌરવની વૃદ્ધિ કરી.

“ ત્યારે-મારી એ જ પ્રાર્થના છે કે મહૂર્મ શેરખાનની વિધવા મેહરુન્નિસાને કયદખાનામાંથી છોડી દો અને તે જ્યાં જવા

ઇચ્છતી હોય ત્યા તેને જવા દ્યો." રેવાબાઇએ પ્રાર્થના કરી.

"પરંતુ રેવા, મેં, શેરખાનની બેવાને કયદખાનામાં નથી રાખી; મેં તો તેને લાવીને શાહી મહલમાં જ રાખી છે અને તે પણ એવી આશાથી કે તે કોઈ દિવસ પણ પોતાની ઇચ્છાથી જ મારી સાથે નિકાહ કરવાને તૈયાર થશે અને હું તેના પ્રેમનો ભોક્તા થઇ શકીશ." જહાંગીરે પોતાના મનોભાવને સ્પષ્ટતાથી દર્શાવી દીધો.

એ વિધાનનો નિષેધ કરતી રેવાબાઇ કહેવા લાગી કે: "જો મેહરુન્નિસા તેની પોતાની ઇચ્છાથી આપ સાથે નિકાહ કરવાને તૈયાર હોત, તો હું મારા હાથે જ લગ્નોત્સવની તૈયારી કરાવત; પરંતુ તેના પતિના પરલોકવાસને અને તેના આ મહાલયમાંના નિવાસને ત્રણ વર્ષ પૂરાં થઇને ચોથું વર્ષ ચાલતું હોવા છતાં તે પોતાની ઇચ્છાથી આપ સાથે શાદી કરવાને તૈયાર નથી થઇ, તો હવે ભવિષ્યમાં તે શાદી કરવાને તૈયાર થશે એમ ધારી લઇને તેને તેની ઇચ્છાથી વિરુદ્ધ મહાલયમાં કયદ કરી રાખવી એ મારા અભિપ્રાય પ્રમાણે તો એક પ્રકારનો ઘોર અન્યાય જ છે."

"ત્યારે શું મારાથી તેની સાથે એકવાર મુલાકાત પણ નહિ કરી શકાય?" જહાંગીરે કાંઇક ગંભીર મુદ્રાથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"નહિ; તેની પોતાની ઇચ્છાથી વિરુદ્ધ આપથી તેની સાથે એક વાર મુલાકાત તો શું; પણ તેનાપર દૃષ્ટિપાત પણ નહિ કરી શકાય!" રેવાબાઇએ હવે પોતાની પવિત્રતાના પ્રભાવનો ઉપયોગ કરવા માંડ્યો.

"હૃદયેશ્વરી રેવા, તમારી વકીલાતથી જ આજસુધી હું મારા મનને મારીને બેસી રહ્યો છું અને તમારા અનુરોધથી જ મેં શેરખાનની બેવા સાથે તે મારા કબ્જામાં હોવા છતાં આટલા લાંબા

કાળમાં એક વાર પણ મુલાકાત નથી કરી. જો કે કોઇ કોઇ વાર હું તેને મળવામાટે આગલ થઇ જાઉં છું; તો પણ તમારા ભયથી હું દુસાહસ કરી શકતો નથી." જહાંગીરે રેવાબાઇના પોતાના હૃદયમાં પડતા પ્રભાવનો પોતાના મુખથી જ સ્વીકાર કરી લીધો.

"અને જહાંપનાહની એ સંયમશીલતામાટે જહાંપનાહને હું અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપું છું. પ્રાણેશ, મનુષ્યત્વ એ જ છે; કારણ કે, મનુષ્ય જો નિરંતર પોતાના હૃદયમાં ઉદ્દભવતા વિકારોને જ આધીન રહ્યા કરે, તો પછી મનુષ્ય અને પશુમાં વાસ્તવિક શો ભેદ હોઈ શકે વારૂ ?" રેવાબાઇએ માર્મિક પરંતુ મૃદુ ઉપદેશ આપ્યો.

"ત્યારે શું મેહરુન્નિસા પાછી બર્દવાન જવા ચાહે છે ?" જહાંગીરે પૂછ્યું.

"જી હા, ગેતીપનાહ ! અને હું હાથ જોડીને કહું છું કે તેની ઇચ્છા અનુસાર તેને બર્દવાન જવાની આજ્ઞા આપો અને મારી પ્રાર્થનાને સ્વીકારો." રેવાબાઇએ હસ્તદ્વય જોડીને આર્જવતાથી કહ્યું.

"જો તમો જાણતાં હોત, જો તમો સમજી શકતાં હોત..."

જહાંગીર આગળ બોલવા જતો હતો; પણ તેને બોલતો અટકાવીને રેવાબાઈ વચ્ચે જ કહેવા લાગી કે: "હું સર્વ કાંઈ જાણું છું અને સર્વ સમજી શકું છું; પરંતુ હું એક રાજપૂત અબળા હોવાથી જ્યાં સુધી મારા આ શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી મારા આ મહાલયમાં એક કુલકામિનીનું કોઇથી પણ અપમાન કરી શકાય તેમ નથી અને આપની પણ હું પાપના આઘાતથી યથાશક્તિ રક્ષા કરીશ !"

"રેવા, તમારામાં જો કે એક દેવી સમાન મારી શ્રદ્ધા તથા ભક્તિ છે; તથાપિ....."

જહાંગીર વિશેષ શબ્દો ઉચ્ચારે તે પૂર્વે તો શેરખાનની દુષ્ટતા

લયલા ત્યાં આવી લાગી અને તે પ્રભાવદર્શક મુખમંડળ તથા ગંભીર સ્વરથી જહાંગીરને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ " તથાપિ? બોલો, બોલો; જહાંપનાહ ! તથાપિ શું ? "

લયલાની તેજસ્વિતા તથા ઓજસ્વિતાને જોઇને જહાંગીર અવાક્ થઇ ગયો અને કાંઇ પણ ઉત્તર ન આપી શક્યો એટલે લયલાજ તેને સંબોધીને પુનઃ બોલવા લાગી કેઃ " શાહનશાહ સલામત ! આપ એ તો જાણતા હશો જ કે હું મર્હૂમ શેરખાનની દુખ્તર છું અને તેથી આપના મુખથી જાણવા માગું છું કે મુન્સિફ શાહનશાહે કયા અને શા અપરાધથી મારી વાલિદાને તેની પોતાની મર્જીથી ખિલાફ આખી જિન્દગીને માટે કયદ કરી રાખી છે ? બાદશાહ, આપ ગરીબપરવર હોવા છતાં મર્હૂમ શેરખાનના કબીલાપર જે આ જુલ્મે નારવા કરી રહ્યા છો, તેની વજહ, તેનો બાઇસ અને તેનો સબબ શો છે, તે જણાવશો ખરા કે ? શું આસમાં બેસિતૂન નથી ? શું વાહિદુલ્લાશરીક પરવરદિગાર નેકી અને બદીનો જવાબ લેનાર નથી, એમ આપ ધારી બેઠા છો ? જો એમ જ હોય તો તો મારે બેબાક થઇને કહેવું જોઇએ કે આપના હાથથી દીન ઇસ્લામની અને ઇન્સાનિયતની આ સખ્ત તૌહીન જ થાય છે ! "

લયલાના આ શબ્દોથી અધિક ઉત્તેજિત થઇને રેવાબાઇએ પોતાના સમ્રાટ્ સ્વામીને કહ્યું કેઃ " મારા સૌભાગ્યના આધાર, હું આપના કલ્યાણમાટે વળી પણ આપનાં ચરણોમાં મસ્તક નમાવીને કહું છું કે મેહરુન્નિસાને બંધનમુક્ત કરો અને તેનો આશિર્વાદ લ્યો ! "

જહાંગીરે કિંચિત્ રોષભરી દૃષ્ટિથી લયલાપ્રતિ જોયું; પરંતુ તેની અને લયલાની ચાર આંખો થતાં જ લયલાની દૃષ્ટિનો અદ્ભુત પ્રભાવ પડતાં જહાંગીરનાં નેત્રો લજ્જાથી નીચાં ઢળી ગયાં અને તેથી

તેણે લયલા તથા રેવાબાઇના પ્રસ્તાવને અનુમોદન આપતાં જણાવ્યું કે: "જ્યારે તમો સર્વની એવીજ ઇચ્છા છે તો હું મેહરુન્નિસાને મુક્તિ આપવામાં જ સર્વની ભલાઇ સમજું છું; કારણ કે, બળાત્કારથી ખરી મહબ્બત મેળવી શકાતી નથી. ત્યારે પ્રાણેશ્વરી, તમો પોતે જ જાઓ અને શેરખાનની બેવાને કહો કે જ્યારે તેની ઇચ્છા હોય ત્યારે તે પોતાની આ દુખ્તર સહિત બર્દવાન જવાને આજાદ છે. તે કહેશે ત્યારે તેને ત્યાં પહોંચાડવાનો બંદોબસ્ત પણ હું કરી આપીશ !"

"શહનશાહની ઉમ્ર દરાજ થાઓ!" લયલાએ આશીર્વાદ આપ્યો અને તે સાથે તત્કાળ તે પ્રયાણ કરી ગઇ.

લયલાના જવા પછી રેવાબાઇ પોતાના પતિદેવને આશ્વાસન આપતી કહેવા લાગી કે: "આપની ખરી વીરતાનું આજે જ મને દર્શન થયું છે; કારણ કે, મેહરુન્નિસામાંના આપના અનન્ય અનુરાગને હું સારી રીતે જાણું છું અને તેથી જ આપના આ માનસિક બળને જોઇને આપના વિશે મારા મનમાં જે માનની લાગણી વસી રહી છે તેમાં આજે હજારગણો વધારો થઇ ગયો છે. નાથ, કર્તવ્યનિષ્ઠાનો વિચાર કરીને હવે આ નિષ્ફળ અનુરાગને ભૂલી જવાની ચેષ્ટા કરો અને એ અનુરાગને અન્ય ઉચિત સ્થાનમાં વાળો."

એ પછી રેવાબાઇ મેહરુન્નિસા પાસે જવાને ત્યાંથી દ્રુતગતિથી ચાલતી થઇ ગઈ.

રેવાબાઇના ગયા પછી જહાંગીર એકલો જ પોતાના મનમાં વિચાર કરતો કહેવા લાગ્યો કે: "ત્યારે શું હું એટલોબધો અધમ અને કુપદાર્થ છું કે એક સાધારણ સ્ત્રી પણ મારી આજ્ઞાને ન

માનવાનું સાહસ કરી શકે છે? નહિ, એમ નથી; કિન્તુ મેહરુન્નિસા એક ઘમંડી અને અભિમાનિની અબળા છે અને એ જ તેના આ હઠનું કારણ છે. એક સમયમાં મારી એવી માન્યતા હતી કે મેહરુન્નિસા મારી મહબ્બતનો દમ ભરે છે અને તેથી અમારા મેળાપમાં જો કોઇ પણ વિઘ્ન હોય તો તે કેવળ શેરખાન જ છે એટલે શેરખાનને સદાને માટે મેં મારા માર્ગમાંથી દૂર કરી નાખ્યો; છતાં પણ મારી આશા પૂરી ન થઇ. ત્યારે શું મારી તે માન્યતા એક ભ્રાન્તિ જ હતી? જો એકવાર મેહરુન્નિસા સાથે મારી મુલાકાત થઇ હોત, તો હું ધારૂં છું કે બીજું જ પરિણામ આવત. હજી પણ હું એકવાર અંતિમ ચેષ્ટા કરીશ અને તે ચેષ્ટા પણ નિષ્ફળ થશે; તો પછી મેહરુન્નિસાની આશાને સદાને માટે ત્યાગીશ. બાંદી!"

"શે ફર્માન્, આલમપનાહ?" એક બાંદીએ આવી નમન કરીને પૂછ્યું.

"મેહરુન્નિસાના ભાઈ આસિફખાન પાસે જા અને તેને અહીં હાજિર થવાનું કહી દે." જહાંગીરે આજ્ઞા સંભળાવી.

આસિફખાન આવ્યો અને જહાંગીરે તેની સાથે કેટલીક ખાનગી ગુફ્તેગુ કરીને તેને વિદાય કરી દીધો. ત્યારપછી જહાંગીર પોતે દરબારમાં જવાને ત્યાંથી પ્રયાણ કરી ગયો.

\+ \+ \+ \+

જહાંગીર તથા રેવાબાઇ પાસેથી નીકળીને લયલા પોતાની માતા પાસે આવી હતી અને તેને બંધનમુક્તિમાટે જહાંગીરે આપેલી અનુમતિના સમાચાર સંભળાવી ખતીજા સાથે મહાલયના અન્ય ભાગમાં ચાલી ગઇ હતી. પોતાની બંધનમુક્તિમાટે જહાંગીરે આપેલી

અનુમતિના સમાચાર સાંભળીને મેહરુન્નિસા પોતાના મનમાં કહેવા લાગી કેઃ—

" અંતે જહાંગીર બાદશાહે મારી પ્રાર્થનાને માન આપવાની ઉદારતા દર્શાવી છે એટલે હવે અહીંથી નીકળ્યા પછી મારે જવું ક્યાં ? મારા વાલિદપાસે જવું કે બર્દવાન જવામાટે પ્રયાણ કરવું? પરંતુ બર્દવાનમાં મારૂં કોણ છે ? ભલે કોઈ ન હોય, છતાં બર્દવાન જવામાં જ લાભ છે. મેં જે જે કળાઓનો અભ્યાસ કર્યો છે તે કળાઓથી જ જોઇતા પૈસા મેળવીને હું મારો તથા મારી પુત્રીનો નિર્વાહ કરી લઇશ. હું જઇશ; કારણ કે, અહીંથી હું જેટલી વધારે દૂર જાઉં તેટલું જ મારામાટે સારૂં છે. હું પાછી બર્દવાનમાં જઇ મારા જન્નતનશીન શૌહરનાં ચરણોમાં મારા મનને સંલગ્ન કરીને આનન્દથી મરીશ ! અને આ શયતાનિયતભરેલા મનોવિકારના દમનનો પ્રચંડ પ્રયત્ન કરીશ ! ! "

તે આવા પ્રકારના વિચારોમાં નિમગ્ન હતી એટલામાં એક બાંદીએ આવીને કહ્યું કેઃ " બાદશાહ બેગમ તશરીફ લાવી રહ્યાં છે, જનાબા ! "

" ત્યારે તો બાદશાહ બેગમની આ ગરીબ બાંદીપર નેહાયત મેહરબાની થયેલી જ કહી શકાય. " મેહરુન્નિસાએ વિવેક દર્શાવ્યો.

બાંદી ચાલી ગઇ અને મેહરુન્નિસા પોતાના સ્થાનપરથી ઉઠીને પોતાના પોશાકને ઠીકઠાક કરવા લાગી. થોડીવારમાં જ સમ્રાજ્ઞી રેવા-બાઇ ત્યાં આવી પહોંચી, મેહરુન્નિસાએ તેને બંદગી કરી અને બેસવામાટે આસન આપ્યું. રેવાબાઈએ બંદગીનો બંદગીથી જવાબ વાળ્યા પછી કહ્યું કેઃ " મેહરુન્નિસા, હું તમને એક સારા સમાચાર સંભળાવવામાટે જ અત્યારે તમારી પાસે આવી છું. "

" બખ્તાવર બાદશાહ બેગમ, હું એ સારા સમાચાર મારી કન્યાના મુખથી સાંભળી ચૂકી છું અને તે એજ કે મારી પ્રાર્થનાનો શહનશાહ સલામતે સ્વીકાર કરી લીધો છે. " મેહરુન્નિસાએ ગંભીરતાથી કહ્યું.

" હા, મેહર, શહનશાહે પોતાની ઉદારતા તથા ન્યાયપ્રિયતાનો પૂર્ણ પરિચય કરાવ્યો છે અને તેથી આવતી કાલે પ્રભાતમાં તમો પોતાની કન્યા સહિત તમારી જ્યાં જવાની ઇચ્છા હોય ત્યાં જવાને સ્વતંત્ર છો; માત્ર એટલુંજ નહિ, પણ તમારા પ્રવાસની યોગ્ય વ્યવસ્થા પણ સમ્રાટ્ કરી આપશે. " રેવાબાઇએ ગંભીરતા પૂર્વક મંજુલ સ્વરથી કહ્યું.

" આપ શ્રીમતીના આ ઉપકારમાટે કયા શબ્દોમાં મારે પોતાની કૃતજ્ઞતા દર્શાવવી એ હું સમજી શકતી નથી અને તેથી માત્ર એટલું જ કહું છું કે આ અભાગિની અબળાપરના આ ઉપકારનો યોગ્ય બદલો તે પાક પરવરદિગાર આપને આપો ! " મેહરુન્નિસાએ પોતાની કૃતજ્ઞતાનું દર્શન કરાવ્યું.

" પરંતુ એક બીજી વાર્ત્તા પણ હું તમારા મુખથી જાણી લેવા ઇચ્છું છું અને તે એ કે બાદશાહ બેગમ, ભારતની સમ્રાજ્ઞી અથવા ભારતેશ્વરી થવાની તમારી લેશ માત્ર પણ ઇચ્છા છે ખરી કે ? " રેવાબાઇએ મેહરુન્નિસાના હૃદયમાં એક પ્રકારના આશ્ચર્ય તથા સંશયને ઉપજાવનારો પ્રશ્ન અત્યંત ગંભીરતાથી રજૂ કર્યો.

" બેગમ સાહબા,મોઆફ કરશો;મારી એમાંથી કાંઇ પણ થવાની ઇચ્છા નથી. જો મારી કાંઇ પણ ઇચ્છા હોય તો તે માત્ર બર્દવાન જવાની જ ઇચ્છા છે. " મેહરુન્નિસાએ નિશ્ચયદર્શક ઉત્તર આપ્યું.

રેવાબાઇ એ ઉત્તરથી અવાક્ ન થતાં પોતાના આશયને વિશેષ સ્પષ્ટ સ્વરૂપમાં વ્યક્ત કરતી કહેવા લાગી કે: "હું માત્ર એટલું જ જાણવા માગું છું કે તમારી ઇચ્છા ભારતેશ્વરી થવાની છે કે કેમ? સાંભળો, મેહર, કેવળ ઇચ્છા માત્રથી જ તમો સમ્રાજ્ઞી થઇ શકો તેમ છે અને તે પણ સાધારણ બેગમ નહિ, પણ બાદશાહ બેગમ અથવા સમસ્ત ભારતની અધીશ્વરી થવાને તમો સમર્થ છો કે જે પદવી અત્યારે હું ભોગવું છું. આજથી દશ વર્ષ પૂર્વે શાહનશાહ જેટલા પરિમાણમાં તમારામાં મુગ્ધ હતા તેટલાજ પરિમાણમાં તેઓ આજે પણ તમારામાં મુગ્ધ છે; કિબહુના તમારામાંની તેમની આસક્તિ આગળ કરતાં પણ અત્યારે અધિક પ્રમાણમાં જોવામાં આવ્યા કરે છે. શાહનશાહ અને શાહનશાહત બન્ને અત્યારે તમારી મુઠ્ઠીમાં જ સમાયલાં છે, એટલે જો તમારી ઇચ્છા હોય તો તમો તેમને હમેશને માટે મુઠ્ઠીમાં રાખી શકો તેમ છે અને જો તેમને મુઠ્ઠીમાં રાખવાની તમારી ઇચ્છા ન હોય, તો તેમને ફેંકી દેવાનું સામર્થ્ય પણ તમારામાં છે. વિચાર શાનો કરો છો, મેહરુન્નિસા? બોલો, શાહનશાહ તથા શાહનશાહતને સદાને માટે મુઠ્ઠીમાં રાખવાની ઇચ્છા છે કે તેમને ફેંકી દેવાની અભિલાષા છે?"

"બાદશાહ બેગમ, હું એનો જ વિચાર કરી રહી હતી કે આપ એક અબળા હોવા છતાં પોતાના સરતાજ શૌહર તથા શાહનશાહત જેવા અત્યંત પ્રિય પદાર્થોને કોઇ પણ પ્રકારના ક્લેશ વિના અને આનન્દથી અન્ય અબળાના હસ્તમાં સમર્પી દેવાનું અલૌકિક સામર્થ્ય તથા ઔદાર્ય ધરાવો છો; કારણ કે, એ એક સર્વથા અશક્ય ઘટના છે." મેહરુન્નિસાએ રેવાબાઇની ઉદારતાને જોઇને આશ્ચર્ય દર્શાવ્યું.

એના ઉત્તરમાં સ્મિતછટાવિલસિત મુખમંડળથી રેવાબાઇ કહેવા લાગી કે: " હું હિન્દુ જાતિની પુત્રી છું અને અમારી જાતિએ પોતાનાં સુખસાધનોને અન્ય મનુષ્યોના હસ્તમાં સમર્પી દેવામાટે જ જન્મ ધારેલો છે. જો મારી આ ઉદારતાથી તમને આશ્ચર્ય થતું હોય, તો એ તો કહો કે આ અમારા ભારત દેશને પણ અમોએ તમારા હસ્તમાં નથી સમર્પી દીધો કે શું ? મેહર, અમારી આશા આ લોકમાં નથી; કિન્તુ અમારી આશા તથા શ્રદ્ધાનું સ્થાન પરલોકમાં છે અને તેથીજ અમો આવી અલૌકિક ઉદારતા દર્શાવી શકીએ છીએ ! "

" નહિ, બાદશાહ બેગમ, ભારતની અધીશ્વરી થવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી." મેહરુન્નિસાએ અંતિમ નિશ્ચય દર્શાવ્યો.

" આટલી સીમા પર્યન્તની નિઃસ્વાર્થ તથા નિર્લોભ વૃત્તિ રાખવામાટે હું તમને ધન્યવાદ આપું છું અને હવે જવાની આજ્ઞા લઉં છું. " આટલા અંતિમ શબ્દો ઉચ્ચારીને ઉદારહૃદયા સમ્રાજ્ઞી રેવાબાઈ ત્યાંથી પોતાના સ્થાનમાં જવામાટે ચાલી ગઇ.

રેવાબાઈના જવા પછી પોતાના આસનપર બેસીને પુનઃ મેહરુન્નિસા, હૃદયમાં વિકારનો સ્પર્શ થવાથી, વિચાર કરતી મનોગત કહેવા લાગી કે: " નહિ, આ વિષયનો વિચાર કરવો તે પણ એક પાપ છે; છતાં પણ મારા ભવિષ્યમાં કેવળ નિષ્ફળ રોદન વિના શું બીજું કાંઇ પણ લખાયલું છે જ નહિ ? પરંતુ નહિ; હવે હું એ વિષયનો લેશ માત્ર પણ વિચાર કરવાની નથી ! ઓહ, કેવા ભયાનક ઉષ્મા; કેવી ગર્મી ! " તેણે બારી આગળ જાળિ પડદાને હટાવી દીધો અને વળી પાછી બેસીને તે વિચાર કરવા લાગી કે: "મનુષ્યના

હૃદયમાં શું બે જીવોનો નિવાસ છે? જો એમ ન હોય, તો હૃદયમાં આ અખંડ યુદ્ધ કોનું કોની સાથે ચાલી રહ્યું છે? ઓહ, કેટલી બધી અસહ્ય ઉષ્ણતા ! નહિ, હું કદાપિ એ માર્ગમાં સંચરવાની નથી; કારણ કે, હવે મેં મારા હૃદયને દૃઢ કરી લીધું છે અને તેથી મને હવે મારા એ દૃઢ સંકલ્પથી કોઈ પણ વિચલિત કરી શકે તેમ છે જ નહિ. આ વિષયમાં મારા શિરપર મારી નિર્દોષ કન્યાના તથા મારા સ્વર્ગવાસી સ્વામીના સન્માનના ઋણનો ભાર રહેલો છે અને તે ઋણભાર મને એ માર્ગમાં કદાપિ અગ્રેસર થવા દે તેમ નથી!"

અચાનક એક બાંદીના આગમનથી તેની વિચારનિદ્રાનો ભંગ થયો અને તેણે બાંદીને પૂછ્યું કે: "કેમ, શું છે ?"

"આપના ભાઇ આસિફખાન આપને મળવામાટે આવ્યા છે અને તેઓ આપની અનુમતિ માગે છે." બાંદીએ નમ્રતાથી કહ્યું.

"કોણ આસિફ ?" મેહરુન્નિસાએ પૂછ્યું.

"જી હા, જનાબા!" બાંદી બોલી.

"બહુ સારું, તેને આવવા દે." મેહરુન્નિસાએ અનુમતિ આપી

બાંદી ગઇ એટલે મેહરુન્નિસા વિચારવા લાગી કે: "અત્યારે બાદશાહ બેગમના આવી ગયા પછી તત્કાળ આસિફ શા કારણથી આવ્યો હશે વારુ ?" તે હજી તો આ વિચાર કરતી હતી એટલામાં આસિફ આવીને તેનાં નેત્રો સમક્ષ ઉભો રહ્યો એટલે તેણે તેને સંબોધીને પૂછ્યું કે: "શા સમાચાર છે ? આજે તું અચાનક મારી પાસે શા કારણથી આવ્યો છે ?"

"એક સમાચાર છે અને તારામાટે તે બહુ જ ખાસ સમાચાર હોવાથી તને સંભળાવવામાટે જ હું આવ્યો છું. એ તો તું પણ

સારી રીતે જાણે જ છે કે હું હમેશા સારા સમાચાર જ લાવું છું.” આસિફે કાંઈક વિનોદમય શબ્દોથી પોતાના ભાષણનું મંગળાચરણ કર્યું.

“અકારણ દીર્ઘ પ્રસ્તાવ ન કરતાં જે કાંઇ પણ કહેવાનું હોય તે સત્વર કહી સંભળાવ.” મેહરુન્નિસાએ કાંઇક અપ્રસન્નતાદર્શક સ્વરથી આજ્ઞાના સ્વરૂપમાં એ શબ્દો ઉચ્ચાર્યા.

“તો સમાચાર એ છે કે શાહનશાહ સલામત પોતે એકવાર તારી સાથે મુલાકાત કરવા માગે છે.” આસિફે સમાચાર સંભળાવ્યા.

“શાહનશાહ સલામત મારી સાથે મુલાકાત કરવા માગે છે? શા કારણથી?” મેહરુન્નિસાએ આંખને ફેરવીને સવાલ કર્યો.

“એ મુલાકાતના કારણને તું શું નથી જાણતી, મેહર?” આસિફે આ સવાલમાંજ મુલાકાતના કારણને માર્મિકતાથી દર્શાવી દીધું.

“હા, હું તે કારણને અનુમાનથી જાણું છું અને તે કારણ વિષયક મારૂં અનુમાન જો સત્ય હોય, તો શાહનશાહ સલામતને મારા સલામ સાથે જણાવી દે કે તેમની મેહરબાનીના બોઝને ઉપાડવાની તાકત આ નાતવાન ઔરતમાં નથી!” મેહરુન્નિસાએ માર્મિકતાથી જ એ મુલાકાતમાટેની અનિચ્છા દર્શાવી દીધી.

“ત્યારે શું તું અહીંથી નીકળ્યા પૂર્વે બાદશાહ સાથે એકવાર મુલાકાત કરવા પણ નથી ઇચ્છતી?” આસિફે ભાર દઇને પૂછ્યું.

“નહિ; બાદશાહ સાથે મુલાકાત કરવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી.” મેહરુન્નિસાએ ખુલ્લા સવાલનો ખુલ્લો જવાબ સંભળાવ્યો.

આ જવાબ સાંભળીને આસિફ હવે પોતાની હમ્શીરાને ઉપદેશના સ્વરૂપમાં કહેવા લાગ્યો કે: “અજીજ હમ્શીરા, તારી આ અજીબ બેવકૂફીમાટે મારે તને શું કહેવું વારૂ? શેરખાનના ઇન્ત-

કાલને આજે લગભગ ચાર સાલ જેટલો વખત થવા આવ્યો છે અને તું બેવા હોવાથી શરા પ્રમાણે બેવા ઔરતનો બીજા મર્દ સાથેનો નિકાહ નાજાયજ નથી, એ તું નથી જાણતી કે શું? ચાર સાલ વીતી ગયા છે અને દિવસો પાણીની લહરીઓ પ્રમાણે ચાલ્યા જાય છે છતાં પણ બાદશાહ સલામતના દિલમાં તારી યાદ પત્થરની લકીર સમાન દૃઢ, અચલ તથા સ્પષ્ટ સ્વરૂપમાં ટકી રહી છે. આમ હોવા છતાં પણ તું........"

"આસિફ, બાદશાહના દિલમાં મારી યાદ જેટલી હદ સુધી વસી રહી છે તેના કરતાં વિશેષ પરિમાણમાં મારા શૌહરની યાદ મારા દિલમાં પણ વસી રહી છે!" મેહરુન્નિસાએ આસિફને વચ્ચે જ બોલતો અટકાવીને કહ્યું.

"પરંતુ તને હવે તારો તે શૌહર પાછો મળી શકે તેમ તો છે જ નહિ; છતાં તું આ નાદાર્નને શા કારણથી વળગી રહી છે એ હું સમજી શકતો નથી." આસિફે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

મેહરુન્નિસા તેના એ અભિપ્રાયનો પ્રતિવાદ કરતી ઉત્તેજના-પૂર્ણ સ્વરથી કહેવા લાગી કે: "તું એ નાદાનીના કારણને કદાપિ સમજી શકવાનો નથી; કારણ કે, તું મર્દ હોવાથી ઔરતના આવા પ્રસંગના વિરોધ, પશ્ચાત્તાપ, શોક તથા હૃદયદાહને સમજવાની કે ઓળખવાની શક્તિ તારામાં છે જ નહિ!"

"છતાં પણ હું કહું છું કે સર્વ કાર્યોને ત્યાગીને નિરંતર શોકમાં જ નિમગ્ન રહેવું, એજ તારા જીવનના કલ્યાણની સાધના છે છે કે શું? મારી તો એવી જ માન્યતા છે કે તને ખુદા તાલાએ માત્ર એક જ 'હા' થી, એક જ ઇશારાથી અને ઇચ્છા માત્રથી જ

હિન્દોસ્તાનની બાદશાહ બેગમ થવાની શક્તિ આપેલી છે એટલે આવી અવસ્થામાં કેવળ શોકમાં જ આયુષ્યને વીતાડી દેવું, એ તારું કર્ત્તવ્ય નથી.” આસિફે મેહરના પ્રતિવાદના પ્રતિવાદની ચેષ્ટા કરીને કહ્યું.

“પરંતુ મારી એ ઇચ્છા નથી; તારી નસીહત કુબૂલ છે; તું મને એ રસ્તાપર કદાપિ લાવી શકે તેમ નથી અને એટલામાટે હું તને કહું છું કે તું ચાલ્યો જા!” મેહરુન્નિસાએ ઉલ્લો જવાબ સંભળાવી દીધો.

આસિફ કાંઇક નિરાશ થયો અને વિચારમાં પડી ગયો. કેટલીકવાર સુધી વિચારમગ્ન અને અવાક્ રહ્યા પછી પુનઃ તે મેહરને સંબોધીને તેના હૃદયમાં વૈભવલાલસાને ઉત્પન્ન કરવાના ઉદ્દેશથી કહેવા લાગ્યો કે: “મારી દુરઅંદેશ હમ્શીરા, આજે તું આટલી મોટી ઇજ્જતને ફેંકી દેવાને તૈયાર થઇ છે; પરંતુ જ્યારે વૃદ્ધાવસ્થા આવીને તારા ઉન્નત મસ્તકપર પોતાનું આસન જમાવશે તે વેળાયે તારા હૃદયમાં એક ભયંકર નિષ્ફળ પશ્ચાત્તાપ થવા માંડશે અને તે એ કે ‘યૌવન તથા સૌન્દર્યનો મેં કાંઈ પણ લાભ ન લીધો અને એ અમૂલ્ય વસ્તુઓને વ્યર્થ ખોઈ નાખી!’ અર્થાત્ જે દુર્લભ યોગને આજે તું લાત મારવાને તૈયાર થઇ છે તે દુર્લભ પ્રસંગ પછીથી હજારો માનતાઓ માનતાં પણ તને પ્રાપ્ત થઈ શકવાનો નથી, એ તારે કદાપિ ભૂલી જવાનું નથી; કિન્તુ નિરંતર સ્મરણમાં રાખવાનું છે. આ વિશ્વમાંની સર્વ વસ્તુઓ આવે છે અને જાય છે; પરંતુ જઇને ન આવનારી વસ્તુ ‘જવાની’ છે અને આવીને કદાપિ ન જનારી વસ્તુ ‘વૃદ્ધાવસ્થા’ છે એટલે ‘જવાની’ નો યોગ્ય

સમયમાં ઉપયોગ કરી લેવો એજ અત્યારે તારું પરમ કર્ત્તવ્ય છે!"

"આસિફ, તમે સર્વ જનોએ મળીને મારામાટે એક કુચક્રની રચના કરેલી હોય એમ જણાય છે. તમો મને પાગલ કર્યા વિના મારો પીછો છોડો તેમ નથી. બસ, તું અહીંથી આ પળે જ ચાલ્યો જા; મને શયતાની થવાનો ઉપદેશ આપતો બંધ થા!" મેહરુન્નિસાએ બહુ જ કંટાળીને પોકાર કર્યો.

"જાઉં છું, મેહર, હું જાઉં છું; પણ છેવટના બે ચાર શબ્દો બોલતો જાઉં છું તે સાંભળીને તે વિશે અવશ્ય વિચાર કરજે એટલે તારી ભૂલ તને પોતાને પણ જણાશે." એમ કહીને આસિફ વળી પણ આગ્રહ પૂર્વક બોલવા લાગ્યો કે: "આજે તું કેવી પદવીને તથા કેવી પ્રતિષ્ઠાને પોતાના હાથમાંથી જતી કરે છે અને ઇચ્છા કરતાંની સાથે જ તું શુંની શું થઈ જવાનું સામર્થ્ય ધરાવે છે, એની તુલના અવશ્ય તારે કરવાની છે. આ ક્ષણે અને આ સ્થાનમાં જ એનો અંતિમ નિર્ણય થઇ જવાનો છે કે કાં તો તારે ઉતારી નાખેલી મોજડી પ્રમાણે બહાર પડયા રહેવું અને કાં તો શાહીમહલના વિશાળ કક્ષમાં છતના કેન્દ્રમાં લટકતા ઝૂમર પ્રમાણે પ્રકાશ નાખવો. રસ્તામાંની એક ભટકતી ભીખારણ થવું અને હિન્દોસ્તાનની બાદશાહ બેગમ થવું એ ઉભયમાંની એક પરિસ્થિતિને પસંદ કરી લેવી, એમાં વિશેષ વિચારની આવશ્યકતા છે ખરી કે?"

"ના, એમાં વિશેષ વિચારની આવશ્યકતા નથી અને તેથી જ એ ઉભયમાંથી રસ્તામાંની ભટકતી ભીખારણ થવાની પરિસ્થિતિને મેં પસન્દ કરી લીધી છે; કારણ કે, બાદશાહ બેગમ થવા કરતાં ભીખારણ થવાનું જ મને વધારે પસન્દ છે!" મેહરુન્નિસાએ એ

વાક્યો સાથે સ્વાર્થત્યાગની પરાકાષ્ઠા કરી બતાવી.

આવી રીતે ભારતેશ્વરીની પદવી તથા અગાધ રાજલક્ષ્મી અને વૈભવ વિલાસ આદિના લોભનું જ્યારે દઢહૃદયા મેહરુન્નિસાના મનમાં વિશેષ કાંઇ પણ પરિણામ ન થયું એટલે હવે આસિફે કુટુંબ-નાશની ભીતિથી મેહરના મનને ચળાવવાની ચેષ્ટા કરતાં ગંભીરતાથી કહેવા માંડ્યું કે: "મેહર, મારી વ્હાલી હમ્શીરા મેહર, બાદશાહની ઇચ્છાનો તિરસ્કાર કરવાથી કેવળ તું એકલી જ રસ્તામાંની ભટકતી ભીખારણ થવાની નથી: કિન્તુ આપણો સમસ્ત પરિવાર કંગાલિય-તમાં આવી પડવાનો છે, એ કદાચિત્ તારી જાણમાં નહિ હોય. શાહનશાહે આપણા વાલિદને કહ્યું છે કે 'જો તમારી દુખ્તર મારી બેગમ થશે તો હું તમને વજીરની પદવીપર ચઢાવીશ અને જો તમારી દુખ્તર મારી ઇચ્છાનો અનાદર કરશે તો તમારૂં ખજાન્ચી-પણું પણ ચાલ્યું જશે; માત્ર એટલું જ નહિ, પણ હિન્દુસ્તાનને પણ છોડી જવું પડશે.' આપણા કુટુમ્બની આવી દુર્દશા થાય એ જોવાને તું રાજી છે ખરી કે, મેહર?"

આસિફના આ શબ્દો સાંભળીને મેહર ગંભીર વિચારમાં પડી ગઈ અને થોડી વાર મૌનનું અવલંબન કર્યા પછી કહેવા લાગી કે: "આસિફ, તું આ કેવા પ્રકારનો પ્રસ્તાવ મારા સમક્ષ કરી રહ્યો છે એ તું જાણે છે ખરો કે? તારા પ્રસ્તાવનો એજ સ્પષ્ટ આશય કે મારો દેહ, મારો આત્મા, મારી મર્યાદા અને મારી પ્રતિષ્ઠા આદિ મારી જે કાંઇ પારલૌકિક કલ્યાણને સિદ્ધ કરનારી વસ્તુઓ મારી પાસે બચેલી છે તે સર્વ વસ્તુઓને એક શાહનશાહતને મેળ-વવામાટે મારે ફેંકી દેવી! હાય, જેણે મારા શૌહરને નિર્દયતા તથા

કપટથી મારી નખાવેલો હોવાથી જેના માટે તીવ્રધારા નગ્ન કૃપાણી સમાન કેવળ એક તીવ્રતમ પ્રતિહિંસા નિરંતર મારા હૃદયમાં પ્રદીપ્ત રહેવી જોઇએ તે પુરુષના પ્રેમને મારે સ્વીકારવો, તેની સાથે વ્યભિચાર કરવો અને તેને આનન્દ તથા અનુરાગ પૂર્વક આલિંગન આપવું! આસિફ, તું પોતાની હમ્શીરાને એક બાજારી બેસવાના રૂપમાં ફેરવી નાખવાનો પ્રસ્તાવ કરી રહ્યો છે એનો કાંઇક વિચાર કર; અરે મૂર્ખ પોતાના કુળની મર્યાદાનો કાંઇક વિચાર કર!"

આસિફે મેહરુન્નિસાના આ ઉદ્ગારોથી જાણી લીધું કે તેના હૃદયમાં પ્રતિહિંસાનો પાવક પ્રજળી રહ્યો હતો અને તેથી સમય-સૂચકતાથી તેની ભાવનાને પુષ્ટિ આપીને જ તેણે તેના હૃદયને પોતાના ઇચ્છિત માર્ગમાં વાળવાનો પ્રયત્ન કરીને કહ્યું કેઃ "મેહર, જો તારા શૌહરના ખૂનનો બદલો લેવાની જ તારી તમન્ના હોય, તો પણ તેમાટેનો આવો સારો બીજો કયો પ્રસંગ મળી શકવાનો હતો વારૂ? આ શાહી મહલમાંથી બહાર નીકળ્યા પછી તું એક મામૂલી ઔરત થઇ જઇશ અને તારાથી કાંઈ પણ કરી શકાશે નહિ; પરંતુ જો તું બાદશાહ બેગમ થઇશ, તો પ્રતિપળ તને પ્રતિહિંસાનો પ્રસંગ મળતો રહેશે, એનો વિચાર તારે પણ અવશ્ય કરવાનો છે."

આસિફના આ શબ્દોનું મેહરુન્નિસાના હૃદયમાં જે થવું જોઇએ તે જ પરિણામ થયું; જે મનને લયલાના ઉપાલંભોથી બળાત્કારે તેણે દૃઢ કર્યું હતું તે મન પુનઃ વિચલિત થતું દેખાયું અને તેથી તે નિઃશ્વાસ નાખીને ગંભીરતાથી કહેવા લાગી કેઃ "આ ભાગ્યચક્રનું એક મહાભયંકર પરિભ્રમણ છે અને એ પરિભ્રમણને આજે દીર્ઘ

સમયથી હું ધ્યાનપૂર્વક જોયા કરું છું. એક અપવિત્ર આકર્ષણ અને કુસ્થી પોતાપ્રતિ આકર્ષી રહ્યું છે અને મારો અધઃપાત નિશ્ચિત થઇ ચૂક્યો છે; કારણ કે, જો એમ ન હોત, તો આપણું આગરામાં આગમન થાત શામાટે; તે દિવસ જહાંગીરની અને મારી ચાર આંખો થવાનો પ્રસંગ આવત શામાટે, મારા શૌહરની હત્યા થાત શામાટે અને આ શાહી મહલમાં આવ્યા પછી વિષપાન કરીને મરી જવાને બદલે હું આજસૂધી જીવતી રહેત શામાટે? જો મારી અધોગતિ ન સૂજાયલી હોત, તો વાલિદ, તું અને દયાવતી બાદશાહ બેગમ રૈબાબાઇ મળીને મારા વિરુદ્ધ આવું કુચક્ર રચવાને કેમ તૈયાર થાત વારુ? ઓહ, કેવી ભયાનક પ્રપંચરચના! મારા હૃદયમાં જે શયતાનિયત હતી તેને મેં જીતી લીધી હતી; પરંતુ આસિફ, અત્યારે તું આવીને શયતાનનો સાથી થયો અને તમારી જીત થતાં હું તમારાથી હારી ગઇ; મારો પરાજય થઇ ચૂક્યો!!"

"મેહર, તું શું બોલે છે તે કાંઇ સમજી શકાતું નથી." આસિફ તેના ઉદ્‌ગારોને ઉન્માદજન્ય ઉદ્‌ગાર સમજીને બોલ્યો.

મેહરુન્નિસાએ કહ્યું કેઃ "મારા આ ઉદ્‌ગારોના રહસ્યને તું કદાપિ સમજી શકવાનો નથી અને એટલામાટે મારા ઉદ્‌ગારોના રહસ્યને સમજવાની ચેષ્ટાને ત્યાગીને સ્પષ્ટતાથી માત્ર એટલું જ ઉત્તર આપ કે વાલિદ, તું અને અન્ય કેટલીક વ્યક્તિઓની એ જ ઇચ્છા છે કે નહિ?"

"શી ઇચ્છા, બહેન?" આસિફે ચકરાઇ જઇને પૂછ્યું.

"કે મારે જહાંગીરની જાયા અને હિન્દોસ્તાનની બાદશાહ બેગમ થવું; ભારતની અધીશ્વરીના પદને દીપાવવું?" મેહર બોલી.

"હા, અમે સર્વની એ જ ઇચ્છા છે." આસિફે કહ્યું.

"તમો સર્વની એજ ઇચ્છા છે તો તમારી એ ઇચ્છાને પૂર્ણ થવા દો! પરંતુ ખબરદાર, આસિફ, તમારી એ ઇચ્છા પૂરી થયા પછી જે કાંઇ પણ થશે તેની જવાબદાર કે જિમ્મેદાર હું નથી. તમો પાંજરામાં પૂરાયલી એક પાગલ શેરનીને–ગાંડી સિંહણને–શહેરની સડકપર છોડી મૂકવાની કોશિશ કરી રહ્યા છો, એ કદાપિ ભૂલી જશો નહિ અને તે શેરનીને સડકપર છૂટી મૂક્યા પછી તેના પંજાથી થનારા અનર્થપાતને સહન કરવામાટે તૈયાર થઇ રહેજો. હૃદયના જે તૂફાનને મારી સર્વ શક્તિઓવડે મેં દબાવી રાખ્યું હતું તે સર્વ શક્તિઓને છિન્નવિચ્છિન્ન કરીને તમો તે તૂફાનને પોતે જ બોલાવી રહ્યા છો અને તેથી હવે તે તૂફાનના ઝપાટા કોઇ પણ પ્રકારના અટકાવ વગર આ શાહનશાહતપર ફરી વળશે, એ નવીનતાથી તમારામાંથી કોઇને પણ જણાવવાની આવશ્યકતા નથી!" મેહરુન્નિસાએ અત્યંત સારગર્ભિત તથા ભયાનક વાક્યો ઉચ્ચાર્યાં.

"ત્યારે છેવટે તારી શું પરિણામ નિપજાવવાની ઇચ્છા છે તે જણાવીશ?" આસિફે ભય તથા આતુરતાથી પૂછ્યું.

"હું શું પરિણામ નિપજાવવા ઇચ્છું છું તે અત્યારે હું પોતે પણ નથી જાણતી; પણ હા, શયતાનની શક્તિને હું સારી રીતે જાણું છું અને તેથી કહી શકું છું કે જે પરિણામ આવશે તે મહાભયંકર જ આવશે, એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ. અસ્તુઃ હવે વાદવિવાદમાં સમયને વીતાડવાની આવશ્યકતા નથી. તું જા અને જઇને શાહનશાહને જણાવી દે કે 'મેહરુન્નિસા આપ જહાંપનાહની બેગમ થવાને તૈયાર છે!' બસ, હવે વિશેષ વાર્તાલાપ કરવાની મારી ઇચ્છા નથી." મેહરુન્નિસાએ પોતાનો અંતિમ નિશ્ચય જણાવી દીધો.

"ત્યારે હું હવે જાઉં છું." આસિફ મેહરની આજ્ઞા પ્રમાણે જવાને તૈયાર થયો.

"જા!" મેહરુન્નિસાએ કહ્યું; અને આસિરના ચાલ્યા જવા પછી તે મનોગત કહેવા લાગી કે: "પરવરદિગારની એવી જ ઇચ્છા છે કે આ વિશાળ સામ્રાજ્યનાં મૂળ ભયાનક ભૂકંપથી વિસ્કલિત થાય તો સારૂં એટલે હવે તે ભૂકંપની ભૂમિકા ભજવ્યા વિના મારો છૂટકો છે જ નહિ. ભલે ત્યારે આ સામ્રાજ્યમાં ભીષણ જ્વાલામુખીનો સ્ફોટ અને ભયંકર ભૂમિકંપનો આવિર્ભાવ થાય અને સામ્રાજ્ય તજ્જન્ય અનર્થને પ્રત્યક્ષ જોઇ લે!!"

આસિરના મુખથી 'મારી હમ્શીરા મેહરુન્નિસા અથવા શેરખાનની બેવાએ શહનશાહ સલામત સાથે નિકાહના ગાંઠથી બંધાવાની અને બાદશાહ બેગમ થવામાટેની ઇચ્છા દર્શાવી છે અને જહાંપનાહની ઇચ્છાને માન આપ્યું છે!' આ સમાચાર સાંભળતાં જહાંગીરના હર્ષનો અતિરેક થયો અને એક સર્વથા અશક્ય ઘટનાને શક્ય થયેલી તથા નિરાશાને સફળ આશાના સ્વરૂપમાં ફેરવાયલી જોઇને તે પરમાત્માનો સહસ્ત્ર મુખથી ઉપકાર માનવા લાગ્યો. બીજે જ દિવસે નિકાહની શાદી–લગ્ન–કરતાં પણ વધારે ધામધૂમ તથા ઠાઠમાઠથી તૈયારીઓ કરવામાં આવી, ગરીબ ગુરબાને મુક્ત હસ્તથી દાન અપાયાં, કયદીઓને છોડી મૂકવામાં આવ્યા અને આગ્રામાં જ્યાં જુઓ ત્યાં શહનશાહના એ નવીન શરીરસંબંધના આનન્દને દર્શાવવામાટે જલ્સા, મેહફિલ, નાચગાના, હરિકીર્ત્તન તથા રાસલીલા આદિ થવા લાગ્યાં. શ્રી રામચંદ્રજી જે વેળાયે સિંહાસનારૂઢ થવાના હતા તે જ વેળાયે તેમને વનવાસી થવું પડ્યું હતું; પરંતુ અહીં તેથી વિરુદ્ધ પ્રકાર થયો હતો; કારણ કે, જે વેળાયે મેહરુન્નિસા

શાહીમહલમાંથી નીકળીને રસ્તામાંની એક ભટકતી ભીખારણ અથવા અનાથા કંગાલિની થવાની હતી; તે જ વેળાએ ભાગ્યના ચમત્કારથી મુગલિયા રાજવંશની અવનતિના આરંભના કાર્યમાટે તેને શહનશાહ જહાંગીરની હૃદયેશ્વરી અને ભારતની અધીશ્વરી થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. જે દિવસે મેહરુન્નિસાનો ઇસ્લામના કાનૂન મુજબ જહાંગીર સાથે પુનર્વિવાહ થયો તે જ દિવસે જહાંગીરે તેને 'નૂરમહલ' નામ આપીને તથા બાદશાહ બેગમ અથવા પટરાણીની પદવીથી વિભૂષિત કરીને તેના ગૌરવની પરિસીમા કરી દીધો. મેહરુન્નિસાના ભાગ્યપરિવર્તનની આ ઘટના ઇ. સ. ૧૬૧૦ માં બની હતી અને તે સમયથી મેહરુન્નિસાના ઐતિહાસિક મહત્ત્વમય નવીન જીવનનો આરંભ થયો હતો.

ઇ. સ. ૧૬૧૦ પર્યન્ત મેહરુન્નિસાના દિવસો એક સામાન્ય સ્ત્રી પ્રમાણે જ વીત્યા હતા; પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે ઇ. સ. ૧૬૧૦ માં તે અનાયાસ 'ભારતેશ્વરી' ની પદવીપર આરૂઢા થઇ અને જહાંગીર તેનામાં એટલો બધો આસક્ત થઇ ગયો કે અલ્પ કાળમાં જ તેને 'નૂરજહાન' (જગજ્જ્યોતિ) ના નામથી સંબોધવા લાગ્યો અને પોતે શહનશાહ હોવા છતાં નૂરજહાનના તંત્રથી જ વર્તવાનો તેણે આરંભ કરી દીધો. નૂરજહાન સ્વાભાવિક જ એક અત્યંત પ્રભાવશાલિની અને અધિકારમંડિતા રમણી હોવાથી તેણે પોતાના સર્વ સંબંધીઓને મોટી મોટી પદવીઓપર ચઢાવી દીધા અને સામ્રાજ્યમાં સર્વત્ર પોતાના પ્રભાવના વિસ્તારને વધારનો વ્યવસાય આદરી દીધો. તેનો પિતા ગિયાસબેગ મુખ્ય વજીર—વજીરે આજમ—થયો અને તે વ્યવહારદક્ષ તથા એકમાર્ગીય હોવાથી એ પદવીને તેણે

સારી રીતે દીપાવી. સામ્રાજ્યનો સર્વ કાર્યભાર નૂરજહાન પોતે જ ચલાવવા લાગી અને માન સન્માન તેના વામ હસ્તના સંપુટમાં ખેલવા લાગ્યાં. તેનો અધિકાર ધીમે ધીમે એટલો બધો વધવા લાગ્યો કે એક સિંહાસનારૂઢા સમ્રાજ્ઞી તરીકે તેના નામનો 'ખુત્બો' વંચાવો જ માત્ર બાકી રહ્યો હતો. જે બાલિકાને તેના જન્મની વેળાયે તેના પિતાએ અરણ્યમાં ત્યાગી દેવાનો એક વાર વિચાર કર્યો હતો. તે બાલિકાના હસ્તમાં જે વેળાયે ભારતવર્ષનું સાર્વભૌમપદ આવ્યું તે વેળાયે તેની અવસ્થા ચોત્રીશ વર્ષની હતી એટલે કે તેની 'પ્રૌઢા' માં ગણના થઇ ચૂકી હતી; છતા. પણ જહાંગીરના હૃદયપર તેણે અનન્ય અધિકાર કરી લીધો હતો. એ નૂરજહાનના જીવનમાંની એક એવી વિશિષ્ટતા કિંવા ચમત્કૃતિ છે કે જે આ સંસારમાંની અન્ય કોઇ પણ સુંદરીના જીવનક્રમમાં જોવામાં આવી શકતી નથી. ખરેખર ગ્રીક જાતિની અનન્ય સુંદર હેલન પ્રમાણે નૂરજહાનનું નામ પણ જાદૂભર્યું છે; કારણ કે, તેના નામને ઉચ્ચારતાં અથવા સાંભળતાંની સાથે જ એક સુંદરીની યૌવનપૂર્ણા મોહિની મૂર્ત્તિ આપણાં નેત્રો સમક્ષ આવીને ખડી થઇ જાય છે. પ્રૌઢાવસ્થામાં આવેલી નૂરજહાન આપણને તો એક નવયૌવના કામિનીના સ્વરૂપમાંજ દેખાય છે. અનેક કાવ્યો તથા અસંખ્ય ઇતિહાસોમાં અનેકાનેક મોહિની મહિલાઓનાં વર્ણનો કરાયલાં છે. પરંતુ તે સર્વ નાયિકાઓના બાઅમાં ચિરયૌવનનો ઉપભોગ સૂજાયલો જોવામાં નથી આવતો અને તેનું કારણ એ છે કે બહુધા એવી સર્વ નાયિકાઓની સ્મૃતિ નિરવચ્છિન્ન યૌવનસંભોગના પ્રસંગ સાથે જડિત રહ્યા કરે છે અને તેમના નામોની વાર્ત્તા પણ મનમાં આવી જાય છે. આત્મા વિલાસના પાપ મંત્રથી અભિમંત્રિત અસ્થિને ફેરવ્યા વિના તે ઐતિહાસિક નાયિકાઓના

ચિત્રમાં દૃષ્ટિપાત કરવા દેતા નથી અને એ કારણથી જ આ જાદુની સૃષ્ટિ થયેલી છે. નૂરજહાનમાં તો એ જાદુ એટલી સીમા પર્યન્ત વિસ્તરેલો છે કે ઇતિહાસમાં તેની પ્રૌઢાવસ્થા તથા વૃદ્ધાવસ્થાનું કોઇને નામ માત્રને માટે પણ દર્શન થતું નથી એટલે જો એની ચિરયૌવના ચપળામાં જહાંગીરની આટલી સીમા સુધી આસક્તિ થયેલી હોય તો તે સર્વથા સ્વભાવિક જ કહી શકાય.

અસ્તુઃ દિવસાનુદિવસ નૂરજહાનના પ્રભાવ તથા મહત્ત્વની વૃદ્ધિ થવા લાગી, તેના નામના સહી સીક્કા વિના કોઇને પણ જાગીર મળતી નહોતી, શાહામહલના છજામાં બેસીને તે અમીર ઉમરાને હુકમ ફર્માવતી હતી; ચલણી સિક્કાપર બાદશાહે પોતાના નામની સાથે તેનું નામ પણ લખાવ્યું હતું, સઘળાં ફર્માનો—આજ્ઞાપત્રો—પર તે બાદશાહની સહી સાથે પોતાની પણ સહી કરતી હતી અને અંતઃપુરમાં તો વળી તેના અધિકારનો અવધિજ થયેલો હતો; સારાંશ કે, ધીમે ધીમે તેનો અધિકાર એટલી સીમા પર્યન્ત વધી ગયો કે શાહનશાહ જહાંગીર તો નામ માત્રનો જ શાહનશાહ રહી ગયો અને સમસ્ત સત્તા નૂરજહાનના હસ્તમાં જ ચાલી ગઇ. એ વિશે જહાંગીરે પોતે જ પોતાના આત્મચરિત્રમાં એક સ્થળે લખ્યું છે કેઃ " પ્રથમ સ્ત્રીજાતિની સત્ય યોગ્યતાને હું જાણતો નહોતો; પરંતુ મેહરુન્નિસા સાથેના શરીરસંબંધ પછી સ્ત્રીજાતિની સત્ય યોગ્યતાને હું જાણવા લાગ્યો. મેં સામ્રાજ્યના કાર્યનો સમસ્ત ભાર તેના શિરપર જ નાખી દીધો છે. મને નિત્ય એક શેર શરાબ—મદિરા—અને અડધો શેર માંસ મળ્યા કરે એટલે પછી મારે અન્ય કોય પણ વિષયની ચિન્તા રાખવાની નથી ! " નૂરજહાનના નામથી જે જાગીરો ચાલતી હતી

તેમની યોગ્યતા સામ્રાજ્યમાંના ત્રીસ હજારી મન્સબ જેટલી હતી. નૂરજહાને પોતાના સંબંધીઓ તેમજ પરિચિત મનુષ્યોની અત્યંત યોગ્ય અને ઉત્તમ વ્યવસ્થાઓ કરી હતી. તેની દિલારામ નામની એક દાયા અથવા દાઇ હતી. તેના તંત્રથી સર્વ કાર્યો થતાં હતાં. અનેક અલ્પવયસ્ક અને માતૃપિતૃવિહીન બાલિકાઓનું નૂરજહાન અતિશય પ્રેમથી પાલન તથા રક્ષણ કરતી હતી અને નૂરજહાન સાથે જહાંગીરનો સંબંધ થયા પછી મેવાડ સાથેના યુદ્ધ કિંવા વિગ્રહનો પણ અંત આવી જવાથી અને સામ્રાજ્યમાં સર્વત્ર શાંતિ વ્યાપવાથી નૂરજહાનની કાર્યદક્ષતા વિશે જહાગીરના મનમાં એક પ્રકારનું અભિમાન થવા માંડયું હતું અને તે અભિમાન એટલે સૂધી વધી ગયું કે, 'રાજ્યને ચલાવવામાટે નૂરજહાન જેવી અન્ય કોઇ પણ યોગ્યતાશાલિની વ્યક્તિ સમસ્ત વિશ્વમાં ક્યાંય પણ મળી શકે તેમ નથી !' એમ તેને ભાસવા લાગ્યું. તે વારંવાર બોલતો હતો કેઃ 'નૂરની દક્ષતા તથા બુદ્ધિમત્તાનું વર્ણન કરી શકાય તેમ છે જ નહિ; કારણ કે, એવી કોઇ અડચણ છે જ નહિ કે જેને નૂરજહાન તત્કાળ દૂર ન કરી શકતી હોય !' જહાંગીર જ્યારે પણ માંદો થતો હતો અને હકીમને બોલાવવાની આવશ્યકતા જણાતી હતી ત્યારે તેના મુખમાંથી એવાજ ઉદ્ગારો નીકળતા હતા કેઃ 'હકીમ મારા દર્દને દૂર કરી શકવાનો નથી; કારણ કે, મારી મંજુરેનજર નૂરના ચાતુર્ય તથા અનુભવનો હકીમમાં સર્વથા અભાવ છે અને તેથી મારો હકીમ તો નૂરજહાન જ છે !' નૂરજહાનનો સ્વભાવ અતિશય ઉદાર તથા દયાળુ હોવાથી સહસા તે કદાપિ કોઇ પણ અત્યાચાર તો કરતી જ નહોતી. નિરાશ્રિત બાળકોને પાળતી હતી અને તેથી તે લોકોની પ્રશંસાને પાત્ર તથા પ્રજાપ્રિય થઇ પડી હતી. તેના એ સદ્ગુણો જહાંગીરમાટે

તો અતિશય ઉપયોગી તથા લાભદારક થઇ પડયા; કારણ કે, શહનશાહ જહાંગીર પોતે દયાળુ હોવા છતાં પણ મદિરાના મદમાં કોઇ વાર કોઇ પણ અત્યાચાર કરી બેસતો હતો; પરંતુ નૂરજહાનની સત્તા થયા પછી તે તેને હમેશા કાબૂમાં રાખ્યા કરતી હતી અને તેના હસ્તથી કદાપિ કોઈ પણ પ્રકારનો અત્યાચાર થવા દેતી નહોતી. જહાંગીર પ્રથમથીજ મદિરાભક્ત હતો અને જ્યારે ઇચ્છા થાય ત્યારે મદિરાપાન કરતો હતો; પરંતુ નૂરજહાન તેને દિવસના સમયમાં કદાપિ મદિરા પીવા દેતી નહોતી અને રાત્રિના સમયમાં પણ મદિરા પાનમાં સીમાનું ઉલ્લંઘન કરવા દેતી નહોતી. બાદશાહ હમેશા સર્વ લોકો સાથે સભ્યતા, યોગ્યતા તથા માયાળુતાથી વર્તતો રહે, એ વિશેની તે બહુજ સારી સંભાળ રાખ્યા કરતી હતી અને વ્યસનાધીનતાથી તેના પોશાક તથા રીતભાતમાં બગાડો ન થાય, એની ચિન્તા પણ તેનેજ હતી; સારાંશ કે પોતાની બુદ્ધિ તથા પરીક્ષણશક્તિ, પોતાના પિતાની સહાયતા અને પોતાના પતિની ઉદારતામયી સજ્જનતા આદિથી નૂરજહાને સમસ્ત સામ્રાજ્યમાં એક વિશેષ પ્રકારની સુવ્યવસ્થા સ્થાપી દીધી અને તેનું પરિણામ એ થયું કે ખર્ચ બહુજ ઓછો થવા લાગ્યો અને દિવસાનુદિવસ શહનશાહતની જાહોજલાલી પણ વધવા લાગી. તે સમયની રીતિને અનુસરીને ન્યાયને મેળવવા ઇચ્છતા લોકોને તત્કાળ ન્યાય મળતો હતો અને દરબારની શોભા તથા વૈભવશીલતાની વૃદ્ધિમાં નૂરજહાનનું ચાતુર્ય વિશેષ પરિમાણમાં દેખાઇ આવતું હતું. શાહીમહલમાંની સર્વ વસ્તુઓને વ્યવસ્થા પૂર્વક ગોઠવીને યથાસ્થાન રખાવવાના કાર્યમાં તે વિશેષ કુશળ હતી અને એ કાર્યમાં તેની પસંદગી તથા કલ્પનાશક્તિ અત્યંત પ્રશંસનીય હતી. સ્ત્રીજાતિના અનેક નવીન શૃંગારો તથા અલં-

કારોનો તેણે પ્રચાર કર્યો હતો તેમ જ સ્ત્રી જાતિની સ્થિતિને સુધારવામાટેના પણ તેણે બહુ પ્રયત્નો કરવા માંડ્યા હતા. તેના ગુણોમાં મોહાયલા જહાંગીર બાદશાહના વર્ત્તનમાં પણ શુભ પરિવર્ત્તન થયું હતું; કારણ કે, પ્રથમ સમાન દુષ્કૃત્યો તે તેના હસ્તથી થવા દેતી ન્હોતી. તેના આ સર્વ સદ્ગુણોને જોતાં દિલ્લીની સુલ્તાના રજીયાબેગમના સંબંધમાં ઇતિહાસકારોએ પોતાનો જે અભિપ્રાય દર્શાવ્યો છે તે અભિપ્રાય નૂરજહાનના સંબંધમાં પણ લાગૂ પડી શકે છે અને તે એ કેઃ "રજીયાબેગમમાં એક રાજ્ય કર્ત્તા પુરુષમાં જે ગુણો હોવા જોઇએ તે સર્વ ગુણોનો સમાવેશ હતો અને જો અત્યંત સૂક્ષ્મ દૃષ્ટિ અથવા કસોટીથી તેના વર્ત્તનને આપણે તપાસી જોઇએ, તો તે પોતે એક 'અબળા' હતી એ વિના અન્ય કોઇ પણ અવગુણ તેનામાં આપણને મળી શકે તમે છે જ નહિ !" અર્થાત્ નૂરજહાન્ ભારતેશ્વરી થયા પછી જો કેવળ પોતાના સદ્ગુણોનો જ અંત પર્યન્ત પ્રકાશ કરતી રહી હોત, તો જહાંગીરની કાર્યકીર્તિનો જે ઇતિહાસ અત્યારે ઉપલબ્ધ છે તેના કરતાં તે ઇતિહાસ ભિન્ન સ્વરૂપમાં જ લખાયો હોત અને નૂરજહાનની ઇતિહાસમાં જે કેવળ એક 'ચિરયૌવના રમણી' તરીકેની જ ખ્યાતિ જળવાઇ રહી છે તેને બદલે ઇતિહાસમાં તેની એક 'દેવી' તરીકેની ખ્યાતિ હજી આપણા જોવા તથા જાણવામાં આવી હોત, એવો અનેક વિદ્વાન્ ઇતિહાસ વેત્તાઓનો દૃઢ અભિપ્રાય છે અને અમો પણ તેમના એ અભિપ્રાયને સંપૂર્ણતાથી સ્વીકારીએ છીએ. રજીયામાં બહુધા સર્વ ઉત્તમ ગુણોનો સમાવેશ હોવા છતાં અનુચિત પ્રેમલાલસા અથવા વિકારલાલસાને હૃદયમાં સ્થાન આપવાથી તેના સર્વનાશનો પ્રસંગ આવી લાગ્યો હતો અને એ તેના

સ્ત્રીહૃદયની દુર્બળતાનું જ પરિણામ હતું, એવો બહુધા સર્વ વિચારશીલ ઐતિહાસિકોનો અભિપ્રાય આપણા જોવામાં આવે છે અને તે યથાર્થ પણ છે. રૂપ્યાબેગમનો નારીજાત્યુચિત પ્રેમમયતા અથવા દુર્બળતાના પરિણામે સર્વનાશ થયો હતો અને નૂરજહાન્ નારીજાત્યુચિત પ્રતિહિંસાવૃત્તિમયી મહત્ત્વાકાંક્ષાના પ્રવાહમાં તણાઇને અંતે કલંકિતા સિદ્ધ થઇ હતી; કારણ કે, તેનામાં અનેકાનેક સદ્ગુણોનો સમાવેશ હોવા છતાં પણ તે એક ચંચળહૃદયા સ્ત્રી હતી અને તે સાથે તે એક અત્યંત મહત્ત્વાકાંક્ષિણી માનિની હોવાથી તેમ જ તેના હૃદયના અત્યંત ગુપ્ત તથા ગહન ભાગમાં પ્રતિહિંસાનો પાવક અખંડ સળગી રહેલો હોવાથી તે પોતાની મહત્ત્વાકાંક્ષા અને પ્રતિહિંસાની પૂર્ત્તિના લોભને તિલાંજલિ આપી શકે એટલી સીમા પર્યન્તનો સંયમ તેનામાં નહોતો. ભારતેશ્વરીની પદવી મેળવ્યા પછી પાંચ વર્ષ પર્યન્ત નૂરજહાને કેવળ પોતાના સદ્ગુણોનો જ પ્રકાશ પાડયો હતો એમાં પણ તેની સ્વાર્થસિદ્ધિનો જ ઉદ્દેશ સમાયલો હતો; કારણ કે, ઇ. સ. ૧૬૧૪ સૂધી કેટલાક ગૃહકલેશ તથા રાજપૂતો સાથેના વિગ્રહો ચાલતા હતા એ તો આ પ્રકરણના પ્રારંભમાં જણાવેલું જ છે એટલે તે સમયમાં સામ્રાજ્યના રક્ષણમાટે અને તે સાથે પોતાની પદવી તથા સત્તાને સંભાળવામાટે જહાંગીરની આદર્શતાનું પ્રજાને દર્શન કરાવવાની અનિવાર્ય આવશ્યકતા હતી અને તેથી તે આવશ્યકતા અનુસાર જહાંગીરને પોતાના પ્રભાવથી અધિકારમાં રાખીને તેણે એક આદર્શ સમ્રાટ્ તરીકે સિદ્ધ પણ કરી બતાવ્યો; પરંતુ ઇ. સં. ૧૬૧૪ માં રાજપૂતો સાથેના વિગ્રહનો અંત થવાથી અને મેવાડના મહારાણા સાથે મિત્રતા થવાથી શા-

તિનો સમય આવ્યો, અને સ્થિતિનું પરિવર્ત્તન થતાં તે સ્વાર્થ તથા પ્રતિહિંસાની સિદ્ધિમાટેના પ્રયત્નોનો કેવી રીતે પ્રારંભ કરવો એ વિશેના વિચારોમાં જ દિવસ અને રાત્રિ નિમગ્ન રહેવા લાગી. નૂરજહાનના હૃદયની એક અન્ય વિશિષ્ટતાને પણ અહીં જાણી લેવાની આવશ્યકતા છે અને તે એ કે, કેવળ પ્રતિહિંસાની પૂર્ત્તિ જ તેના જીવનનો એક માત્ર ઉદ્દેશ ન હોતો; કારણકે, જો તેનો એ જ એક માત્ર ઉદ્દેશ હોત, તો જહાંગીરના જીવનની નિમેષ માત્રમાં જ સમાપ્તિ કરી નાખવાનું તેનામાં સામર્થ્ય હતું; છતાં તેણે એમ ન કર્યું એનું કારણ એ હતું કે તેના હૃદયમાં સામ્રાજ્ય, વૈભવ તથા સત્તાના ઉપભોગની પણ પ્રબળ લાલસા હતી અને તે લાલસાની પૂર્ત્તિમાટે જહાંગીરના જીવનની આવશ્યકતા હતી. અર્થાત્ સામ્રાજ્ય સત્તા અને વૈભવ પોતાના હસ્તમાંથી નીકળી ન જાય અને પ્રતિહિંસાની પણ સિદ્ધિ થાય એવી તેની ભાવના હોવાથી કેટલીકવાર વૈભવલાલસાના વિચારો તેની પ્રતિહિંસાની જ્વાળાને મંદ પણ કરી નાખતા હતા અને એ કારણથી જ તેની અભિમાનિની પુત્રી લયલા તેને તિરસ્કારની દૃષ્ટિથી જોયા કરતી હતી; કારણકે, લયલાના હૃદયમાં કેવળ પ્રતિહિંસા વિના અન્ય કોઇ પણ વાસનાનો નિવાસ હતો જ નહિ. પાપનો માર્ગ એવો લપસણો હોય છે કે તેમાં પડનારની ગતિ પ્રતિક્ષણ તીવ્ર થતી જાય છે. અત્યારે નૂરજહાનની પણ એ જ સ્થિતિ હતી. પૂર્ણ ક્ષમતાને પોતાના હસ્તમાં લઇ લેવામાટે પ્રતિ દિવસ તે જે કાંઇ પણ પ્રયત્ન કરી રહી હતી તે પ્રયત્નોની ભયાનકતાના વિચારથી તે પોતે કેટલીકવાર અચાનક કંપિતા થઇ જતી હતી. પોતાની સત્તાને સર્વત્ર અનવરોધ ભાવથી વિસ્તારવામાટે જહાંગીરને વળી પાછો તેણે મદિરાનો અનન્ય ભક્ત બનાવી દીધો

હતો; માત્ર એટલું જ નહિ, પણ અમુક રોગનિવારણનું કારણ દર્શાવીને અફીણ તથા કસુંબાના રંગમાં પણ ચઢાવી દીધો હતો અને બેગમમહલને એટલી સીમા પર્યન્ત વિલાસ તથા ઇંદ્રિય-લોલુપતાની કેન્દ્રભૂમિના સ્વરૂપમાં ફેરવી નાખ્યું હતું કે તેના યોગે “બેગમ મહલ” કેટલાક ભયાનક ભેદોનો ભંડાર તથા નાનાવિધ અનાચારો તેમ જ અત્યાચારોનો આગાર થતાં ‘બેગમ મહલ’ નું નામ ભયંકરતાના પર્યાય સમાન થઇ પડયું હતું અને ‘બેગમ મહલ’ ની વિલાસિતાનો આગ્રામાં સર્વત્ર પ્રચાર થતાં આગ્રા મુગલ સમ્રાટની રાજધાની સાથે મદિરા, માનિની અને મન્મથ મહારાજની રાજધાની અથવા તો રંગભૂમિના સ્વરૂપમાં ફેરવાઇ ગયું હતું, એ વિશેનો ઇશારો પ્રસ્તુત પ્રકરણના પ્રારંભમાં આવેલો છે અને વિશેષ વિવેચન આગળ જતાં આવવાનું છે એટલે અત્યારે જ એના અધિક વિવરણની આવશ્યકતા નથી. જહાંગીરના જનાનખાનામાં આવ્યા પછી પાંચ વર્ષ જેટલો કાળ વીત્યા છતાં નૂરજહાનને પુત્ર થયો નહિ અને એ વેળાયે તેની અવસ્થા લગભગ ચાળીસ વર્ષની થયેલી હોવાથી હવે તે પુત્રની માતા થાય એવો સંભવ પણ નહોતો. અને તેથી એ આશાને તેણે પોતાના હૃદયમાંથી કાઢી જ નાખી હતી; પરંતુ તે સાથે ‘જો ઐયાશ અને શરાબી જહાંગીર મરી જશે, તો જહાંગીરના મરણ પછી મારી શી દશા થશે? જહાંગીરના ક્યા શાહજાદાના હાથમાં શહનશાહત આવવાથી મારી મહત્તા અને સત્તા અવિચળ રહેવાનો સંભવ છે? અને આવી પરિસ્થિતિમાં મારે મારી મહત્તા તથા સત્તાને અવિચળ રાખવામાટે શા અને કયા પ્રયત્નો કરવા જોઇએ અને કયા માર્ગને સ્વીકારવો જોઇએ?’ એ ચિન્તાનો તેના હૃદયમાં ભયાનકતાથી ઉદ્ભવ થયો હતો.

પોતાની સત્તાને અવિચળ રાખવાનો એક માર્ગ તેને દેખાયો અને તેના હૃદયમાં આશાનો કાંઇક ઉદય થયો; પરંતુ લયલાની સહાયતા તથા અનુકૂળતા વિના આશાસિદ્ધના એ માર્ગમાં પ્રવેશ કરી શકાય તેમ ન હોવાથી અને લયલા તેનાથી સર્વથા વિરુદ્ધ અને પ્રતિકૂલ હોવાથી એ આશાની સફળતા પણ તેને સર્વથા અશક્ય દેખાવા લાગી. અંતે ઇ. સ. ૧૬૧૫ માં અચાનક એક વાર એક એવો પ્રસંગ આવીને ઉપસ્થિત થયો કે લયલાએ પોતાની માતાના પક્ષને સ્વીકારી લીધો અને તેથી નૂરજહાનને પોતાના ષડ્યંત્રોના ચક્રને ચલાવવાની એક નૂતન શક્તિ પ્રાપ્ત થઇ ગઇ. હવે આપણે તે પ્રસંગનું જ અવલોકન કરવાનું છે.

---

## પ્રકરણ ૧૩ મું

### ભોલહૃદયા લયલા

ઇ. સ. ૧૬૧૫ ના મે માસમાં 'બેગમ મહલ' માંના પોતાના એક વિલાસસાધનપરિપૂર્ણ પ્રશસ્ત ખંડમાંના પોતાના સુવર્ણ આસનપર બેઠેલી નૂરજહાન વિચારની ગાઢ નિદ્રાને આધીન થયેલી જોવામાં આવતી હતી. રાત્રિના પ્રથમ પ્રહરની સમાપ્તિનો સમય નિકટ હોવાથી થોડીવારમાં જ જહાંગીરના આગમનનો સંભવ હતો અને તેથી તે તેની વાટ જોતી જ બેઠી હતી. ચાળીસ વર્ષના વયમાં પણ તેના શરીરમાં યૌવનની છટા સંપૂર્ણભાવથી દૃષ્ટિગોચર થતી

હતી અને તેની મનોહરતા, આકર્ષકતા તથા પ્રભાવશાલિતા પણ અદ્યાપિ અવિચલ જ દેખાતી હતી. તે વિચાર કરતી પોતાના મનમાં જ કહેવા લાગી કે: "હું આજે શાહનશાહ જહાંગીરની બાદશાહ બેગમ છું અથવા બીજા શબ્દોમાં કહું તો વિશાળ ભારતસામ્રાજ્યની ભારતેશ્વરી છું; સમસ્ત ભારતવર્ષની એક આરાધ્યા દેવી છું! સમસ્ત સામ્રાજ્યમાં મારી સત્તા અને મારો જ અધિકાર છે; કારણકે, શાહનશાહ પોતે મારા સૌન્દર્યનો એક અદના ગુલામ છે, એક બે બદામનો તાબેદાર છે! પરંતુ મારામાટે આ ગૌરવનો વિષય છે કે લજ્જાનો? આ મારો વિજય થયો છે કે સર્વથા પરાજય થઇ ગયો છે? ખરેખર આ મારી જીત નહિ, પણ હાર છે! ઓહ કેવી નઠારી હાર! શયતાનિયત સાથે દીર્ઘકાળ પર્યન્ત ભીષણ યુદ્ધ કરવા છતાં પણ છેવટે શયતાનિયત જીતી અને હું હારી ગઈ; મારી બાજી મારી ગઇ!! મેં મારૂં સર્વસ્વ ખોઇ દીધું. પરંતુ જે નિર્લજ્જતા થવાની હતી તે થઇ ચૂકી છે તો પછી હવે ભયને હૃદયમાં સ્થાન આપવાનું શું કારણ છે વારૂ? હું ભારતેશ્વરી થઇ છું તો હવે સર્વ બાધાઓ અને સર્વ વિઘ્નો મારા સુખના માર્ગમાંથી દૂર થવાં જ જોઇએ! વિવેકને મેં સદાને માટે ખોઇ દીધો છે તો હવે ચિન્તા તથા સંકોચને હૃદયમાં રાખવાની કશી પણ આવશ્યકતા છે જ નહિ. હું ભારતેશ્વરી થઇ છું તો હવે જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત મારી ઇચ્છાનુસાર શાસન કરીશ! પરંતુ હાય, હું પુત્રવતી નથી અને લયલા મારી વિરોધિની હોવાથી પુત્રી આપીને પુત્રને મેળવાનું મારૂં સામર્થ્ય પણ ચાલ્યું ગયું છે એટલે આવી પરિસ્થિતિમાં જો બાદશાહ જન્નતનશીન થાય, તો મારી શી દશા થાય વારૂ? ઓહ, મારા મસ્તિષ્કમાં ભ્રમણ થાય છે..."

અચાનક કોઇનો પદધ્વનિ તેનાં શ્રવણોમાં આવીને અથડાયો અને તેથી વિચારનિદ્રામાંથી જાગીને તેણે જોયું તો શાહનશાહ જહાંગીર ખંડમાં પ્રવેશ કરતો તેના જોવામાં આવ્યો. નૂરજહાને તત્કાળ પોતાના આસનપરથી ઉઠીને તસ્લીમ કરી તેનો સત્કાર કર્યો અને તેની આજ્ઞાની પ્રતીક્ષા કરતી મસ્તક નમાવીને તેના સમક્ષ ઊભી રહી. જહાંગીરે તેને સંબોધીને કહ્યું કે: "નૂરજહાન, તારો જન્મ બાદશાહ બેગમ થવામાટે જ થયો હતો; કારણ કે, સલામ કરવાની તારી અદા એવી છે કે જે મોટી મોટી બેગમોમાં પણ ભાગ્યેજ દૃષ્ટિગોચર થઇ શકે છે."

"મારો જન્મ બાદશાહ બેગમ થવામાટે જ થયો હતો અને તેથી હું બાદશાહ બેગમ થઇ ચૂકી છું. આ દુનિયામાં કોઇ પોતે કોશિશ કરીને મોટું માણસ થાય છે અને કોઇને દુનિયા પોતેજ કોશિશ કરીને મોટું માણસ બનાવી દે છે. મારી આ તરક્કી મારી પોતાની કોશિશથી નહિ, પણ દુનિયાની કોશિશથી જ થયેલી છે અને તેમાટે મારે દુનિયાનો જ એહસાન માનવાનો છે." નૂરજહાને અન્યોક્તિથી પોતાની ઉન્નતિના હેતુ તરીકે જહાંગીરનેજ દર્શાવ્યો.

એના જવાબમાં જહાંગીરે હસિત મુદ્રાથી કહ્યું કે:" પણ દુનિયા કોશિશ કરીને તે માણસને જ મોટું માણસ બનાવે છે કે જેમાં મોટા થવામાટેની કાંઇ પણ લાયકી હોય છે; કારણ કે, લોકો રત્નનેજ શોધીને પોતાના શિરપેચમાં સ્થાન આપે છે; પત્થર તથા કંકરને કોઇ માથે ચઢાવતું નથી."

"પરંતુ જેના શિરપર તે રત્નવિભૂષિત પાઘડી રહે છે તેના સંબંધમાટે તેનું શિર બહુ જ ભારી થઇ જાય છે; એ આપ જાણો

છો ખરા કે નહિ, જહાંપનાહ ?" નૂરજહાને મોટાઇમાં રહેલી જો-ખમદારી અથવા જવાબદારીનું દર્શન કરાવ્યું.

"નૂરજહાન, જે કાંઇપણ થવાનું હતું..........."

"તે થઇ ગયું." નૂરજહાને વચ્ચે જ જહાંગીરના વાક્યની સમાપ્તિ કરીને બોલવા માંડયું: "સત્ય વાર્ત્તા છે અને આના જેવી સત્ય વાર્ત્તા આ સંસારમાં બીજી કોઈ પણ નથી, ગરીબપરવર ! પરંતુ પરંતુ હવે એ વાર્ત્તાને જવા દો; વર્ત્તમાન તથા ભવિષ્યનો જ વિચાર કરો અને ગત ઘટનાને ભૂલી જાઓ!" આવી રીતે એ વાર્ત્તાને ટાળીને નૂરજહાને અત્યંત વિનય તથા નમ્રતા દર્શાવીને કહ્યું કે: "મારા સરતાજ, એક વાર્ત્તા પૂછવાની મને આજ્ઞા મળી શ-કશે ખરી કે ?"

"હિન્દોસ્તાનનો શહનશાહ હું છું, પણ મારી શહનશાહ તું છે એટલે હુકમ ફર્માવીને પણ તું મારી પાસેથી પોતાના સવાલનો જવાબ મેળવી શકે તેમ છે; તો પછી આમ પૂછવાનું કારણ જ શું છે વારૂ ?" જહાંગીરે કહ્યું.

"એ આ નાચીજ બાંદીપર બન્દાપરવરની નેહાયત નવા-જિશ છે! અસ્તુ: મેં સાંભળ્યું છે કે બાદશાહ સલામતે એક વ-ખતના બાગી શાહજાદા ખુસરોને કેદમાંથી છોડી મૂક્યો છે એ ખરી વાત છે કે કેમ ?" નૂરજહાને ઉપકાર માનીને પોતાના પ્રશ્નને રજૂ કર્યો.

"હા, જાનો જિગર, એ બિલ્કુલ ખરી વાત છે." જહાંગીરે ઉત્તર આપ્યું.

"આલીપનાહ, આપની તખ્તનશીનીને હજી તો છ મહિના

જ થયા હતા તેટલામાં જ જે શાહજાદાએ આપ વિરુદ્ધ બળવો જગાવ્યો હતો, રાજપૂતોની સહાયતાથી જેણે આપને પદભ્રષ્ટ કરીને પોતે શાહનશાહ થવાનો અભિલાષ કર્યો હતો, જેણે લાહોરને ઘેરો ઘાલ્યો હતો અને આપની ફોજ આગળ ટકી ન શકવાથી તથા લાહોરનો કિલ્લો હાથમાં ન આવવાથી જેણે ઇરાનમાં ભાગી જવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ આપના ભાગ્યની પ્રબળતાથી તેનો તે પ્રયત્ન પણ અફળ થતાં તે આપના સિપાહીઓના હાથમાં પકડાયો હતો અને એક બાગી–બળવાખોર–તરીકે તેને આપ સમક્ષ હાજર કરવામાં આવ્યો હતો, એ સર્વ ઘટનાઓનું આપને સ્મરણ છે ખરૂં કે ?" નૂરજહાને ખુસરોના પૂર્વ અપરાધોનું ઓજસ્વિની ભાષાવડે જહાંગીરને સ્મરણ કરાવવા માંડયું.

"હા, એ સર્વ ઘટનાઓનું મને સંપૂર્ણ સ્મરણ છે." જહાંગીરે શાંતિથી ઉત્તર આપ્યું.

"ત્યાર પછી તેના સાથીઓને પકડીને આપે અત્યંત ક્રૂરતા દર્શક શિક્ષા કરાવી હતી એટલે કે સેંકડો માણસોને હાથીના પગતળે ચગદાવીને, જીવતાં જ તેમની ખાલ ખેંચાવીને તેમ જ નદીમાં ડુબાવીને મારી નાખ્યા હતા; માત્ર એટલું જ નહિ, પણ દરવાજા બહાર શૂળીની હાર તૈયાર કરાવી સાતસો માણસોને શૂળીપર ચઢાવી દીધા હતા અને તેમની વેદનાને જોઇને ખુસરોના મનમાં દહેશત બેસી જાય એટલામાટે તેને આપે તે શૂળીની હાર આગળ ફેરવ્યો હતો; ઇત્યાદિ ઘટનાઓ પણ આપના સ્મરણમાં તાજી હોવી જ જોઇએ." નૂરજહાને ઇતિહાસને આગળ લંબાવ્યો.

"હા, તે સર્વ ઘટનાઓ અદ્યાપિ મારા સ્મરણમાં તાજી છે." જહાંગીરે પૂર્વવત્ શાંતિથી જ કહ્યું.

"અને ત્યાર પછી શાહજાદો ખુસરો પ્રાણદંડને યોગ્ય હોવા છતાં દયા દર્શાવી જીવનદાન આપીને તેને આપે તેના મરણ પર્યન્ત કારાગૃહમાં રાખવાનો પ્રબંધ કર્યો હતો, તેનાપર દેખરેખ રાખવાનું કાર્ય અનારાય નામના એક રાજપૂત સરદારના હાથમાં સોંપ્યું હતું, મેં તેનાપર દેખરેખ રાખવાનું એ કાર્ય મારા ભ્રાતા આસિફખાનને સોંપવામાટેની આપ શ્રીમાનનાં ચરણોમાં એક વાર પ્રાર્થના કરી હતી અને ખુસરોની બેગમ, હમ્શીરા તથા તેની લાગતી વળગતી બીજી ઓરતોએ એમાટે પોતાનો વિરોધ દર્શાવવાથી તેમજ કલ્પાંત કરવાથી આપ શ્રીમાને મારી તે પ્રાર્થનાનો અસ્વીકાર કર્યો હતો, અને ખુસરોને અનારાયની દેખરેખ તળે જ રહેવા દીધો હતો; એ સર્વ આપને સાંભરે છે ખરૂં કે?" નૂરજહાને પોતાના આંતરિક આશયને વ્યકત કરવાના ઉદ્દેશથી પોતાના પ્રસ્તાવને જેમ બને તેમ વિસ્તાર તથા દઢતાથી રજૂ કરવાનો પ્રયત્ન આદર્યો.

જહાંગીરે પૂર્વ પ્રમાણેજ સંક્ષેપમા જણાવ્યું કે: "હા, એ સર્વ જાણે ગઇ કાલે જ બની ગયું હોયની! એવી રીતે મને સાંભરે છે."

"તો હું એજ પૂછવા માગું છું કે તે દિવસ ખુસરોને મારા ભ્રાતાની દેખરેખ તળે રાખવામાટે પણ આપને સંકોચ થયો હતો અને આજે આપની સલ્તનતના અને આપની જાનના દુશ્મન શાહજાદા ખુસરોને આપે સર્વથા બંધનમુક્ત કરી દીધો છે એ આશ્ચર્યકારિણી ઘટના નથી કે શું? કદાચિત્ બાદશાહ બેગમ રેવાબાઇએ એમાટેનો આગ્રહ પૂર્વક અનુરોધ કર્યો હશે અને તેના અનુરોધનો આપથી તિરસ્કાર નહિ કરી શકાયો હોય, એમજ કે નહિ?" નૂરજહાને ભ્રુકુટીને વક્ર કરીને પૂછ્યું.

"હા," એટલું બોલીને જહાંગીર અટકી ગયો અને ત્યાર પછી વિચારપૂર્વક આગળ વધીને કહેવા લાગ્યો કે: "ના, અર્થાત્ રેવાએ પોતાના મુખથી મારા સમક્ષ એવો કશો પણ અનુરોધ કર્યોજ નહોતો; પરંતુ તેના હૃદયનો નિષેધ હોવા છતાં પણ તેનાં નેત્રોમાંથી નીકળતાં આંસુ, આંતરિક ભાગમાં અવરુદ્ધ થયેલા બાષ્પ પ્રમાણે સમસ્ત શરીરને કંપાવી દેનાર તેના દીર્ઘ નિઃશ્વાસ અને તેના મુખમંડળમાં અનિર્વચનીય ભાષાદ્વારા પ્રકાશતા અવ્યક્ત અનુનય વિનય આદિએ મારા હૃદયના રોષને હાંકી કાઢીને મારા હૃદયમાં પોતાનો અધિકાર જમાવી લીધો હતો અને તેનું જ આ પરિણામ છે. વળી શાહજાદો ખુસરો મારો પોતાનો પણ નૂરેનજર નથી કે શું?"

"શાહજાદો ખુસરો જહાંપનાહનો નૂરેનજર છે એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી." આટલું બોલ્યા પછી નૂરજહાન્ એક પ્રકારનું વિલક્ષણ હાસ્ય કરીને કહેવા લાગી કે: "પરંતુ જ્યારે આલમપનાહે મારા ભાણે જ શારીફુલ્લને મોતની સજા ફર્માવી હતી અને તે સજા અમલમાં મૂકાવી હતી તે વેળાયે જહાંપનાહે ઇન્સાફની એથી કાંઇક વધારે બડાઇ બતાવી હતી, એ હુઝૂરેવાલા ભૂલી તો નહિ જ ગયા હોય!"

"ના, હું તે ભૂલ્યા નથી; પરંતુ તે તારી ભગિનીનો પુત્ર હતો, તારો પોતાનો પુત્ર નહોતો." જહાંગીરે કહ્યું.

"તે મારી ભગિનીનો પુત્ર હતો, પણ મારો પોષ્ય પુત્ર હતો, એ શ્રીમાન્ નથી જાણતા કે શું?" નૂરજહાને જહાંગીરના કથનનો પ્રતિવાદ કર્યો.

"નૂરજહાન્, પોષ્ય પુત્ર અને પોતાના પુત્ર વચ્ચે આકાશ તથા અવની જેટલો અંતરાય રહેલો હોય છે. પુત્ર શી વસ્તુ છે, એ તું નથી જાણતી" જહાંગીરે વાત્સલ્યની ગરિમાને દર્શાવવાનો પ્રયત્ન કર્યો.

"સત્ય છે, ગેતીપનાહ, પુત્ર શી વસ્તુ હોય છે એ જાણવાનું ભાગ્ય દુર્ભાગ્યવશાત્ મને પ્રાપ્ત થઇ શક્યું નથી." નૂરજહાને એમ કહીને એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

પરંતુ જહાંગીર તેના એ નિઃશ્વાસ પ્રતિ ધ્યાન ન આપીને કહેવા લાગ્યો કે: "ખુસરો એક તો જાણે મારો પુત્ર છે....."

"અને તે સાથે તે આપની પ્રાણેશ્વરી રેવાબાઇનો પણ પુત્ર છે, એ જ આપના બોલવાનો આશય છે ને?" નૂરજહાને જહાંગીરના અર્ધવાક્યની પોતે જ સમાપ્તિ કરીને ગંભીરતાથી પૂછ્યું.

જહાંગીરે લોલ લોચનથી કહ્યું કે: "નૂરજહાં!"

નૂરજહાને ઉત્તર આપ્યું કે: "શો ફર્માન છે, જહાંપનાહ?"

"તું આજે આ જે કાંઇ પણ બોલે છે તે સ્થિર ચિત્તથી બોલે છે કે કેમ? રેવા વિશે તારા મનમાં કાંઇ દાહ તો નથી ને?" જહાંગીરે કાંઇક ગંભીર આશયથી પૂછ્યું.

"એવો થોડો ઘણો દાહ પણ સંભવી શકે છે ખરો!" નૂરજહાને કહ્યું.

"નહિ, હું એ દાહને સંભવનીય નથી માની શકતો." જહાંગીરે તેના કથનનો મર્મયુક્ત નિષેધ કર્યો.

"એનું કાંઇ કારણ?" નૂરજહાને કારણ જાણવાની ઇચ્છા દર્શાવી.

નૂરજહાનના એ પ્રશ્નને સાંભળી તેના કારણને દર્શાવતો જહાંગીર અતિશય ગંભીર મુખમુદ્રા તથા ગંભીર વાણીથી કહેવા લાગ્યો કે: "દાહ અથવા પ્રતિસ્પર્ધા માત્ર તેમની વચ્ચે જ થાય છે કે જેઓ બરાબરીનાં હોય છે; પરંતુ રેવા અને તું બન્ને એ ભિન્ન ભિન્ન જગતની વસ્તુઓ હોવાથી તમારામાં એ દાહ અથવા પ્રતિસ્પર્ધા થવાનો સંભવ છે જ નહિ. રેવા આકાશસ્થિત નક્ષત્ર પ્રમાણે સ્થિર, પ્રકાશમયી તથા નિષ્કલંક છે અને તું તેનાથી બહુ જ નિમ્નભાગસ્થિત પૂર્ણચંદ્ર પ્રમાણે આટલી બધી સુંદર છે અને તેનું કારણ એ છે કે તું અત્યન્ત નિકટમાં છે!"

નૂરજહાન્ કાંઇક બોલવા જતી હતી, પરંતુ એટલામાં એક હિન્દુ દાસી ત્યાં આવી અને તેણે શહનશાહને નમન કરીને કહ્યું કે: "ખુદાવન્દ, સમ્રાજ્ઞી જહાપનાહને અત્યારે મળવા ઇચ્છે છે."

"તેમની પૂજા સમાપ્ત થઇ ગઇ?" જહાંગીરે હસીને પૂછ્યું.

"જી હા, આલમપરવર!" દાસીએ ઉત્તર આપ્યું.

"ઠીક, તું ચાલતી થા; હું હમણાં જ આવું છું." એમ કહી દાસીને વિદાય કરીને જહાંગીર પોતે પણ નૂરજહાનને ' નૂરજહાન્, હું થોડીવારમાં જ પાછો આવું છું." એમ જણાવીને ત્યાંથી ચાલ્યો ગયો.

જહાંગીરના જવા પછી એકલી પડેલી નૂરજહાનના મુખમંડળમાં હૃદયગત વિષાદની ભીષણ છાયા છવાઇ ગઇ અને તે દાંતોને કચકચાવતી મનોગત કહેવા લાગી કે: "રેવા નક્ષત્ર અને હું પૂર્ણચન્દ્ર એટલો અમારા વચ્ચે અંતરાય છે, એ રહસ્યને હું અત્યાર સુધી જાણતી નહોતી. વારુ, ત્યારે હવે મારે જોવાનું છે કે તે નક્ષત્રનો પ્ર-

કાશ આ પૂર્ણચંદ્રની પ્રભા સમક્ષ નિસ્તેજ થઈ જાય છે કે નહિ? આ નૂરજહાન્ દેવી નથી; જ્યારે તે હુકૂમત કરવા બેઠી છે તો હં બરાબર હુકૂમત કરવાની જ છે અને એટલામાટે તેનાથી બીજા કોઈની પણ પ્રતિદ્વન્દિતા સહી શકાય તેમ છે જ નહિ અસ્તુઃ પણ; મેં અત્યારે લયલાને અહીં આવવાનો સંદેશ કહેવડાવ્યો હતો છતાં અદ્યાપિ તે કેમ નહિ આવી હોય?" તે લયલાની પ્રતીક્ષા કરવા લાગી.

થોડીવારમાં જ લયલા ત્યાં આવી અને આવતાંની સાથે જ કોઈ પણ પ્રકારનો વિનય દર્શાવ્યા વિના તેણે નૂરજહાનને રુક્ષ સ્વરથી પૂછ્યું કેઃ "તેં મને બોલાવી હતી?"

"હા, લયલા, મેં તને બોલાવી હતી." નૂરજહાને કહ્યું.

"કેમ, બોલાવવાનું કાંઈ કારણ?" લયલાએ તિરસ્કારવ્યંજક સ્વરથી પૂછ્યું.

"બોલાવવાનું કારણ તો છે જ; પરંતુ કારણ વિના પણ તું મારી પાસે આવવાને એક પુત્રી તરીકે બંધાયલી નથી કે શું?" નૂરજહાને મમતા દર્શાવી.

"નહિ; કારણ વિના તારી પાસે આવવાની કશી પણ આવશ્યકતા નથી." લયલાએ સ્પષ્ટ તિરસ્કાર દર્શાવ્યો.

"પણ એનું કાંઈ કારણ, લયલા?" નૂરજહાને લયલાને કાતર દૃષ્ટિથી જોઈને એ પ્રશ્નાત્મક શબ્દો ઉચ્ચાર્યા.

"કારણ એ જ કે હવે તારી સાથે મારો કોઈ પણ પ્રકારનો સંબંધ રહ્યો નથી." લયલાએ કારણ દર્શાવ્યું.

"પણ હું તારી માતા છું." નૂરજહાને કહ્યું.

"હા, તું મારી માતા છે એમ હું પણ સાંભળું છું તો ખરી !" લયલાએ આકાશમાં ઉદ્ગાર કરવા માંડ્યું.

"એમ તું સાંભળે છે ? મને પોતે માતા તરીકે નથી સ્વીકારતી ? અહીં સુધી તારા તિરસ્કારની માત્રા વધી ગઇ છે ?" નૂરજહાને કિંચિત્ રોષ દર્શાવીને આ વચનો ઉચ્ચાર્યાં.

લયલાએ પોતાના શબ્દોને વળગી રહીને ઉત્તર આપવા માંડ્યું કે: "હા, સાંભળું છું ખરી, પણ રહસ્યને સમજી શકતી નથી. મારી માતા પૃથ્વીના એક ખંડમાટે પોતાને અને પોતાના આત્માને વેચી શકે છે એ વાર્ત્તામાં અદ્યાપિ મારો દૃઢ વિશ્વાસ નથી બંધાતો ! કોઇ કોઇ વાર મારા મનમાં એમ પણ થઇ આવે છે કે મારી જન્મદાત્રી માતા તો કોઇ બીજી જ હતી અને તેના મરણ પછી મારા પિતાએ તારી સાથે લગ્ન કરવાથી તને માતા કહીને બોલાવતાં મને શીખવ્યું હતું !"

"નહિ, લયલા, એમ નથી; કિન્તુ તને જન્મ આપનારી તારી માતા હું અભાગિની પોતે જ છું !" નૂરજહાને સદ્ગદિત સ્વરથી કહ્યું.

"જો એમ જ હોય, તો મારા હૃદયમાં અસહ્ય વેદના એ જ થયા કરે છે કે તું મારી માતા છે ! અરે, અર્ભકાવસ્થામાં જ મને કોઇએ અફીણ ખવડાવીને મારી કેમ ન નાખી ! જો તે વેળાએ જ મને ભૂપીતી કરી દેવામાં આવી હોત તો આજે આ અપકીર્ત્તિ અને અપ્રતિષ્ઠાના પ્રસંગને તો હું જોત નહિ ! અરે, અત્યારે પણ મને કોઇ પત્થરપર પછાડીને મારી નાખે, તો હું તેનો સહસ્ર મુખથી ઉપકાર માનવાને તૈયાર છું ! ભલે મારા આ શરીરના શતાવધિ ખંડ થઇ જાય, પણ મારા હૃદયમાંની આ યાતના ટળી જાય, એવી જ

મારી ઇચ્છા છે! ઓહ, માતા, હું આત્મહત્યાના શરણને સ્વીકારીશ અને મારા પિતા પાસે જઇશ; કારણ કે, આ વેદના હવે મારાથી સહી શકાતી નથી!!"

"શી વેદના નથી સહી શકાતી, લયલા?" નૂરજહાને ગંભીરતાથી પૂછ્યું.

"આ દૃશ્ય અને આ બીભત્સ વ્યભિચાર મારાથી જોઇ શકાતાં નથી; કેવળ શહનશાહતના લોભથી પોતાના શૌહરને મારી નખાવનાર શયતાન સાથે મારી માતાએ શાદી કરી છે, એના વિચારથી મારા હૃદયમાં જે વેદના થાય છે તે હવે મારાથી સહી શકાતી નથી! જ્યારે પણ તે જહાંગીર નામનો જલ્લાદ તારી પાસે આવી તારા હસ્તને ઝાલીને તને પ્રિયતમા તથા પ્રાણેશ્વરીના સંબોધનથી બોલાવે છે, ત્યારે, શું કહું, માતા! મારાં અંગોમાં સહસ્રાવધિ વૃશ્ચિકોના દંશની વેદના થાય છે! શું કહું કે એ જવાળા કેવી છે અને કેટલી ભીષણ છે! તેમ જ વળી એ જવાળા એક બે દિવસની કે વર્ષ છ માસની નથી, કિન્તુ નિત્યની છે અને તેથી જ અસહ્ય થઇ પડી છે. હું મારાં નેત્રોથી નિત્ય જોયા કરું છું કે પાપના કારખાનામાં નિત્ય નવીન નવીન અવિચાર, અત્યાચાર અને વ્યભિચાર આદિ પાપો તૈયાર થયાં કરે છે અને એનો રંગ બીજાઓને લાગતાં સમસ્ત સામ્રાજ્યમાં દુરાચારનો ભયંકર વિસ્તાર થતો જાય છે! ઓહ, કેવી ભયાનકતા!!"

નૂરજહાનથી આ તીવ્ર ઉપાલંભો સહી ન શકાયા અને તેથી તેણે આંખ ફેરવીને કહ્યું કે: "જો, લયલા, હવે તારી નિત્યની આ લાલચોળ આંખો અને તારી ઝિડકીઓને હું બર્દાશ્ત કરી શકું તેમ નથી!"

" તો તું શું કરીશ ? મને તું મારી નાખીશ એટલું જ કે નહિ ?" લયલા હવે વધારે બેપર્વા થઇને વધારે નિર્ભયતાથી બોલવા લાગીઃ " તું મને મારવા અથવા મારી નખાવવાને તૈયાર થઇ જાય, તો તેમાં પણ કાંઇ અજાયબી જેવું નથી; કારણકે, જે નારી પોતાના પતિના પ્રાણ લેનાર સાથે શાદી ખાનાઆબાદી કરી શકતી હોય તે પોતાની કન્યાની હત્યા પણ કરાવી શકે છે !" એ પછી લયલા અનુકંપાદર્શક સ્વરથી કહેવા લાગી કેઃ " હાયરે, અભાગિની અબળા ! તારાપર હું ક્રોધ તે શું કરૂં ? કોઇ કોઇ વાર તારામાટે મારા મનમાં બહુ જ દુઃખ થયા કરે છે અને તારા વિશે અનુકંપાની લાગણી થવા માંડે છે. હાય, તું કોની બીબી હતી અને અત્યારે કોની બેગમ બની બેઠી છે ! ક્યાં તે શેરખાં અને કયાં આ જહાંગીર !! ક્યાં અગાધ, અસીમ, સ્વચ્છ તથા નીલ સમુદ્ર અને ક્યાં દુર્ગન્ધપૂર્ણ, ક્ષુદ્ર તથા પંકથી ભરેલું ખાબોચિયું ! ક્યાં શેર અને ક્યાં શિયાળ ! મારી, શું તને લજ્જા નથી આવતી ? તારા હૃદયમાં દુઃખ નથી થતું કે તેં પોતાના તે દેવના સિંહાસનપર પોતાની ઇચ્છાથી જ એક કામુકને બેસાડી દીધો છે ! તે સરલ, ઉદાર, પૂજ્ય, પવિત્ર, ઉજ્જવલ અને મહિમામય ચરિત્રના માહાત્મ્યને ભૂલીને તું આજે એક નીચ, હેય, કલુષ અને પંકિલ પાપની ઉપાસના કરવાને બેસી ગઇ છે! તું શું એ વિચારથી શર્માતી જ નથી કે સ્ત્રીનું જે કાંઇ પણ મહત્ત્વ છે, તે મહત્ત્વોત્પાદક સ્નેહ, દયા, કૃતજ્ઞતા તથા પુણ્ય આદિને સદાને માટે ખોઇ નાખીને તેં પોતાના આત્માને શયતાનના હાથોમાં વેચી નાખ્યો છે ?......................................................"

" તારી જિહ્વાને હવે ચાલતી બંધ કરી દે, લયલા! કારણકે,

મારી સહનશીલતાનો અંત આવતો જાય છે!" વચનના બાણુ અ-સહ્ય થવાથી નૂરજહાને લયલાને આગળ બોલતી અટકાવી અને આંખો ફેરવીને એ શબ્દો ઉચ્ચાર્યા.

પરંતુ જે શેરખાંની પુત્રી હતી અને જેનું નામ લયલા હતું તે કોઇની આવી ધમકીથી ડરી જાય એ સર્વથા અશક્ય તથા અસં-ભવનીય હોવાથી તે આગળ કરતાં બમણા બળથી કહેવા લાગી કે: "હું મારી જિહ્વાને ચાલતી બંધ કરી દઉં અને તે તારા હુકમથી? નીચ નારી, તું આજે ભારતેશ્વરી થએલી હોવાથી શું એમ ધારી બેઠી છે કે હું તારી વક્ર ભ્રૂકુટીને જોઇને પૃથ્વીમાં પેસી જઇશ? જો તું એમ ધારતી હોય તો એ તારો પ્રમાદ છે અને તેથી ભૂલે ચૂકે પણ એમ ધારીશ નહિ. તારે એ વાર્તાને કદાપિ વિસારવાની નથી કે જો તું જહાંગીરની બેગમ છે, તો હું પણ શેરખાંની દુખ્તર છું!!"

"લયલા, લયલા!" નૂરજહાને ઉચ્ચસ્વરથી કહ્યું.

"નૂરજહાન, નૂરજહાન!" લયલાએ તેવા જ ઉચ્ચસ્વરથી નૂરજહાન્ નામનો બે વાર ઉચ્ચાર કર્યો.

માતા અને પુત્રી ક્રોધના અગ્નિથી પ્રજળતી શેરની (સિંહી)ઓ પ્રમાણે એક બીજાને અત્યંત તિરસ્કારવ્યંજક જ્વાળામયી દૃષ્ટિથી જોવા લાગી. ઉભયનો શ્વાસ બળપૂર્વક ચાલી રહ્યો હતો અને ક્રોધના આવેશે તેમનાં મુખોને બંધ કરી દીધેલાં હોવાથી તેઓ બન્ને વાણી-વિહીન તથા ગતિવિહીન પાષાણપુત્તલિકા સમાન નિશ્ચેષ્ટ અવસ્થામાં ઊભી હતી. જો તેઓ વધારે વાર આવી જ અવસ્થામાં રહી હોત, તો કદાચિત્ એનું કાંઇક વિલક્ષણ પરિણામ પણ આવી જાત; પરંતુ

એ જ વેળાયે સમ્રાજ્ઞી રેવા પાસે ગયેલો જહાંગીર પાછો ત્યાં આવી લાગ્યો અને માતા તથા પુત્રીને આવી અવસ્થામાં જોતાં સ્વાભાવિક જ તેના મુખમાંથી એ શબ્દો નીકળી પડ્યા કે: "આ શું, લયલા? અને આ શું, નૂરજહાન્? તમારી આ કેવી હાલત!"

લયલા કિંવા નૂરજહાન્ કોઇ કાંઇ પણ બોલી નહિ; પરંતુ જહાંગીરને જોતાં જ નૂરજહાન્નાં નેત્રોમાંથી અશ્રુની વેગવતી ધારા વહી નીકળી: નૂરજહાન્ને આવી રીતે અશ્રુ વર્ષાવતી જોઇને લયલાથી મૌનનું અવલંબન ન કરી શકાયું અને તેથી પૂર્વ કરતાં પણ વિશેષ માર્મિકતાથી વચનબાણ ચલાવતી તે કહેવા લાગી કે: "રોઇ લે, તારાથી રોવાય તેટલું રોઇ લે અને ભવિષ્યમાં પણ મરણની અંતિમ ઘટિકા આવી લાગે ત્યાં સુધી આવી જ રીતે અશ્રુની ધારાને વર્ષાવતી રહેજે; કારણકે, આ અશ્રુઓથી કદાચિત્ તારા લલાટમાં લાગેલા કલંકની કાલિમા ધોવાઇ જશે. તું પોતે નીચ કે ભૂંડી નહોતી, તો પછી નીચ થવાનો ઉપદેશ તને કોણે આપ્યો? સ્વર્ગના રાજ્યમાંથી ખેંચી લાવીને બળાત્કારે આ અસ્થિકુંડ અથવા નરકકુંડમાં તને કોણે નાખી દીધી વારૂ?"

લયલાએ 'નરકકુંડ' શબ્દોને ઉચ્ચારતાં જહાંગીર પ્રતિ દૃષ્ટિપાત કરવાથી જહાંગીર તેના આશયને સમજી ગયો અને તેથી બિભીષિકાને દર્શાવતો તે લયલાને ઉદ્દેશીને બોલ્યો કે: "હું તારા આશયને બરાબર સમજી શકું છું, લયલા! પણ યાદ રાખજે, નાદાન છોકરી, કે તું જો કે નૂરજહાન્ની દુખ્તર છે; છતાં મારી સહનશીલતાની પણ એક મર્યાદા છે."

લયલાએ તેવી જ બિભીષિકાને દર્શાવીને કહ્યું કે: "તમો પણ

યાદ રાખજો, શાહનશાહ, કે તમો જો કે નૂરજહાનના શૌહર છો; છતાં મારી સહનશીલતાની પણ એક મર્યાદા છે; મારી સહનશીલતા પણ અસીમ તો નથી જ!"

"તારૂં સાહસ આજકાલ બહુજ વધી ગયું છે અને હું જેમ જેમ નથી બોલતો તેમ તેમ તું વધારે અને વધારે જખાંદરાજ થતી જાય છે; પરંતુ હવે હું તને જોઇ લઇશ!" જહાંગીરે ક્રોધ તથા અસહનશીલતાનાં સ્પષ્ટ લક્ષણો દર્શાવ્યાં.

"મને જોઇ લેશો અને તે આપ પોતે જ કે, શાહન્શાહ?" લયલાએ કટાક્ષ પૂર્વક પૂછ્યું.

"હા હા. હું પોતે જ તને જોઇ લઇશ; કારણકે, તારા સર્વ વ્યવહારો હવે અસહ્ય થતા જાય છે અને તેથી તારા સ્વભાવને કોઈ પણ ઉપાયથી શાંત તથા નમ્ર કરવાની આવશ્યકતા અનિવાર્ય છે. તારા મદને કેવી રીતે ઉતારવો એ હું સારી રીતે જાણું છું અને તેટલામાટે જો તું આટલાથી જ સમજી જાય તો તે તારા હકમાં વધારે સારૂં છે." જહાંગીરે બિભીષિકાની માત્રાને કાંઇક વધારીને આ વચનો ઉચ્ચાર્યાં.

જહાંગીરનાં આ વચનો સાંભળતાં જ લયલાનાં લોલ લોચનો રક્તવર્ણ થઇ ગયાં અને તે એક શેરની પ્રમાણે ગર્જના કરતી કહેવા લાગી કે: "શાહનશાહ, આ લયલા, તમોએ જે બહાદુર મર્દનો દગાથી જીવ લીધો છે તે બહાદુર મર્દ શેરખાંની દુખ્તર નેકઅખ્તર છે અને તેથી તે તમારી આ ગીદડભબકીઓથી ડરી જાય તેમ નથી

જ! ડાકુઓના સરદાર, શું આવી નીતિનો આધાર લઇને તમો આ હિન્દોસ્તાનની શહનશાહતની હુકૂમત કરવા ધ.રો છો? જહાંગીર, તમો અત્યારે શેરખાંની દુખ્તર આગળ આવી રીતે ઊભા રહ્યા છો એ જ મને અજાયબી ભરેલું દેખાય છે! જલ્લાદ, મારી સાથે જરા ચાર આંખો તો કરો એટલે હું પણ જોઉં કે તમારામાં કેટલુંક સાહસ છે! જુઓ અને યાદ રાખો કે હું શેરખાંની દુખ્તર છું! હવે હું જોવા માગું કે તમારી હિંમત કેટલીક છે!!..............."

શેરખાંને મારી નાખવાની આજ્ઞા આપવાથી જહાંગીરનું મુખ પાપમય થયેલું હોવાથી તે લયલા સાથે સમ્રાટ હોવા છતાં પણ ચાર આંખો ન કરી શક્યો અને તેથી તે નૂરજહાનને સંબોધીને કહેવા લાગ્યો કે: "નૂરજહાન, જો તું હવે આ શેરનીને બોલતી બંધ નહિ કરે, તો હું પરવરદિગારના કસમ ખાઇને કહું છું કે........"

"હું લયલાને કત્લ કરાવી નાખીશ! એ જ તમારે બોલવાનું હતું ને?" લયલાએ જહાંગીરના વાક્યને પોતે જ પૂરૂં કર્યું અને અને ત્યાર પછી કહેવા માંડયું કે: "શહનશાહ, જો મને મારી નખાવવાની અને મારો જીવ લેવાની જ તમારી તમન્ના હોય, તો તમારી તે તમન્નાને આ પળે જ પૂરી કરો. હું તમારાં ચરણોમાં પડીને કહું છું કે મને મારી નાખો. મારા વાલિદનો ઘાત કરાવ્યો છે, તો મારો પણ ઘાત કરાવી નાખો; કારણકે, એથી મને એટલી સાન્ત્વના તો અવશ્ય થશે જ કે આ શરીરમાંથી પ્રાણ નીકળી જશે ત્યાંસુધી હું તમને શાપ આપતી રહીશ અને તમારાપર અભિશાપની વૃષ્ટિ વર્ષાવતી જ મરણને શરણ થઇશ! મારો, વિલંબ શામાટે કરો છો?"

"આમીન! તારી એવી જ ઇચ્છા છે તો હું તારી એ ઇચ્છાનો

આ ક્ષણે જ પૂરી કરવાને તૈયાર છું. ખૂની તો હું ઠરી જ ચૂક્યો છું તો હવે એક ખૂન વધારે કરીશ!" આમ બોલીને જહાગીરે બાંદીને આવાહન કરતાં કહ્યું કે: "બાંદી!"

પરંતુ આવેલી બાંદીને ઇશારાથી ચાલ્યાં જવાનું જણાવીને નૂરજહાને જહાંગીરને પ્રાર્થના કરી કે: "જહાંપનાહ, આજે મારી બચ્ચીને એના અપરાધની ક્ષમા આપો અને મારી પ્રાર્થનાને સ્વીકારો; કારણ કે, આજે દોષ મારો જ હતો; મેં જ એને જાણી જોઈને ખીજવી હતી એટલે શિક્ષા આપવી હોય તો મને જ આપો."

"નહિ, નૂરજહાન્, હવે મારાથી એનાં હૃદયભેદક તીવ્ર વચનોના બાણો સહી શકાતા નથી અને તેથી હું આજે આ ઝગડાને હમેશને માટે મટાડી દેવાના મુસ્તકીમ ઇરાદાપર આવી પહોંચ્યો છું." આ પ્રમાણે જણાવીને વળી પણ જહાંગીરે બૂમ મારીને કહ્યું કે: "બાંદી!"

નૂરજહાન્ હવે જહાંગીરનાં ચરણોમાં પડી ગઇ અને તેનાં ચરણોને પોતાના અશ્રુથી ભીંજાવીને બોલી કે: "જહાંપનાહ, પુત્ર તો મને પરવરદિગારે આપ્યો જ નથી એટલે જે આ એક કન્યા છે તેને તો સલામત રહેવા દો. આજે ક્ષમા કરો અને મને આટલી ભિક્ષા આપો!"

જહાગીરપર નૂરજહાનનો એટલો બધો પ્રભાવ પડી ગયો હતો કે તેની કોઇ પણ માગણીનો તેનાથી અસ્વીકાર કે અનાદર કરી શકાતો નહોતો એટલે તેની આ પ્રાર્થનાને સાંભળતાં જ તે પોતાના

ગુસ્સાને ગળી ગયો અને કેટલીક વાર સુધી વિચાર કર્યા પછી કહેવા લાગ્યો કેઃ "વારૂ, તારી પ્રાર્થનાને સ્વીકારીને અત્યારે હું ક્ષમા આપું છું; પરંતુ, નૂરજહાન્, આ ક્ષમા છેલ્લીવારની છે તેમજ, લયલા, તારે પણ યાદ રાખવાનું છે કે આ ક્ષમા છેલ્લી અને છેલ્લીવારની જ છે. નૂરજહાન્, હું હવે શયનાગારમાં જાઉં છું; કારણ કે, મારા મસ્તિષ્કમાં ભ્રમણ થવા માંડયું છે. તું પણ લયલાને વિદાય કરીને સત્વર ત્યાં આવ; કારણકે, તારા હસ્તથી અપાયા વિના શરાબ મજા આપી શકે તેમ નથી. "

જહાંગીર ચાલ્યો ગયો અને કેટલીક વાર સુધી લયલા તેના ગમનમાર્ગને ઘૃણાની દૃષ્ટિથી જોતી રહી. આજની ઘટનાએ તેના મનને એવું તો ક્લેશમય અને વિકૃત કરી નાખ્યું હતું કે તેના પરિણામે તેના હૃદયમાં એક પ્રકારના સર્વથા નવીન ભાવનો ઉદ્ભવ થયો અને તેથી તેણે પોતાની માતા નૂરજહાન્‌ને આવાહન કરતાં કહ્યું કેઃ " અમ્મી ! "

' અમ્મી ' સંબોધન સાંભળતાં જ નૂરજહાન્ લયલાની સર્વ નિર્ભર્ત્સનાઓને ભૂલી ગઇ, તેના હૃદયમાં વાત્સલ્યભાવનો ઉદ્ભવ થયો અને તેણે ઉત્તર આપતાં પૂછ્યું કેઃ " કેમ, શું છે, લયલા ? "

" તું મારી એક પ્રાર્થનાને સ્વીકારીશ ? " લયલાએ વિલક્ષણ મુખમુદ્રાથી પૂછ્યું.

" નૂરેનજર, તારી શી પ્રાર્થના છે ? " નૂરજહાને પ્રેમથી પૂછ્યું

" તેં જે ઘોર પાપ કર્યું છે તે પાપ મારી કરેલી નિર્ભર્ત્સના-

ઓથી પુણ્ય તો નથી જ થવાનું અને તેટલામાટે મારી એ જ પ્રાર્થના છે કે તું હવે સત્વર જ એ પાપના પ્રાયશ્ચિત્તનો પ્રારંભ કરી દે!" લયલાએ પ્રાર્થના અથવા ઉપદેશના સ્વરૂપમાં કહ્યું.

"પરંતુ તે પ્રાયશ્ચિત્તનું સ્વરૂપ તો મારે જાણવું જોઇએ કે નહિ?" નૂરજહાને લયલાના મનોભાવને સ્પષ્ટ સ્વરૂપમાં જાણવાની ઇચ્છા દર્શાવી.

લયલા તેના આશયને સમજી ગઇ અને તેથી પોતાના આશયને સ્પષ્ટ સ્વરૂપમાં દર્શાવતી કહેવા લાગી કે: "આજથી જ આ મુગલિયા શાહી ખાન્દાનને દોજખના ઊંડા ગારમાં ગબડાવી દેવાની શરૂઆત કરી દે. જ્યારે જન્નતની જાગીરમાંથી તું પડી જ ગઇ છે તો પૂરી શયતાની બની જા અને એક નાગણ પ્રમાણે આ શાહી ખાન્દાનની ચારે તરફ વીંટળાઇને પોતાના કાતિલ ઝેરથી એ ખાન્દાનને બર્બાદ કરી નાખ! આ શાહી ખાન્દાન-રૂપ દરખ્તને એટલી હદ સૂધી જડથી ઉખેડી નાખવાની જુરૂરત છે કે એનો દીકરીયે દીવો પણ ન રહેવા પામે. હું તારી દુખ્તર હોવા છતાં તારી દુશ્મન્ છું; છતાં તારી આ કાર્યવાઇમાં હું તારી દોસ્ત થઇને તું જે કાંઇ પણ કહીશ તે બસરોચશ્મ કરવાને તૈયાર રહીશ! તારા પાપનું આના જેવું બીજું એક પણ પ્રાયશ્ચિત્ત નથી, એ તું પોતે પણ નથી જાણી શકતી કે શું?"

લયલાના આ શબ્દો સાંભળતાં જ નૂરજહાનના મુખમંડળમાં એક પ્રકારની વિલક્ષણ ઉજ્જવલતા તથા તેજસ્વિતા ચમકવા લાગી અને આનંદના આવેશમાં આવીને તેણે લયલાને તેનો હાથ ઝાલીને

પૂછ્યું કે: "લયલા, તું મારી દોસ્ત થઈશ? અને હું જે કાંઈ પણ કહીશ તે બસરોચશ્મ કરવાને તૈયાર રહીશ? તું ખરેખર આવી રીતે વર્તીશ?"

"અમ્મી! મારામાં જો કે તારા જેટલી બુદ્ધિ નથી તેમજ ગહન વિચારશક્તિનો તથા પ્રપંચરચનાકૌશલ્યનો પણ મારામાં અભાવ છે અને મારામાં જે સત્ય તથા સાહસ છે તે તારામાં નથી; એટલામાટે તું તારી પોતાની શયતાનિયતને મારામાં ફૂંકી ફૂંકીને ભરી દે અને હું મારી શક્તિઓ તને આપવાને તૈયાર છું. આવો, આપણે બન્ને જણી મળીને એક હૃદય, એક ભાવ અને એક જ મનઃ–પ્રાણથી આ સામ્રાજ્યરૂપ સાગરમાં એક મહાભયાનક તૂફાનને પયદા કરી દઇએ અને તેમાં આ શાહી ખાન્દાનરૂપ નૌકાને ડુબાવી દેવાની કોશિશ કરી જોઇએ! તું અને હું આજથી માતા અને પુત્રી નથી; કિન્તુ આજથી આપણે બન્ને શયતાનની ઔલાદ છીએ, બહેનો છીએ અને શયતાનીઓ છીએ! આજથી આપણી ગતિ પણ એક છે, આપણું લક્ષ્ય પણ એક છે અને આપણું પરિણામ પણ એક છે!!!"

"તો જાણી લે કે આજથી આ શાહી ખાન્દાનની પામાલીની શરૂઆત થઇ ચૂકી છે!" નૂરજહાને ઉત્તેજનાપૂર્વક કહ્યું.

"તો તું પણ જાણી લે કે તારા પાપનું પ્રાયશ્ચિત્ત પણ થઇ ચૂક્યું છે!" લયલાએ પણ તેવી જ ઉત્તેજનાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

માતા તથા પુત્રીનો આ સંવાદ ચાલતો હતો એટલામાં એક બાંદી ત્યાં આવી લાગી અને તેણે નૂરજહાનને નમન કરીને જણાવ્યું કે: "તવાયફ જમીલા ખાતુન શાહનશાહ સલામત પાસે આવ્યાં છે

અને શાહનશાહ સલામત આપ શ્રીમતીના ઇન્તજારમાં બેઠા છે. તેઓ શ્રીમાને કહેવડાવ્યું છે કે જલ્દ તશરીફ લાવો તો સારું."

"શાહનશાહ સલામતને કહે કે હું હમણાં જ આવું છું." એમ કહી બાંદીને વિદાય કર્યા પછી નૂરજહાને લયલાના મસ્તક તથા પૃષ્ઠભાગપર વાત્સલ્યથી હસ્ત ફેરવીને કહ્યું કે: "લયલા, મારે હવે શાહનશાહ પાસે જવાનું છે; માટે તું પણ હવે જા અને આરામ કર. આવતી કાલે શાહનશાહ દરબારમાં જાય તે વેળાયે તું મારી પાસે આવજે એટલે આપણે નીરાંતે વાતચીત કરીશું."

લયલા પોતાના ખંડમાં જવાને ચાલતી થઇ ગઈ અને નૂરજહાન્ શયનમંદિરમાં જવામાટે વસ્ત્રો બદલવા લાગી. તેના હૃદયસમુદ્રમાં આજે અનેક પ્રકારના વિચારતરંગો ઉદ્ભવતા હોવાથી વસ્ત્ર બદલતી વેળાયે બાંદીને પણ તેણે ન બોલાવી અને તે પોતાના મનમાં વિચાર કરતી કહેવા લાગી કે: "અત્યારે મધ્યરાત્રિના સમયમાં જમીલા ખાતૂન શામાટે અને શા કારણથી આવી હશે વારુ? વળી તે મારી પાસે ન આવતાં શાહનશાહ પાસે કેમ ગઇ હશે? અરે, પણ હું ભૂલી; અત્યારે મારી હાજરી શયનમંદિરમાં હોવી જોઇએ એમ ધારીને તે ત્યાં ગઈ હશે અને શાહનશાહ પોતે ત્યાં હોવાથી ત્યાંજ બેસીને મને બોલાવવામાટે શાહનશાહને કહીને બાંદીને મોકલી હશે. જમીલા અગત્યના કાર્ય વિના તો આવા સમયમાં ન જ આવે એટલે અત્યારના તેના આગમનનું અવશ્ય કોઇ એવું જ કારણ તો હોવું જ જોઇએ. અસ્તુ: જે હશે તે શયનમંદિરમાં ગયા પછી તેની વાતચીતથી જણાઈ રહેશે."

આવી રીતે પોતાના મનનું સમાધાન કરીને વસ્ત્ર બદલી બે-

તાંની સાથે જ તે શયનમંદિર ભણી જવાને પોતાના ખંડમાંથી ચાલતી થઈ ગઈ. આજે નૂરજહાન્ શ્વેત રેશમનાં વસ્ત્રો પરિધાન કરીને શુક્લવસના સુન્દરી થયેલી હતી એટલે કે તેનાં વસ્ત્રોમાં અન્ય રંગનું એક પણ વસ્ત્ર હતું નહિ; માત્ર એટલું જ નહિ, પણ જે અલંકારો અત્યારે તેણે પોતાના શરીરપર ધારણ કર્યા હતા તે પણ કેવળ હીરા અને મોતીના જ હોવાથી અલંકારોમાં પણ શ્વેતરંગ વિના અન્ય રંગ જોવામાં આવી શકતો નહોતો અને તેથી તેનું અત્યારનું સ્વરૂપ એક શુક્લાંગી દેવી સમાન જ દેખાતું હતું. પોતાના હૃદયમાં દૃઢ થયેલી કૃષ્ણતાને શ્વેત વસ્ત્ર અને શ્વેત અલંકારોવડે છુપાવવાના ઉદ્દેશથી જ જાણે તેણે આજે આવો વેષ ધાર્યો હોયની ! એવો જ ભાસ થતો હતો. નૂરજહાને શયનમંદિરના દ્વારમાં પ્રવેશ કરતાં અને જહાંગીરની દૃષ્ટિ તેનાપર પડતાં જ જહાંગીરના મુખમાંથી આ પ્રમાણેના ઉદ્ગારો સ્વાભાવિક જ નીકળી ગયા:—

" તુઝે દિલ દેકે મયેં અય કાફિરે બેમેહર ખો બયઠા,
ખિરદકો, હોશકો, તાકતકો, જીકો, દીનો ઇમાંકો;
લડા કર આંખ તુઝસે હમ્ને દુશ્મન કર લિયા અપના.
નિગહકો, નાજકો, અન્દાજકો, અબરૂકો, મિજગાંકો.
તેરે દન્દાનો લબને કરદિયા બેકદ્ર આલમમેં;
ગૌહરકો, લાલકો, યાકૂતકો, હીરેકો, મરજાંકો;
બનાયા હય કહો ખાલિકને કબ ઇન્સાનસે બેહતર,
મલકકો, દેવકો, જિનકો, પરીકો, હૂરગિલમાકો ? "

નૂરજહાન શર્માઇને ઊભી રહી અને જમીલા સ્મિત કરવા લાગી.

---

## પ્રકરણ ૧૪ મું

### આર્ય વિધવાની ધર્મભિક્ષા !

નૂરજહાને શયનમન્દિરમાં પ્રવેશ કર્યો તે વખતે જહાંગીર મખમલની સુખશય્યાવાળી એક ઊંચી મસ્નદપર મોટા ગોળ તકિયાને અઢેલીને પડ્યો હતો; તેના મુખમાં હુક્કાની રત્નજડિત સુવર્ણનાલિકા શોભી રહી હતી; પાછળ ઊભેલી બે તરુણી તથા રૂપસુન્દરી બાંદીઓ ઉત્તમ વસ્ત્રાલંકારોવડે પોતાનાં શરીરોને શૃંગારી મોતી તથા હીરા ટાંકેલા પંખાઓવતી શહનશાહને વાયુ ઢોળી રહી હતી અને જમીલા અદબથી શહનશાહ સમક્ષ ગાલીચા પર પાથરેલી ગાદીપર બેઠી હતી. બાંદીઓ તથા જમીલાની વિશેષ મર્યાદા રાખવાની આવશ્યકતા ન હોવાથી જહાંગીરે નૂરજહાનને પોતાની પાસે બેસવાનો ઇશારો કર્યો અને નૂરજહાન મસ્નદપર બેઠી એટલે બીજી બે બાંદીઓ સોનાના એક થાળમાં શરાબથી ભરેલી સોનાની રત્નજડિત સુરાહી તથા રત્નજડિત સુવર્ણપાત્રો રાખીને લઇ આવી. સુરાહીમાંની શરાબ અથવા મદિરા એક પાત્રમાં ભરી તે પાત્ર જહાંગીરના હસ્તમાં આપતાં નૂરજહાને જમીલાને સંબોધીને સ્મિતમંડિત મુખથી પૂછ્યું કે:—

"કેમ, જમીલા ખાતૂન, આજે આટલી મોડી રાતે અહીં પધારવાની તકલીફ શામાટે લેવી પડી છે? હું ધારૂં છું કે કારણ વિના તો જનાબ નહિ જ પધાર્યાં હોય."

"હું અત્યારે એક કારણથી જ અહીં આવી છું; કારણ કે, કારણ વિના કોઈ કાર્ય સંભવતું જ નથી. જો શહનશાહ સલામત

અને બેગમ સાહબાની આજ્ઞા હોય, તો મારા આગમનના તે કારણને દર્શાવું ?" જમીલાએ નૂરજહાનના પ્રશ્નનું ઉત્તર આપીને પોતાના આગમનના કારણને દર્શાવવાની આજ્ઞા પણ માગી.

"જમીલા ખાતૂન, આટલી સીમાપર્યન્ત વિવેક દર્શાવવાનો નિયમ તમારામાટે છે જ નહિ અને તેથી તમારે જે કાંઇ જણાવવું હોય, તે તમો કોઇ પણ પ્રકારના સંકોચ વિના દર્શાવી શકો છો." જહાંગીરે જમીલાને તેનું માન જાળવીને જે કાંઇ પણ બોલવાનું હોય તે નિઃસંકોચભાવથી બોલવાની આજ્ઞા આપી દીધી અને નૂરજહાને હાસ્યસંકેતથી પોતાની અનુમતિ દર્શાવી દીધી.

"એ તો આલમપનાહ અને બેગમ સાહબાના સાંભળવામાં આવ્યું હશે જ કે મારી જે એક ગૌહરન્નિસા નામની દુખ્તરને સિંધુ દેશમાંના શિવસ્થાન નામક નગરમાં મેં એક તવાયફને ત્યાં સંગીતકળા તથા નૃત્યકળાના અભ્યાસમાટે રાખી હતી તેને કેટલાક સમયથી હું અહીં લઇ આવી છું અને તે નૃત્યકળા, સંગીતકળા તથા અભિનયકળામાં અતિશય નિષ્ણાત થયેલી છે." જમીલાએ પોતાના આગમનના કારણને દર્શાવતાં પ્રારંભમાં ગૌહરન્નિસા અથવા માધવીનો જહાંગીર તથા નૂરજહાનને શબ્દોદ્વારા પરોક્ષ પરિચય કરાવ્યો.

"સત્ય છે; તમારી તે દુખ્તર નેકઅખ્તરની લાજવાબ ખૂબસૂરતી અને નાચવા તથા ગાવાના હુનરની આજકાલ આગરામાં ભારે તારીફ થાય છે અને તેની તે તારીફ મારા દરબારના કેટલાક ઉમરાની જબાનથી મારા સાંભળવામાં પણ આવી ચૂકી છે; ફક્ત એટલું જ નહિ, પણ એ વાત મેં નૂરજહાનને પણ કહી

હતી." જહાંગીર હુક્કાની નળીને થોડી વાર વિશ્રાંતિ આપીને બોલ્યો.

"જી હા, જહાંપનાહે એ વાત મને એક વાર નહિ, પણ એ ત્રણ વાર કહી હતી." નૂરજહાંને એમ કહીને વધારામાં જણાવ્યું કે: "અને જ્યારથી તમારી દુખ્તરની એ તારીફ મારા સાંભળવામાં આવી છે ત્યારથી તેને જોવામાટે અને તેના સંગીતના શ્રવણમાટે મારૂં મન બહુ જ અધીર અને આતુર થઇ રહ્યું છે."

"તો હવે આપની એ અધીરતા તથા આતુરતા અંતનો સમય પાસે જ આવી લાગ્યો છે; કારણ કે, આગરાના અનેક અમીરો અને રઇસો મારી તે દુખ્તરના સંગીતશ્રવણ તથા નૃત્યદર્શનમાટે હજારો રૂપીયા આપવાને તૈયાર હોવા છતાં ગોહરન્નિસા એવો જ હઠ લઇને બેઠી છે કે, 'મારી નૃત્યકળા, સંગીતકળા તથા અભિનયકળાના કૌશલ્યનું સર્વથી પ્રથમ મારે શહનશાહ સલામત અને બાદશાહ બેગમને જ દર્શન કરાવવું છે એટલે જ્યાં સૂધી શહનશાહ સલામત અને બાદશાહ બેગમ સમક્ષ મારી એ કળાઓના કૌશલ્યને દર્શાવવાનો અવસર મને પ્રાપ્ત નહિ થાય, ત્યાં સૂધી હું મારી એ કળાઓનો અન્ય પુરુષો સમક્ષ કદાપિ પ્રકાશ કરવાની નથી.' તો હવે તેના હઠને પૂરો કરવાની શહનશાહ તથા બાદશાહ બેગમે ઉદારતા દર્શાવવી, એ જ મારી પ્રાર્થના છે અને એટલામાટે જ મેં અત્યારે અહીં આવીને આપને પરિશ્રમ આપવાનું જે સાહસ કર્યું છે તેમાટે હું ક્ષમાની યાચના કરૂં છું." જમીલાએ અત્યન્ત વિવેકપૂર્વક પોતાના આગમનના કારણને નમ્ર વાણીથી દર્શાવી દીધું.

જમીલાના મુખથી ગૌહરુન્નિસા કિંવા માધવીની એ ઇચ્છાને જાણીને જહાંગીર કિંચિત્ હાસ્યમંડિત મુખમંડળથી કહેવા લાગ્યો કે: "જમીલા ખાતૂન, તમારી દુખ્તરનો નૂરજહાનની તથા મારી હાજરીમાં જ સર્વથી પ્રથમ મુજરો કરવાનો આટલો હઠ શા કારણથી થયો હશે, એ જો કે બરાબર જાણી શકાય તેમ નથી: તો પણ એટલી કલ્પના તો અવશ્ય કરી શકાય છે કે આમાં તેનો કોઈ ગુપ્ત અને ગંભીર ઉદ્દેશ સમાયલો હોવો જોઇએ એટલે કે સર્વથી પ્રથમ મને તથા નૂરજહાનને પોતાના સંગીતથી સંતુષ્ટ કરી જો પોતાના કોઇ ગુપ્ત આશયને સિદ્ધ કરવામાટેની પ્રાર્થના કરવાનો તેનો વિચાર હોય, તો તે સર્વથા સંભવનીય છે. અસ્તુ: તેના હૃદયનો ગમે તે આશય અથવા ગમે તે ભાવ હોય, તો પણ તેનો અત્યારે મારે વિચાર કરવાનો નથી. તમો પોતે ચાલીચલાવીને તમારી દુખ્તરની ઇચ્છાને પૂર્ણ કરવામાટેની પ્રાર્થના લઇને આવ્યાં છો અને મારી મંજૂરેનજર નૂરજહાન પણ તેના સંગીતશ્રવણ તથા નૃત્યદર્શનમાટે અધીર થઇ રહી છે; એટલામાટે મારે તમારી દુખ્તરને મારા દરબારમાં તેની કળાને દર્શાવવામાટેની આજ્ઞા અથવા અનુમતિ આપવી જ જોઇએ. આવતી કાલે તૃતીય પ્રહરની સમાપ્તિ અને ચતુર્થ પ્રહરના આરંભના સમયમાં દીવાને-ખાસમાં તમો તમારી દુખ્તરને લઇને આવજો એટલે અમો તેની ઇચ્છા અનુસાર તેના સંગીતનું શ્રવણ તથા નૃત્યનું નિરીક્ષણ કરીશું અને તેની અન્ય જે કાંઈ પણ ઇચ્છા કે આશા હશે તે પણ અવશ્ય પૂરી થઈ જશે."

"પરવરદિગાર શહનશાહે આલમ અને બાદશાહ બેગમને દીર્ઘ આયુષ્ય આપો અને આપના વરદ હસ્તથી પ્રજાજનોની

નિરંતર આવી જ રીતે આશાપૂર્તિ થતી રહો, એ જ આ કિંકરી-નો આશીર્વાદ છે." આ પ્રમાણે પ્રશંસાત્મક ભક્તિભાવ દર્શાવી જમીલા જહાંગીર તથા નૂરજહાનની આજ્ઞા લઇને પોતાના આવાસ પ્રતિ જવાને ઉઠી અને નમન કરીને ચાલતી થઇ ગઇ.

જમીલાના જવા પછી જહાંગીર વળી પાછો નૂરજહાનના કોમળ હસ્તથી મળતી મદિરાનાપાનમાં નિમગ્ન થઈ ગયો.

× × × × ×

બીજે દિવસે યથાસમય જહાંગીર પોતાના દીવાનેખાસમાં પોતાની મસ્નદપર સાદા પોશાકમાં બેઠો હતો; તેની બન્ને બાજૂએ બે અત્યન્ત રૂપવતી તાતારી બાંદીઓ તેને મદિરા પાતી ઊભી હતી; મસ્નદથી બે હાથના અંતરપર કેટલાક ખાસ અમીરો પોતપોતાનાં આસનોપર બેઠા હતા અને ગૌહરુન્નિસા અથવા માધવીના સંગીતશ્રવણ તથા નૃત્યનિરીક્ષણનો સુયોગ પ્રાપ્ત થવાથી પોતાને મહાભાગ્યશાળી માનતા હતા. બાદશાહની મસ્નદની પાછળ બે હાથની ઉંચાઈ પર બેગમોના બેસવામાટે જે એક છજ્જા જેવી બેઠક બનાવવામાં આવી હતી તે બેઠકમાં જેમાંથી અંદર બેઠેલી વ્યક્તિને દરબારમાંનું સર્વ દશ્ય દેખાય અને દરબારમાંના મનુષ્યો અંદર બેઠેલી વ્યક્તિને ન જોઇ શકે તેવા પડદાની પાછળ બાદશાહ બેગમ નૂરજહાન, તેની પુત્રી લયલા તથા કેટલીક બાંદીઓ યથા-નુક્રમ પદવી અનુસાર બેઠી હતી. તે બેઠકમાં આવવાનો બેગમ-મહલમાંથી સીધો માર્ગ હોવાથી તેમાં બેસનારી સુંદરીઓને આવતાં જતાં પણ કોઇ જોઇ શકે તેમ નહોતું.

જમીલા ખાતૂન પણ ગૌહરુન્નિસા અથવા માધવીને વારાંગના અથવા નર્તકીનાં અત્યંત આકર્ષક અને મૂલ્યવાન વસ્ત્રો પરિધાન કરાવીને તેમજ તેના સુંદર શરીરને નાનાવિધ અલંકારોથી શૃંગારીને લઇ આવી હતી. સાજિન્દાઓ પણ હાજર હતા. જહાંગીરના વિલાસકાનનરૂપ દીવાનેખાસમાં માધવીનું આગમન થતાં જ તેના સૌન્દર્ય તથા શૃંગારને જોઇને જહાંગીર તથા સર્વ અમીરો આશ્ચર્યથી સ્તંભિત થઇ ગયા; માત્ર એટલું જ નહિ, પણ નૂરજહાન ચિરયૌવના ચપલા હોવા છતાં તેને પણ માધવીના સૌન્દર્યથી પોતાના સૌન્દર્યમદનું મર્દન થતું દેખાવા લાગ્યું: કારણ કે, તે સમયમાં વાસ્તવિકતાથી માધવી સમાન અન્ય કોઈ પણ લાવણ્યમયી લલના આગરામાં હતી જ નહિ. કેટલીક વાર સુધી આશ્ચર્યપૂર્ણ અને નિર્નિમેષ નયનોથી માધવીના ભુવનમોહન સૌન્દર્યનું અવલોકન કર્યા પછી જહાંગીર જમીલાને સંબોધીને માધવીની મુક્તકંઠે પ્રશંસા કરતો કહેવા લાગ્યો કે:—

"જમીલા, તમારી દુખ્તર ગૌહરુન્નિસા જો આ જ હોય, તો મારે કહેવું જોઇએ કે એની ખુબસૂરતીની મેં જે તારીફ સાંભળી હતી તે બહુ જ ઓછી હતી; કારણ કે, આ આદમ.જાદની ઔલાદ નથી, પણ જન્નતની હૂર છે અને આ હૂર મારા દરબારમાં આવવાથી મારો દરબાર પ્રકાશિત થયો છે અને મારી પ્રતિષ્ઠામાં વૃદ્ધિ થઇ છે." એ પછી તેણે ગૌહરુન્નિસા અથવા માધવીને સંબોધીને કહેવા માંડ્યું કે: "ગૌહરુન્નિસા, મેં તારી પ્રતિજ્ઞાના સમાચાર જમીલા ખાતૂનના મુખથી સાંભળ્યા છે અને તારા સાક્ષાત્કારથી મારો એવો જ ભાવ થયો છે કે તારા જેવી તવાયફના

મુજરાનો પ્રથમ પ્રારંભ શાહી દરબારમાં થાય એ સર્વથા ઉચિત છે; કારણ કે, એથી શાહી દરબારની શોભા તથા પ્રતિષ્ઠામાં વૃદ્ધિ થવાનો સંપૂર્ણ સંભવ છે. કેમ મારા દાના અમીરો, મારૂં કથન સત્ય છે કે નહિ ?"

જહાંગીરના એ પ્રશ્નને સાંભળીને સર્વ અમીરોએ માત્ર હામાં હા મેળવવાના ઉદ્દેશથી નહિ, કિન્તુ હૃદયના સત્ય ભાવથી સમ સ્વર થઇને ધ્વનિ કર્યો કે: " શાહે આલમનું કથન અક્ષરશઃ સત્ય છે, સત્ય છે, સત્ય છે."

"બાદશાહ સલામતની આ કદ્રદાનીમાટે આ આજ્ઞાંકિત કિંકરી બાદશાહ સલામતનો ધન્યવાદપૂર્વક ઉપકાર માને છે. હવે આ કિંકરીને પોતાની કળાઓને દર્શાવવાની આજ્ઞા છે ?" માધવીએ કૃતજ્ઞતા દર્શાવીને નૃત્યગાનના આરંભમાટેની આજ્ઞા માગતાં આ શબ્દો ઉચ્ચાર્યાં.

" આનન્દથી તારી કળાઓને દેખાડવાના કાર્યનો આરંભ કરી દે અને અમારાં હૃદયોમાં આનન્દના રંગને છલાછલ ભરી દે." જહાંગીરે નૃત્યગાનને આરંભવાની આજ્ઞા આપી દીધી.

માધવીએ પોતાના વીણાવિનિન્દિત મધુરતમ અને કોમળતમ કંઠથી મનોમોહક હાવભાવ કિંવા અભિનય સહિત નિમ્ન લિખિત ગાનનો આરંભ કરી દીધો:—

ગજલ

" કભી મેંહદી લગાતે હયઁ કભી મિસ્સી લગાતે હયઁ;
હમારે પાસ આનેમેં વો કયા કયા રંગ લાતે હયઁ;
બહોત બેતાબી હોતી હય હમેં જબ તુમ નહીં મિલતે;
તુમ્હારે દાગે ઉલ્ફતકો કલેજેસે લગાતે હયઁ;

.જમાનેકી દોરંગીકા અસર હય ઔર ક્યા સમઝેં ?;
ઉન્હેં હમ યાદ કરતે હયઁ હમે વો ભૂલ જાતે હયઁ;
વો ફિર સુરમાં લગાતે હયઁ, કોઇ અંધેર ફિર હોગા;
કિયા તસ્વીરે દિલ જિસને વહી જાદૂ જગાતે હયઁ;
ખબર ઇન્કો નહીં સરપર ખિઝાંકે દિન ભી આતે હયઁ;
ચમનમેં ગિરિયા ઔર સબનમપે ગુંચે મુસ્કુરાતે હયઁ;
સુએ ગોરે ગરીબાં જબ કભી ભૂલેસે આતે હયઁ;
બજાયે ચાદરે ગુલ કબ્રપર તિવરી ચલ્ડાતે હયઁ;
જો .ફર્માતે હયઁ, ક્યોં રોતે હો, તબ મયઁ ઉન્સે કહતા હું;
તુમ્હારી આતિશે .ફુર્કતકો અશ્કોંસે બુઝાતે હયઁ."

માધવીના મધુરતમ કંઠસ્વરવડે ચારે દિશાઓ માધુર્યમય થએલી દેખાવા લાગી; સર્વત્ર માધુર્યની લહરીઓ ઉઠવા લાગી અને સર્વ શ્રોતૃજનો વિસ્મિત, સ્તંભિત તથા મુગ્ધ થતાં દૃષ્ટિગોચર થવા લાગ્યાં. માધવી ઉક્ત સંગીત મન તથા પ્રાણવડે ગાતી હતી, તેના પ્રાણનો સમસ્ત ઉચ્છ્વાસ તેના સંગીતમાં મિશ્રિત થઇને એક અતુલનીય ભાવનો ઉદ્રેક કરતો હતો અને એ જ માધવીના સંગીતની વિશિષ્ટતા અથવા અલૌકિકતા હતી, એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય આવે તેમ નથી; કારણ કે, આગરામાં માધવી કરતાં કેટલીક સારી ગાયિકાઓ વસતી હતી; પરંતુ તેમનું સંગીત ધનોપાર્જનમાટે હોવાથી અને તેમના સંગીતમાં મનોમયતા તથા પ્રાણમયતાનો સર્વથા અભાવ હોવાથી જો માધવીના સંગીતનું ગૌરવ તથા મહત્ત્વ તેમના સંગીતમાં ન હોય તો તે સર્વથા સ્વાભાવિક હતું. સારાંશ કે, માધવીના ગાનમાં પ્રાણમયતા હોવાથી

જહાંગીર પોતે પણ તેના સંગીતના શ્રવણથી અત્યંત પ્રસન્ન થયો. તેણે એ સમય સૂધીમાં અસંખ્ય ગાયિકાઓનાં સંગીત સાંભળ્યાં હતાં, પરંતુ આજનાં જેવી પ્રસન્નતા, મુગ્ધતા તથા હૃદયની તલ્લીનતાનો તેને અનુભવ થયો નહોતો. માધવીનું સંગીત ચાલતું હતું તે વેળાયે સર્વ શ્રોતૃજનો સ્તંભિત, નીરવ તથા કાષ્ઠપુત્તલિકા સમાન નિશ્ચેષ્ટ થઇને બેસી રહ્યાં હતાં; કારણ કે, તેમનાં મન, પ્રાણ તથા હૃદયની માધવીના સંગીતમાં જ એકાગ્રતા થઇ ગઇ હતી.

માધવીના ઉક્ત સંગીતની સમાપ્તિ થતાં જહાંગીર તેમજ તેના સર્વ અમીરોના મુખમાંથી વાહવાહનો જે ગંભીર ધ્વનિ નીકળ્યો તે અવર્ણનીય હતો; કારણ કે, તેમાં પણ માધવીના સંગીત પ્રમાણે જ મનોમયતા તથા પ્રાણમયતા સમાયલી હતી. ધન્યવાદદર્શક એ ધ્વનિનો લય થતાં જહાંગીર માધવીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે:—

" ગૌહરુન્નિસા, વાસ્તવિકતાથી જો કહેવામાં આવે, તો તારી સંગીતકળા કેવળ અદ્વિતીય નહિ, કિન્તુ સ્વર્ગીય હોવાથી અનુપમ છે અને તેટલામાટે તારા સંગીતના શ્રવણથી અમારા હૃદયસમુદ્રમાં આનંદની જે ઉત્તુંગ લહરીઓ ઉછળવા લાગી છે તે પણ સર્વથા અવર્ણનીય જ છે. તારા સંગીતકૌશલ્યને જોતાં સ્પષ્ટ અનુમાન કરી શકાય છે કે તારૂં નૃત્યકૌશલ્ય પણ અવશ્ય અલૌકિક હોવું જોઇએ અને તેથી જો તારા નૃત્યકૌશલ્યના દર્શનથી અમારાં નેત્રોને કૃતાર્થ થવાનો પ્રસંગ તું પ્રાપ્ત કરાવી આપીશ, તો અમારાપર તારો અતિશય ઉપકાર થશે. "

" આ દીન કિંકરીનું એવું ભાગ્ય ક્યાંથી કે તે ભાગ્યને

શહનશાહે આલમના હૃદયમાં આનન્દ ઉપજાવીને પ્રસન્ન કરવાના તથા તેમની કૃપાને મેળવવાના ભાગ્યની પ્રાપ્તિ થાય? ખરેખર આજે મારા નારીજન્મની તેમજ મારા કળાકૌશલ્યની સાર્થકતા થઇ છે અને તેથી હું મને પોતાને અતિશય ભાગ્યવતી માનું છું." માધવીએ આવી રીતે અત્યંત નમ્રતા તથા વિનય દર્શાવીને સભામાં પોતાના નૃત્યકૌશલ્યને દર્શાવવાના કાર્યનો આરંભ કરી દીધો.

માધવીએ યથાનુક્રમ લાસ્ય તથા તાંડવ નામક ઉભય પ્રકારનાં નૃત્યો તથા તેમના કેટલાક અન્ય સ્વરૂપભેદોનું અભિનય સહિત દર્શન કરાવ્યું અને તેના નિરીક્ષણથી તો જહાંગીર આદિ પ્રેક્ષકો વળી એટલી સીમા પર્યન્ત આશ્ચર્યચકિત અને મુગ્ધ થઇ ગયા કે તેમના મનમાં 'ઇન્દ્રની રંભા અને મેનકા આદિ અપ્સરાઓ પણ નૃત્યકળામાં આવું કૌશલ્ય ધરાવતી હશે કે કેમ?' એવા પ્રશ્નનો ઉદ્ભવ થવા લાગ્યો. જહાંગીરની પ્રસન્નતાની પરિસીમા થતાં માધવીના નૃત્યની સમાપ્તિ પછી તે પોતાની પ્રસન્નતાને દર્શાવતો કહેવા લાગ્યો કેઃ—

"ગૌહરુન્નિસા, બાદશાહોની પ્રસન્નતાનું જો કાંઇ પણ લાભદાયક પરિણામ ન થાય, તો તે પ્રસન્નતા નિરર્થક મનાય છે અને એક કંગાલ માણસની પ્રસન્નતા તથા બાદશાહની પ્રસન્નતામાં કશો પણ ભેદ રહેતો નથી. અર્થાત્ મારી અત્યારની પ્રસન્નતાના પરિણામ તરીકે તારી જે કાંઇ પણ માગવાની ઇચ્છા હોય તે વસ્તુ માગી લે અને જો, કે પ્રતાપી અકબરનો પુત્ર જહાંગીર આવા પ્રસંગે પોતાની ઉદારતાને કેટલી સીમાપર્યન્ત દર્શાવી શકે છે; કારણ કે, બાદશાહોના અનેક સદ્ગુણોમાંનો એક સદ્ગુણ ઉદારતા છે."

જહાંગીરનાં આ વાક્યો સાંભળી માધવી કરદ્વય જોડીને અતિશય વિનય દર્શાવતી કહેવા લાગી કે: "હાતમદિલ શહનશાહ, આપના ભંડારમાં વસુની વિપુલતા હોવાથી અને વસુધાના આપ વલ્લભ હોવાથી અત્યારે ધન કે ભૂમિ આદિ હું જે કાંઇ પણ માગીશ તે મને અવશ્ય મળી શકશે, એવો મારો દૃઢ નિશ્ચય છે; કારણ કે, હજરત સલામતની ઉદારતામાં મારો સંપૂર્ણ વિશ્વાસ છે. પરંતુ મારા હૃદયમાં વસુ તથા વસુધા આદિ વસ્તુઓનો લેશ માત્ર પણ લોભ ન હોવાથી અને એ વસ્તુઓની મને આવશ્યકતા ન હોવાથી મારે એ વસ્તુઓ માગવાની જ નથી. મારે આપ પાસેથી આજે એક એવી વસ્તુ માગવાની છે કે જેની આપથી કે અન્ય કોઇથી કશી પણ કલ્પના કરી શકાય તેમ નથી; છતાં તે મારી ઇચ્છિત વસ્તુના દાનનું જો આપ વચન આપવાને તૈયાર હો, તો પછી જ હું તે વસ્તુનું નામ દર્શાવીશ; કારણ કે, નહિ તો સોનાના જાળને પાણીમાં નાખ્યા જેવું થાય તેવા પ્રસંગને આવવા દેવાનો મારો મનોભાવ નથી."

"મારી શહનશાહત અને મારી રાજધાનીની શોભા, ભય તથા સંકોચને ત્યાગી દે અને જે કાંઇ પણ માગવું હોય તે માગી લે: કારણ કે, મેં આજે તારી જે કાંઇ પણ ઇચ્છા હોય તે ઇચ્છાને પૂર્ણ કરવાની મારા મનમાં પ્રતિજ્ઞા કરી લીધી છે. જો તારી આ મસ્નદપર વિરાજવાની આકાંક્ષા હોય, તો આ મસ્નદ પણ તારી છે, એમ જ તારે સમજી લેવાનું છે." જહાંગીરે પોતાની ઉદારતાની પરિસીમા કરી બતાવી.

જહાંગીરના વચન તથા ઔદાર્યમાં માધવીનો વિશ્વાસ બંધાઈ જતાં તેણે અત્યંત નમ્રતાનો ભાવ દર્શાવીને કહ્યું કે: "જહાંપનાહ,

આપની મસ્નદ આપને મુબારક થાય અને આપ આ મસ્નદની શોભાને અનન્ત કાળ પર્યન્ત વધારતા રહો, એ જ મારી વાંચ્છના છે. મારી આપનાં ચરણોમાં માત્ર એટલી જ પ્રાર્થના છે કે મને મારા ધર્મની અને મારી પવિત્રતાની રક્ષાની ભિક્ષા આપો એટલે હું મને વિશ્વનું સામ્રાજ્ય મળેલું માનીશ અને આપને તથા આપના વિશાળ પરિવારને નિરંતર આશીર્વાદ આપતી રહીશ."

"ગૌહરુન્નિસા, તારા આશયને હું યથાર્થ સ્વરૂપમાં સમજી શકતો નથી એટલામાટે સ્પષ્ટ શબ્દોમાં મને સમજાવ કે તારી ભાવના શી છે ?" જહાંગીરે તેના આશયને ન સમજી શકવાથી કહ્યું.

"શાહે આલમ, આ કિંકરી આપ તેને અત્યારે જેવા વેષમાં જોઈ રહ્યા છો તેવી વારાંગના અથવા તવાયફ નથી; કિન્તુ સિન્ધુદેશવાસિની એક બ્રહ્મકુમારી અથવા બ્રાહ્મણકન્યા છે અને એક આર્ય બાલવિધવા છે. મારા દુર્ભાગ્યની પ્રબળતાથી મારે નિરુપાય થઇને સંયોગવશાત્ આ અધમ વ્યવસાયને સ્વીકારવો પડ્યો છે ખરો; પરંતુ અદ્યાપિ મારા શરીરને કોઇ પણ પરપુરુષના હસ્તનો સ્પર્શ થયો નથી અને ભવિષ્યમાં પણ ધર્મ તથા પવિત્રતાનો વિક્રય કરવાની મારી ઇચ્છા નથી; એટલામાટે હજરત સલામતનાં ચરણોમાં વિનીત ભાવથી મારી એટલી જ અભ્યર્થના છે કે આપના સામ્રાજ્યમાં મારાપર કોઇ પણ પુરુષ અત્યાચાર કરીને મારા ધર્મનો નાશ ન કરી શકે અને મારી પવિત્રતાની ચિરરક્ષા થાય એવો આપ કૃપા કરીને પ્રબંધ કરી આપો. જો આપની સહાયતાથી મારા ધર્મની રક્ષા થતી રહેશે તો આ કિંકરી નિરંતર આપનાં ગુણગાન ગાતી રહેશે અને જ્યારે

આપની ઇચ્છા થશે ત્યારે સંગીતથી આપના મનોરંજનમાટે આપની સેવામાં આવીને ઉપસ્થિત થઇ જશે." આર્યવિધવા માધવીએ જહાંગીર પાસેથી પોતાના ધર્મની રક્ષાના પ્રબંધની ભિક્ષા માગતાં આ પ્રમાણેનાં વાક્યો ઉચ્ચાર્યાં.

"જો તું બ્રાહ્મણકન્યા હોય, તો તારૂં નામ ગૌહરુન્નિસા ન હોવું જોઇએ." જહાંગીરે તેના નામના વિષયમાં સંશય દર્શાવ્યો.

"સત્ય છે; ગૌહરુન્નિસા આ વ્યવસાયમાં પડ્યા પછી મને અપાયલું બીજું નામ છે; કારણ કે, આ નારીશરીરનું સત્ય નામ તો માધવી છે." માધવીએ પોતાના સત્ય નામનો પ્રકાશ કરી બતાવ્યો.

માધવીના જીવનના આ ભેદને જાણીને જહાંગીર તથા તેના અમીરો આશ્ચર્યચકિત થઇ ગયા; માત્ર એટલું જ નહિ, પણ પડદા પાછળ બેઠેલી નુરજહાન તથા લયલાના આશ્ચર્યનો પણ એથી અવધિ થઇ ગયો; કારણ કે, જમીલાએ નુરજહાનને પણ માધવીના આ ભેદની કથા સંભળાવી નહોતી. જો કે માધવીની પૂર્વકથાના શ્રવણની લાલસાનો જહાંગીરના હૃદયમાં ઉદ્ભવ થયો હતો; છતાં તત્કાળ વિષયાન્તર ન કરવાના ઉદ્દેશથી પોતાની લાલસાને હાલ તરત દબાવી રાખીને તે માર્દવ તથા વાત્સલ્યને દર્શાવતો માયાળુતાથી માધવીને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"માધવી, દુર્ભાગ્યની પ્રબળતાથી, ઇચ્છાથી કે અનિચ્છાથી તેં અત્યારે જે-વ્યવસાયને સ્વીકાર્યો છે; તેના મધ્યમાં રહીને પોતાના ધર્મની તથા પોતાની પવિત્રતાની રક્ષા કરવી એ કાર્ય તારા જેવી ભુવનમોહિની નવયૌવના સુંદરીમાટે કેવળ કઠિન જ

નહિ, કિન્તુ સર્વથા અશક્ય છે; એવી મારી માન્યતા છે;” છતાં પણ જો તારામાં પોતાના ધર્મ તથા પોતાની પવિત્રતાને સુરક્ષિત રાખવાથી શક્તિ હોય; તો તેથી મારા જેટલો સન્તોષ કોઇના પણ હૃદયમાં થવાની સંભાવના નથી. હું તને વચન આપું છું કે હું પોતે, મારો કોઇ પણ વંશજ તેમજ મારા અમીરો અને મારા સામ્રાજ્યમાંના પ્રજાજનોમાંથી કોઈ પણ પુરુષ તારા ધર્મરક્ષણના માર્ગમાં વિઘ્ન લાવવાનો પ્રયત્ન કરશે નહિ; અને જો કોઈ દુર્ભાગી મનુષ્ય તેવો પ્રયત્ન કરશે, તો તેના તે અપરાધનો યથોચિત દંડ તેને અપાશે. હું પાક પરવરદિગાર, ખુદાના પાક પયગંબર અને કુરાન શરીફને સાક્ષી રાખી આ શબ્દો ઉચ્ચારૂં છું એટલે મારૂં આ વચન કદાપિ મિથ્યા થવાનું નથી.” આ પ્રમાણેનું અભયવચન આપીને જહાંગીરે માધવીને એક ગાન ગાવાની સૂચના કરી.

બાદશાહ જહાંગીરનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનીને માધવીએ પુનઃ એક ગાન ગાયું અને એ ગાનમાં આધ્યાત્મિકતા સમાયલી હોવાથી જહાંગીરના હૃદયમાં માધવી વિષયક માનની વૃદ્ધિ થવા લાગી અને તે આનન્દથી ડોલવા લાગ્યો. બાદશાહે માધવીને ઇશ્વર તથા ધર્મની સાક્ષીથી આપેલા અભયવચનને સાંભળી સભામાં વિરાજેલા અમીરો સ્તંભિત થઈ ગયા અને અને આશ્ચર્યવિસ્ફારિત નયનોવડે એકબીજાનાં મુખોને જોવા લાગ્યા; કારણ કે, અત્યાર સુધીમાં કોઇ વારાંગનાના મુખથી ધર્મ-રક્ષાની ભિક્ષાની ઘટના તેમના જોવામાં તો નહોતી જ આવી, પણ સાંભળવામાં પણ નહોતી આવી. અર્થાત્ એથી જો તેમના હૃદયમાં આશ્ચર્ય થાય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ ન કહી

શાહ્ના. માધવીના દ્વિતીય ગાનના અન્તથી અત્યન્ત સંતુષ્ટ થઇને જહાંગીરે કહ્યું કે:—

"માધવી, તારા સુકોમળ શરીરને નૃત્યથી અત્યંત પરિશ્રમ થયેલો હોવાથી કેવળ અત્યારને માટે જ નહિ; કિન્તુ અત્યારથી સદાને માટે તારા ગાવાના પરિશ્રમની સમાપ્તિ કરી દે; કારણ કે, તારે નિર્વાહમાટે પણ ભવિષ્યમાં વારાંગનાના વ્યવસાયને વળગી રહેવું ન પડે એટલામાટે હું તને તારા ધર્મની રક્ષાના વચન ઉપરાંત પુરસ્કાર તરીકે એક લાખ સોનામોહોર આપું છું અને જો કોઇ વાર વિશેષ ધનની આવશ્યકતા હોય, તો મારી પાસે આવતાં તને જેટલું જોઇતું હશે તેટલું ધન રાજભંડારમાંથી મળી શકશે. તારી ધર્મને રક્ષવાની દઢતમ ભાવના હોવાથી તારા હૃદયમાં કોઈ પણ પ્રકારની નિરાશા અને તારા શરીરમાં ક્લાન્તિનો આઘાત થાય એવી મારી ઇચ્છા નથી."

"ગરીબપરવર અને રહમદિલ શાહનશાહ, મારા હૃદયમાં નિરાશાનો જે આઘાત થયો છે અને તેના યોગે મારા હૃદયમાં જે વ્રણ પડી ગયો છે તે વ્રણ આ જીવનકાળમાં રૂઝાશે કે નહિ, એનો અત્યારે મારાથી કશો પણ નિશ્ચય કરી શકાતો નથી; તથાપિ આ પુરસ્કારથી મારી નિર્વાહ વિષયક ચિન્તા ટળી ગયેલી હોવાથી હું શાહનશાહની આજ્ઞાને માનપૂર્વક મસ્તકે ચઢાવીને શપથપૂર્વક કહું છું કે અત્યારના ક્ષણથી હું નૃત્ય તથા સંગીતના વ્યવસાયથી દૂર થઇશ અને તેથી આજનો મારા નૃત્ય તથા સંગીતનો સમારંભ જેમ પ્રાથમિક છે તેમજ અંતિમ છે, એમજ આપે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે." માધવીએ ભવિષ્યમાં નૃત્ય તથા ગાન ન કરવાની સમ્રાટ્ સમક્ષ પ્રતિજ્ઞા કરી લીધી.

માધવીની ધર્મરક્ષાનો વિષય આટલી સીમાપર્યન્ત ચર્ચાયો અને તેનું આ પ્રમાણેનું પરિણામ આવ્યું, તો પણ સભામાં જે કેટલાક વિલાસી અને માધવીના યૌવનઉપવનમાં વિહરવાની તથા તેના સૌન્દર્યસુમનના સુગંધને ઉપભોગવાની લાલસામાં લપટાયલા અમીરો બેઠા હતા તેઓ તો પોતાના મનમાં એમ જ ધારવા લાગ્યા કે: 'માધવીએ પોતાના ધર્મની રક્ષાનો વિષય ચર્ચ્યો છે તે કેવળ રસિકતાને વધારવામાટે જ; કારણ કે, વસ્તુતઃ આવી સર્વાંગસુન્દરી અને યૌવનમદમત્તા વારાંગના પોતાના આવા લાભદાયક વ્યવસાયને તેમજ નૈસર્ગિક વિકારની તૃપ્તિની લાલસાને ત્યાગી દે, એ કદાપિ ન માની શકાય તેવી અશક્ય તથા અસંભવનીય ઘટના છે. અર્થાત્ પોતાની કળાનું સર્વથી પ્રથમ બાદશાહ સલાતને દર્શન કરાવવાનો માધવીનો હઠ હોવાથી બાદશાહના માનને જાળવવામાટે આટલા દિવસ માધવીને નૃત્ય તથા ગાનથી આપણું મનોરંજન કરવા આપણે બોલાવતા નહોતા; પરંતુ આજે હવે બાદશાહ સમક્ષ એનો મુજરો થઇ ગયો છે એટલે હવે આવતી કાલથી જો આપણી ઇચ્છા હશે, તો એને આપણે આપણા પ્રાસાદોમાં બોલાવી શકીશું અને એના નૃત્યગાનના આનન્દ સાથે એના સૌન્દર્યના ઉપભોગના આનન્દને પણ લૂટી શકીશું. હવે આપણા પ્રાસાદોમાં આવવાની એનાથી આપણને કોઇ પણ રીતે ના પાડી શકાય તેમ નથી."

અમીરો આવી રીતે પોતાના મનમાં આશાપૂર્તિના પ્રાસાદો ચણવાના કાર્યમાં રોકાયલા હતા એવામાં જહાંગીરે પોતાના કોષાધ્યક્ષ અથવા ખજાનચીને આજ્ઞા આપી કે: "જે એક લાખ

સોનામોહોર આ માધવીને આપવાની છે તે અત્યારે જ જમીલા ખાતૂનના આવાસમાં પહોંચી જવી જોઇએ.” અને ત્યાર પછી તેણે પોતાના મુખ્ય સચિવ અથવા વજીરે આજમને આજ્ઞા સંભળાવી કે: “ મેં આ નર્તકી માધવીને જે વચન આપ્યું છે તે તમોએ સાંભળ્યું છે; અર્થાત્ આ નૃત્ય તથા ગાનનો વ્યવસાય કરવા છતાં જો આ યુવતી પોતાના ધર્મને અને પોતાની પવિત્રતાને રક્ષી શકે, તો પછી આ અબળાને આપણે સંસારમાંની એક અદ્વિતીય અબળા તરીકે ઓળખવી જોઇએ, એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી. જો આ માધવીના સ્થાનમાં કોઇ અન્ય યુવતી હોત અને તેણે આવી યાચના કરી હોત, તો તેની તે યાચનાને વ્યર્થ માનીને હું હાસ્યમાં જ ઉડાવી દેત; પણ આ બાળાને જોતાં મારો એવો દૃઢ વિશ્વાસ બંધાઇ ગયો છે કે એ અવશ્ય પોતાના ધર્મની અને પોતાની પવિત્રતાની રક્ષા કરી શકશે અને તેથી એની પ્રતિજ્ઞાપૂર્ત્તિના કાર્યમાં એને મારે યોગ્ય સહાયતા આપવી જ જોઇએ. આ કારણથી આવતી કાલે પ્રભાતમાં જ રાજધાનીમાં એવા આશયની મનાદી ફેરવી દો કે જે જાહેરાની ઇચ્છા હશે તો તેની સંમતિથી તેના સંગીતશ્રવણ તથા નૃત્યદર્શનના આનન્દને મેળવવાનો સર્વને અધિકાર છે; પરંતુ તેની ઇચ્છા ન હોવા છતાં જો કોઈ તેના સંગીતશ્રવણ તથા નૃત્યદર્શનમાટે તેના પર બળનો પ્રયોગ કરશે તેમ જ તેને ધનનો લોભ બતાવીને, બળથી દબાવીને અથવા અત્યાચાર આદિ અન્ય ઉપાયોવડે તેના ધર્મને ભ્રષ્ટ કરવાનો ઉદ્યોગ આદરશે, તો બાદશાહની એવી કઠિન આજ્ઞા છે કે તે પુરુષ બાદશાહનો પોતાનો પુત્ર હશે, તો પણ એ અપરાધમાટે તત્કાળ તેનો શિરચ્છેદ કરી નાખવામાં આવશે.

મારી આ આજ્ઞાનો રાજધાનીમાં પ્રચાર થયા પછી મારા સમસ્ત સામ્રાજ્યમાં પ્રચાર થવો જોઇએ, એનું વિસ્મરણ થવા ન દેશો."

"આવતી કાલેજ જહાંપનાહના હુકમની તામીલ થઇ જશે." વજીરે આ.જમ બાદશાહની આજ્ઞાને મસ્તકે ચઢાવીને બોલ્યો.

પરંતુ જહાંગીરની આ આજ્ઞાથી અન્ય અમીરોની માધવીના સૌન્દર્યના ઉપભોગની આશાપૂર્તિના પ્રાસાદો એકદમ ટૂટી પડ્યા અને ધરાશાયી થઇ ગયા; કારણ કે, હવે તેમનાથી માધવીપર કોઇ-પણ પ્રકારના બળનો પ્રયોગ કરી શકાય એવો તેમનામાટે એક પણ માર્ગ રહ્યો નહોતો. અસ્તુ: નકીબને બાદશાહનો સંકેત થતાં તેણે 'દરબાર બરખાસ્ત' એ બે શબ્દોનો ધ્વનિ કર્યો અને તે ધ્વનિને સાંભળતાં જ વજીર, ખજાનચી તથા અમીરો પોતાનાં આસનોપરથી ઉઠીને બાદશાહને નમન કરી ચાલતા થઇ ગયા; માત્ર એટલું જ નહિ; પણ જમીલાના સાજિન્દાઓ પણ ત્યાંથી ચાલ્યા ગયા; છતાં જમીલા અને માધવી ત્યાંથી ગઇ નહિ તેનું કારણ એ હતું કે બાદશાહની તાતારી બાંદીઓમાંની એક બાંદીએ તેમને થોડીવાર રોકાવાનો બાદશાહનો હુકમ ગુપ્ત સંકેતથી જણાવી દીધો હતો. જ્યારે દીવાનેખાસમાં બાદશાહ, તેની બાંદીઓ, જમીલા અને માધવી એટલી જ વ્યક્તિઓ અવશિષ્ટ રહી એટલે જહાંગીરે જમીલાને સંબોધીને ગાંભીર્યથી પૂછ્યું કે:—

"જમીલા ખાતૂન, આ માધવી તમારી દુખ્તર ન હોવા છતાં એને અત્યાર સુધી તમોએ પોતાની પુત્રી તરીકે ઓળખાવી છે એમાં અવશ્ય કાંઇ પણ ભેદ હોવો જોઇએ અને તેટલામાટે માધવી-ની પૂર્વકથા સાંભળવાની મારી ઇચ્છા અનિવાર્ય થઇ ગઈ છે. જો

હરકત ન હોય, તો મારી એ ઇચ્છાને પૂર્ણ કરવાની ઉદારતા દર્શાવશો ?"

"જો સરતાજની અનુમતિ હોય, તો આ ખાદિમાની પણ એ પવિત્ર યુવતીની જીવનકથા સાંભળવાની ઇચ્છા હોવાથી ખાદિમા નીચે આવે." નૂરજહાને પોતાની બેઠકમાંથી દીવાનેખાસમાં નીચે આવવામાટેની જહાંગીર પાસેથી આજ્ઞા માગી.

"અત્યારે અહીં કોઈ અન્ય પુરુષ ન હોવાથી મારી નૂર જો અહીં આવશે તો તેથી મારી ખુશીમાં ઔર વધારો થશે." જહાંગીરે નૂરજહાનને પોતાપાસે આવવામાટેની અનુમતિ અથવા આજ્ઞા આપી દીધી.

નૂરજહાન તથા લયલાના આવ્યા પછી માધવીએ જમીલાની આજ્ઞાથી હૃદયવેધક સ્વરૂપમાં પોતાની પૂર્વકથા ઇત્થંભૂત કહી સંભળાવી અને તેની કથાના શ્રવણથી નૂરજહાનના હૃદયમાં તેના વિશે થયેલા પૂજ્યભાવમાં સોગણો વધારો થઇ ગયો; કારણ કે, માધવીના આરંભથી અત્યારસુધીના જીવનમાં તેને જે પવિત્રતાનો સાક્ષાત્કાર થયો હતો તે પવિત્રતાનો અંશ માત્ર પણ પોતામાં તેને દેખાતો નહોતો. એ જ માધવીની પૂજ્યતાનું મુખ્ય અને પ્રબળ કારણ હતું. માધવીના વૃત્તાન્તને શાન્તિ તથા લક્ષપૂર્વક સાંભળી લીધા પછી જહાંગીરે જમીલાને સંબોધીને ગંભીરતાપૂર્વક કહ્યું કે:—

"જમીલા ખાતૂન, તમોએ તો અત્યાર સુધી આ માધવીને પોતાની શૌહરુન્નિસા નામની પુત્રી તરીકે ઓળખાવીને મને એના સત્ય ભેદ વિશે અંધકારમાં રાખ્યો હતો અને એના પોતાના વૃત્તાન્તથી તો એમજ જણાય છે કે એ તમારી પોતાની પુત્રી નથી

કિન્તુ પાલિતા પુત્રી છે; તો આ ભેદને મારાથી ગુપ્ત રાખવાનું કારણ શું હતું વારૂ ?"

"જહાંપનાહ, એ ભેદને આપથી ગુપ્ત રાખવાનું કારણ એટલું જ હતું કે જો આ માધવીને હું આપ સમક્ષ મારી પોતાની પુત્રી તરીકે ઓળખાવત નહિ, તો એ કી આપ સમક્ષ પોતાની નૃત્યકળા તથા સંગીતકળાનું પ્રથમ દર્શન કરાવીને આપ પાસેથી પોતાની પવિત્રતાની રક્ષાની ભિક્ષા મેળવવાની આકાંક્ષા કિંવા આશા આટલી શીઘ્રતાથી સફળ થઇ શકવાનો સંભવ હતો જ નહિ." જમીલાએ માધવીના ભેદને ગુપ્ત રાખવાનું કારણ વિનયપૂર્વક દર્શાવ્યું.

"ત્યારે તો માધવીની પવિત્રતા રક્ષાય તો સારૂં, એવી તમારી પોતાની પણ પ્રથમથી જ ઇચ્છા હતી અને તમો પોતે વારાંગના હોવા છતાં વેશ્યાવૃત્તિમાં એને લપટાવવાનો તમારો પ્રથમથી જ વિચાર નહોતો; એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે અને જો એમ જ હોય, તો તમારી આ પવિત્ર ભાવના તથા માધવી સાથેના તમારા આ પવિત્ર વ્યવહારમાટે તમોને લક્ષાવધિવાર ધન્યવાદ ઘટે છે; કારણ કે, વારાંગનાની આવી પવિત્ર ભાવના અને આવો પવિત્ર વ્યવહાર ભાગ્યે જ જોવામાં આવી શકે છે." જહાંગીરે જમીલાને તેની પવિત્ર ભાવનામાટે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપતાં આ પ્રમાણેના ઉદ્ગારો કાઢ્યા.

માધવીએ જહાંગીરને ઉદ્દેશીને કહ્યું કે: "ગરીબપરવર, આ જમીલા ખાતુને જેટલી લાગણીથી મારા ધર્મની અને મારી પવિત્રતાની અત્યાર સુધી રક્ષા કરી છે તેટલી લાગણીથી કોઇ પ્રતિષ્ઠિત

કુટુંબને ગૃહસ્થ પણ મારી પવિત્રતાની રક્ષા કરત કે કેમ, એની શંકા જ છે; માત્ર એટલું જ નહિ, પણ મારાપ્રતિ અત્યાર સુધી એમણે જે મમતા, સ્નેહ તથા વાત્સલ્યભાવ દર્શાવ્યાં છે, તે મારી જન્મદાત્રી માતાના વાત્સલ્યને પણ વિસરાવી દે તેવાં છે એટલે એમનો હું જેટલો ઉપકાર માનું અને એમનાપ્રતિ જેટલી પણ કૃતજ્ઞતા દર્શાવું તે અલ્પ જ થવાનો સંભવ છે. એમના અત્યાર સુધીના આચારવિચારના અનુભવથી મારો તો એવો જ નિશ્ચય થયો છે કે આગ્રામાં વારાંગના તરીકે વિખ્યાત હોવા છતાં જમીલા ખાતૂન એક સતી અને સાધ્વી નારી છે અને તેથી એમને વારાંગના તરીકે ઓળખનાર પુરુષો બુદ્ધિહીન છે, કુવિચારી છે."

"પરંતુ જમીલા ખાતૂન, મારા હૃદયમાં એનું અતિશય આશ્ચર્ય થાય છે કે આ માધવી તમારી પોતાની પુત્રી ન હોવા છતાં એની આકૃતિ તમારી આકૃતિ સાથે એટલી બધી મળતી આવે છે કે તેથી જાણે એ તમારી પોતાની સજીવન પ્રતિમા જ હોયની ! એવો જ ભાસ થયા કરે છે." નૂરજહાને જમીલા તથા માધવીના આકૃતિસામ્યનો સ્ફોટ કરીને આ શબ્દો ઉચ્ચાર્યા.

નૂરજહાનના આ શબ્દો સાંભળીને નૂરજહાનની તીવ્રતમ નિરીક્ષણશક્તિ તથા બુદ્ધિમત્તાનો જમીલાને નવીન અનુભવ થયો અને તેના હૃદયમાં એક એવા પ્રકારનો નૈસર્ગિક અનિવાર્ય આઘાત થયો કે તેના યોગે તેના મુખમંડળમાં ગંભીરતાની છટા આવી ગઈ, તેણે એક નિઃશ્વાસ નાખ્યો અને થોડી વાર વિચારમાં પડી જતાં મૌનનું અવલંબન કરી લીધું. ત્યાર પછી તે નૂરજહાનને સંબોધીને તે કહેવા લાગી કેઃ—

"બાદશાહ બેગમ, એક વાર માધવી પોતાના કેશકલાપને વ્યવસ્થિત કરતી એક વિશાળ દર્પણ સમક્ષ બેઠી હતી તેવામાં હું એની પાછળ જઇને ઊભી રહી અને દર્પણમાં અમો બન્નેનાં મુખમંડળોના પ્રતિબિંબોને જોઇને મને પોતાને પણ અમારી આકૃતિનું અકલ્પનીય સામ્ય દેખાતાં આવી જ રીતે આશ્ચર્ય થવા માંડયું હતું; પરંતુ એ પરમાત્માની અગમ્ય માયાનો જ એક ચમત્કાર હોવા જોઇએ; એથી વિશેષ એ સામ્યની અન્ય કલ્પના ત્યારથી અત્યાર સુધીમાં મારાથી કરી શકાઇ નથી. મારો માધવીમાં આટલી સીમાપર્યન્ત વાત્સલ્યભાવ બંધાયો છે તેનું કદાચિત્ એ કારણ પણ હોઇ શકે."

નૂરજહાને જમીલાના મુખમંડળમાં વ્યાપેલી ગંભીરતાની છટાનું તેમ જ તેના નિઃશ્વાસનું નિરીક્ષણ કરી લીધું હતું અને તેથી જમીલા સાથે માધવીના આકૃતિસામ્યનો કાંઇ પણ ગુપ્ત સંબંધ અથવા ભેદ હોવો જોઇએ, એવો તેના મનમાં સંપૂર્ણ સંશય આવ્યો હતો; તથાપિ નિશાનો આરંભ થઇ ચૂકેલો હોવાથી તેમ જ એ આકૃતિસામ્યના ભેદને જહાંગીર સમક્ષ જાણવાનો પ્રયત્ન કરતાં જમીલાના હૃદયમાં અધિક આઘાત થવાનો સંભવ હોવાથી જાણે જમીલાના ઉત્તરથી પોતાના મનનું સમાધાન થઇ ગયું હોયની! એ પ્રમાણેના ભાવને દર્શાવતાં નૂરજહાને કહ્યું કે:—

"ખરેખર કેટલીક વાર માયાના આવા વિલક્ષણ ચમત્કારો વિશે આપણાથી કશા પણ સંતોષકારક નિર્ણયપર આવી શકાતું નથી. અસ્તુ: અત્યારે રાત્રિનો આરંભ થઇ ચૂક્યો છે એટલામાટે તમારે વિનાકારણ અહીં વધારે વાર રોકાઈ રહેવાની આવશ્યકતા

નથી; કારણ કે માધવીને આજે અતિશય પરિશ્રમ થયેલો હોવાથી એ કોમળાંગી બાળાને વિશ્રાંતિનો ઉપભોગ હવે મળવો જ જોઇએ. જો તમો અહીંથી જવાની ઇચ્છા નહિ દર્શાવો તો બાદશાહ સલામત તો વાર્ત્તાના વિનોદમાં તમારી આખી રાત વીતાડી નાખશે; કારણ કે, એમને નિદ્રા બહુ જ ઓછી આવે છે."

"જે રાજા અથવા બાદશાહની પદવીને ધરાવનાર વ્યક્તિના શિરપર રાજ્યશકટને સુરક્ષિતતાથી ચલાવવાની અને પ્રજાને સંતાનવત્ પાળવાની ચિન્તાનો અસહ્ય ભાર આવી પડેલો હોય છે; તે ન્યાયપરાયણ અને પ્રજાવત્સલ રાજા અથવા બાદશાહને ગાઢ નિદ્રાનો ઉપભોગ ભાગ્યે જ મળી શકે છે અને તેથી જો આપણા પ્રજાપાલક બાદશાહ સલામતને બહુ જ ઓછી નિદ્રા આવતી હોય તો તે સ્વાભાવિક જ છે." માધવીએ જહાંગીરની અલ્પનિદ્રાને પ્રજાવાત્સલ્યના પરિણામ તરીકે સિદ્ધ કરી બતાવી.

જમીલા અને માધવી પોતાના આવાસપ્રતિ જવાને રવાના થઇ અને જહાંગીર તથા નૂરજહાન પોતાના ભોજનાલયમાં ગયાં. ત્યારે શું જમીલા તથા માધવીના આકૃતિસામ્યમાં કાંઇ ભેદ સમાયલો હતો ખરો કે? એ ભેદ હવે પછી આપણા જાણવામાં આવી શકશે.



# પ્રકરણ ૧૫ મું

## પવિત્રતાનો પ્રભાવ !

ખજાનચીને જહાંગીરે એક લાખ સોનામોહોરો તત્કાળ જમીલાના મકાનમાં પહોંચાડી દેવાનો સખ્ત હુકમ ફર્માવેલો હોવાથી ખજાનચીએ દીવાનેખાસમાંથી ખજાનામાં જઈને પોતાના માણસોને બોલાવી એક એક હજાર સોનામોહોરોની સો કોથળીઓ તેમનાં માથાંપર ચઢાવી દીધી અને દશ સૈનિકોની દેખરેખતળે તે કોથળીઓ જમીલાના મકાનમાં રાતોરાત પહોંચતી કરાવી દીધી. અર્ધરાત્રિ વીતી ગયા પછી ભોજનના તથા સુવર્ણમુદ્રાઓને વ્યવસ્થાપૂર્વક રખાવવાના કાર્યથી નિવૃત્ત થઈને સાધ્વીએ નિદ્રાધીન ન થતાં જમીલાને પોતાના કક્ષમાં બોલાવી અને તેને સંબોધીને અતિશય નમ્ર તથા વિવેકમયી વાણીથી કહેવા માંડયું કે:—

"મારાં ધર્મજનની, આપે સિંધુના જલપ્રવાહમાંથી મને બહાર કાઢીને મારા પ્રાણની રક્ષા કરી છે; પોતાની પુત્રી કરતાં પણ વિશેષ વાત્સલ્ય તથા સ્નેહાર્દ્રતાથી મારૂં પાલનપોષણ કર્યું છે; સર્વ સમયમાં મને સદુપદેશો આપ્યા છે; મારા જેવી એક અનાથિની અબળાપ્રતિ અગાધ દયાભાવ દર્શાવ્યો છે અને મારા વૈધવ્યધર્મને નિષ્કલંક તથા નિર્ભય રાખવાના કાર્યમાં મને સંપૂર્ણ સાહાય્ય આપ્યું છે; માત્ર એટલું જ નહિ, પણ આપના અનુગ્રહથી મને સંગીતકળા, નૃત્યકળા તથા અભિનયકળા જેવી વિશ્વમોહિની કળાઓની પ્રાપ્તિ થતાં તેમના યોગે આજે મારાથી બાદશાહના અનુગ્રહને મેળવવા ઉપરાંત લક્ષ્મીનું ઉપાર્જન પણ કરી શકાયું છે;

એટલે આપના આ અનન્ત ઉપકારોનો બદલો તો આ જીવનમાં વાળી શકાય તેમ છે જ નહિ. અસ્તુ: હું એક ચિરદુ:ખિની અને હતભાગિની અબળા હોવાથી અને તે સાથે સર્વથા નિરાધારા તથા નિરાશ્રયા હોવાથી જે વસ્તુને મેળવવાની મારાથી કદાપિ આશા રાખી શકાય તેમ નહોતું, તે મારા ધર્મની રક્ષારૂપ અલભ્ય વસ્તુની પણ મને પ્રાપ્તિ થઇ ચૂકી છે એટલે હવે આગ્રાનિવાસનો મારો જે ઉદ્દેશ હતો તે પૂર્ણ થયેલો હોવાથી જો આપની અનુમતિ હોય, તો આવતી કાલે જ મારા જીવનના એક પ્રધાન ઉદ્દેશની સિદ્ધિમાટે મારો અહીંથી પ્રયાણ કરી જવાનો દૃઢ નિશ્ચય થયેલો છે.”

ગંભીરતા તથા શાંતિપૂર્વક માધવીના એ ભાષણનું શ્રવણ કરીને જમીલાએ વિસ્ફારિત નયનોથી તેના મુખમંડળનું નિરીક્ષણ કરતાં કહ્યું કે: “માધવી, તારા આ કથનનો આશય શો છે, તે હું સમજી શકતી નથી અને તેથી તારો જે આશય હોય તે અધિક સ્પષ્ટ શબ્દોમાં કહી સંભળાવ.”

“મારા કથનનો આશય એટલો જ છે કે વેશ્યાવૃત્તિમાં અવતારને વીતાડવામાટે અથવા તો સંગીત તથા નૃત્યકળાથી ઉદર ભરવામાટે મારો જન્મ થયેલો નથી. અર્થાત્ મેં જે સંગીત, નૃત્ય તથા અભિનય આદિ કળાઓનો અભ્યાસ કર્યો હતો તે કેવળ એ કળાઓના યોગે બાદશાહને રીઝવીને બાદશાહના હસ્તથી મારી પવિત્રતાની રક્ષાનો પ્રબંધ કરાવી લેવાના ઉદ્દેશથી જ કર્યો હતો અને બાદશાહના અનુગ્રહથી મારા એ ઉદ્દેશની સિદ્ધિ થઇ ગયેલી હોવાથી હવે વધારે દિવસ આગ્રામાં વીતાડવાનું અને

મારા જીવનના પ્રધાન ઉદ્દેશની સિદ્ધિના કાર્યને અકારણ લંબાવવાનું શું પ્રયોજન છે વારૂ? આમાટે જ હું પ્રયાણની અનુમતિ માગું છું." માધવીએ પોતાના આશયને સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી બતાવ્યો.

માધવીના આશયને જાણી લઇને જમીલા તેને પ્રલોભન દર્શાવતી બોલી કે: "માધવી, આજે બાદશાહ જહાંગીરે તારો જેટલા પરિમાણમાં સત્કાર કર્યો છે, તારાપ્રતિ જેટલો સદ્ભાવ દર્શાવ્યો છે અને તને જેટલું પારિતોષિક આપ્યું છે; તેટલા સત્કાર, તેટલા સદ્ભાવ અને તેટલા પારિતોષિકની બાદશાહ પાસેથી અન્ય કોઈ પણ નર્ત્તકી કિંવા ગાયિકાને પ્રાપ્તિ થઈ નથી. તારૂં ભાગ્ય આવું ચમકતું હોવાથી અને શહનશાહની તારાપર પૂર્ણ કૃપા હોવાથી જો તું આગ્રામાં રહીને કેવળ નૃત્ય તથા સંગીતનો જ વ્યવસાય કરીશ, તો પણ તારાપર સુવર્ણમુદ્રાની એટલી બધી મૂષળધાર વૃષ્ટિ વર્ષતી રહેશે કે અલ્પ સમયમાં જ તારી ગણના કોટિપતિમાં થવા માંડશે અને મોટા મોટા અમીરો પણ તારી કળાઓની ભિક્ષા મેળવવામાટે તારા દ્વારમાં નિરંતર આવતા રહેશે."

પરંતુ જમીલાના એ વાદનો પ્રતિવાદ કરતી માધવી કહેવા લાગી કે: "આપનું કથન અક્ષરશઃ સત્ય છે; છતાં મારા હૃદયમાં લક્ષ્મીની લેશ માત્ર પણ લાલસા ન હોવાથી અને સંસારના અન્ય કોઈ પણ સુખને મેળવવાનો મારો મનોરથ ન હોવાથી આ નૃત્યગાનના વ્યવસાયને ચાલૂ રાખવાનો અને મારી ઇચ્છા વિરુદ્ધ વર્ત્તવાનો મારો મનોભાવ નથી."

"ત્યારે હવે પછી તારો પોતાના જીવનને કેવી સ્થિતિમાં

રહીને વીતાડવાનો વિચાર છે?" જમીલાએ ગંભીરતાથી પૂછ્યું.

એ પ્રશ્નનું ઉત્તર આપતાં માધવીએ ગંભીરતાથી જણાવ્યું કે: "મારી ધર્મમાતા, મારા અત્યારસુધીના જીવનનો ઇતિહાસ તો આપ જાણો જ છો અને તેથી મારા જીવનનો જે એક માત્ર ઉદ્દેશ છે તે આપથી અજ્ઞાત નથી. મારા તે ઉદ્દેશની સિદ્ધિમાટે મારો અહીંથી વિદાય થવાનો, પવિત્ર પુરી વારાણસી અથવા કાશીમાં નિવાસ કરીને સંન્યાસીઓમાટે પચાસ હજાર સોનામોહોરો ખર્ચીને એક વિશાળ ધર્મશાળા બંધાવવાનો અને ત્યાર પછી સંન્યાસિની થઇને સંસારથી અતીત જીવનને વીતાડવાનો દૃઢ નિશ્ચય થઇ ચૂક્યો છે. સારાંશ કે, સમ્રાટે મને જે એક લક્ષ સુવર્ણમુદ્રા આપી છે તેમાંથી પચાસ હજાર સુવર્ણમુદ્રા મારે લઇ જવાની છે અને બાકીની પચાસ હજાર સુવર્ણમુદ્રા હું આપનાં ચરણોમાં સમર્પું છું; કારણ કે, આપે મારાપર અનંત ઉપકારો કર્યા છે અને અત્યારે મને પરમાત્માએ સાધનો મેળવી આપ્યાં છે તો મારે આપની આટલી અલ્પ સેવા તો કરવી જ જોઇએ."

"પરંતુ ઇશ્વરની કૃપાથી મારો ધનભંડાર ભરપૂર હોવાથી મને તારી એ પચાસ હજાર સુવર્ણમુદ્રાની આવશ્યકતા નથી." જમીલાએ માધવીની ઉદારતાનો અસ્વીકાર કર્યો.

"આપને ધનનો લોભ પણ નથી અને ધનની આવશ્યકતા પણ નથી એ હું સારી રીતે જાણું છું; છતાં મારાપર અનુગ્રહ કરીને મારી આટલી ગુરુદક્ષિણાને સ્વીકારશો તો આપનો મારાપર મોટો ઉપકાર થશે. પરંતુ ધારો કે કોઇ પણ પ્રકારે મારી એ ગુરુ-દક્ષિણાને સ્વીકારવાની આપની ઇચ્છા ન જ હોય, તો મારી એ

પચાસ હજાર સુવર્ણમુદ્રાને હાલતરત અમાનત તરીકે આપની પાસે રાખો અને જ્યારે મને આવશ્યકતા પડે ત્યારે મારૂં પત્ર મળતાં મારી માગણી પ્રમાણેની રકમ એમાંથી મારાપર મોકલી આપજો. હું નથી ધારતી કે મારી આ પ્રાર્થનાનો પણ આપ અસ્વીકાર કરશો અને મને નિરાશાના સમુદ્રમાં નિમજ્જન કરાવશો." માધવીએ કાઇ પણ ઉપાયે પચાસ હજાર સુવર્ણમુદ્રા જમીલાને આપી જવાના ઉદ્દેશથી યુક્તિપૂર્વક અને પ્રાર્થનાના રૂપમાં આ શબ્દો ઉચ્ચાર્યા.

માધવીની આ પ્રાર્થનાનો અસ્વીકાર કરી શકાય તેમ ન હોવાથી જમીલાએ કહ્યું કે: "માધવી, તારી આ પ્રાર્થનાને સ્વીકારવાની અને તારી સંપત્તિને અમાનત તરીકે સંભાળવાની મારાથી ના પાડી શકાય તેમ નથી એટલે તને જોઇએ ત્યારે આવશ્યકતાનુસાર રકમ તું મારી પાસેથી મંગાવી લેજે. પણ હા, તારો અહીંથી ક્યારે કાશી જવામાટે પ્રયાણ કરવાનો વિચાર છે?"

"આવતી કાલે મારા પ્રવાસનો અને પચાસ હજાર સુવર્ણમુદ્રાને સુરક્ષિત રીતિથી લઇ જવાનો પ્રબંધ આપ કરી આપો એટલે એક પળ માત્રના પણ વિલંબ વિના મારો અહીંથી પ્રયાણ કરી જવાનો નિર્ધાર છે." માધવીએ કહ્યું.

અહીં જણાવવાની આવશ્યકતા છે કે જમીલા જો કે માધવીને આગ્રામાં પોતાપાસે રહેવાનો અને નૃત્ય તથા સંગીતના વ્યવસાયથી ધનોપાર્જન કરવાનો આગ્રહ કરી રહી હતી; પરંતુ વાસ્તવિકતાથી એમાં તેનો માધવીના હૃદયની પરીક્ષા કરી લેવાનો જ ઉદ્દેશ સમાયલો હોવાથી માધવીને જ્યારે તેણે પોતાના નિશ્ચયમાં હિમાચલ સમાન અચલ અને દૃઢ જોઇ એટલે તે મનમાં

માધવીની અતિશય પ્રશંસા કરવા લાગી અને તેની દૃઢતામાટે તેને કોટિશ: ધન્યવાદ આપવા લાગી. આ કારણથી કેટલીક વાર સુધી જમીલાને મૌનનું અવલંબન કરવું પડ્યું; કિન્તુ 'મારા આ મૌનથી માધવીના હૃદયમાં કાંઇ પણ સંશય આવશે તો ?' એવો પ્રશ્ન અચાનક તેના મનમાં ઉદ્‍ભવતાં તે પોતાના મૌનનો ભંગ કરીને બોલી કે:—

"માધવી, મારે જેટલો આગ્રહ કરવાનો હતો તેટલો આગ્રહ હું કરી ચૂકી છું; પરંતુ તારો કાશીનિવાસનો જ દૃઢતમ નિશ્ચય થયેલો છે; તો હવે તારા નિશ્ચયને ડગમગાવવાની મારી વાંછા નથી. મારો તને એ જ આશીર્વાદ છે કે તારી પવિત્રતા નિરંતર રક્ષાયલી રહે અને પરમાત્માની કૃપાથી તારા સર્વ ભદ્ર મનોરથો પૂર્ણ થાય. આવતી કાલે જ હું તને તારા પ્રવાસમાટેની અને પચાસ હજાર સુવર્ણમુદ્રાને કાશીમાં સુરક્ષિતતાથી પહોંચાડવામાટેની વ્યવસ્થા કરી આપીશ. અત્યારે હવે મધ્યરાત્રિનો સમય થવા આવ્યો છે એટલે તારા શયનમંદિરમાં જા, શય્યાનો આશ્રય લે. નિશ્ચિન્તતાથી નિદ્રાદેવીની ઉપાસના કર અને વિશ્રાંતિના યોગે તારા શારીરિક શ્રમનો પરિહાર થઇ જવા દે. આપણે પ્રભાતમાં પાછાં મળીશું."

"આ ઉપકારોનો બદલો મારાથી ક્યારે વાળી શકાશે ?" માધવીએ કૃતજ્ઞતા દર્શાવી.

માધવી તથા જમીલા પોતપોતાના શયનમંદિરમાં જવાની તૈયારીમાં હતી એટલામાં અચાનક એક એવી ઘટના બની કે જેના યોગે તેમની વિશ્રાંતિમાં બાધા આવી ગઈ અને ઉષ:કાળપર્યન્ત

તેમને પોતાનો સમય જાગરણમાં જ વીતાડવો પડ્યો. તે ઘટના આ હતી: એક દાસીએ આવીને જમીલાને એવા સમાચાર સંભળાવ્યા કે:—

"અમીર નૂરખાન પધાર્યા છે અને તેઓ અત્યારે જ આપને તથા ગૌહરુન્નિસાને મળવા માગે છે."

"આવી મધ્યરાત્રિની વેળાયે એવા કોઇ પણ અમીર કે રઇસને મળવાનો મારો વિચાર નથી. માતુશ્રીની ઇચ્છા હોય તો તેઓ એકલાં તેને પોતાના દર્શન તથા સંમેલનનો લાભ આપી શકે તેમ છે." જમીલા કાંઇ પણ બોલે તે પૂર્વે માધવીએ અધીરતાથી આ શબ્દો ઉચ્ચાર્યા અને તે સાથે તેણે પોતાના શયનમંદિરપ્રતિ જવા-માટે ચાલવા માંડ્યું.

પરંતુ એટલામાં તો જેણે પોતાનાં ચરણોથી મસ્તક પર્યન્ત કાળા રંગનો એક ઝભ્ભો ધારણ કરેલો હતો અને મસ્તકપર કાળો દુપટ્ટો બાંધીને મુખમંડળને પારદર્શક નકાબવડે ઢાંકેલું હતું એવી પુરુષ જેવી દેખાતી વ્યક્તિએ તે કક્ષના દ્વારમાં પ્રવેશ કર્યો અને તેણે અત્યંત ચપળતાથી માધવીના હસ્તને પોતાના હસ્તથી ઝાલીને કહ્યું કે.—

"માધવી, અત્યારે આ વ્યક્તિનું જમીલાને મળવામાટે નહિ, કિન્તુ તારા સાક્ષાત્કારમાટે જ આ સ્થાનમાં આગમન થયું છે; કારણ કે, તારી વાણીના શ્રવણથી મારાં શ્રવણોમાં, તારાં દર્શનથી મારાં નયનોમાં અને તારા હસ્તસ્પર્શથી મારા સમસ્ત દેહમાં જે પવિત્રતાનો આવિર્ભાવ થશે, તો મારો દૃઢ વિશ્વાસ છે

કે મારા પાપનું ક્ષાલન થઇ જશે અને નરકની ગર્તામાંથી મારો ઉદ્ધાર થશે."

આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ તે વ્યક્તિએ પોતાના ઝભ્ભા તથા દુપટ્ટાને તત્કાળ ઉતારી દૂર ફેંકી દીધા અને એ આવરણ દૂર થતાં તે વ્યક્તિનું જે સત્ય સ્વરૂપ માધવીના જોવામાં આવ્યું તેથી માધવીના આશ્ચર્યનો અવધિ થઇ ગયો: કારણ કે, તે વ્યક્તિ અન્ય કોઇ નહિ, પણ ભારતવર્ષની કર્ત્રી હર્ત્રી અને ભાગ્યવિધાત્રી વિશ્વવિખ્યાત બાદશાહ બેગમ અથવા બાદશાહ જહાંગીરની હૃદયેશ્વરી નૂરમહલ અથવા નૂરજહાન જ હતી.

મધ્યરાત્રિના સમયમાં 'દિલ્હીશ્વરો વા જગદીશ્વરો વા' મુગલ સમ્રાટ્ જહાંગીર જેના હાથના એક રમકડા જેવો હોવાથી જે ભારતવર્ષની સત્યસમ્રાજ્ઞી મનાતી હતી અને પૂર્વે જણાવ્યા પ્રમાણે પોતે ચિરયૌવના હોવાથી જેનો યૌવન તથા સૌન્દર્યવિષયક ગર્વ અદ્વિતીય કહેવાતો હતો તે બાદશાહ બેગમને પોતાપાસે આવેલી જોઇને અને તેના મુખમાંથી ઉપર્યુક્ત ગર્વરહિત, વિવેકયુક્ત અને નમ્રતાપૂર્ણ શબ્દો નીકળેલા સાંભળીને માધવી તથા જમીલા ઉભયના આશ્ચર્યનો અવધિ થઇ ગયો અને તેથી સ્તબ્ધતાનો આવિર્ભાવ થતાં તેમનાથી બીજું કાંઇ તો ન જ બોલી શકાયું, પરતુ તેની પદવી અનુસાર તેને સાધારણ આવકાર પણ ન આપી શકાયો. બુદ્ધિમતી નૂરજહાન તેમની વિસ્મતતા, આશ્ચર્યમયતા તથા સ્તબ્ધતાના આશયને તત્કાળ સમજી ગઇ અને તેથી તેમના આશ્ચર્યનિવારણનો પ્રયત્ન કરતી મૃદુ વાણીથી કહેવા લાગી કે:—

"જમીલા બાનૂ અને પવિત્રતાની સજીવન પ્રતિમા માધવી,

મારા અત્યારના અચાનક આગમનને જોઇને અને મારી અશ્રુતપૂર્વ નમ્રતાને નિહાળીને લેશ માત્ર પણ આશ્ચર્યચકિત થશો નહિ; કારણ કે, પવિત્રતા સમક્ષ સમસ્ત વિશ્વના સમ્રાટપદને ધરાવનારા મહાગર્વિષ્ઠ પુરુષોનાં મસ્તકો પણ અવનત થઇ જાય છે, તો પછી એકલા ભારતવર્ષના સમ્રાટ્‌ની પત્ની પોતાના ગર્વ તથા માનને ત્યાગી પવિત્રતાનાં ચરણોમાં પોતાના મસ્તકને નમાવવામાટે પવિત્રતાના મંદિરમાં આવી લાગે, એ તો એક સર્વથા સાધારણ અને સ્વાભાવિક ઘટના જ કહી શકાય." આટલી પ્રસ્તાવના કર્યા પછી નૂરજહાન એકલી માધવીને સંબોધીને કહેવા લાગી કે: "સાક્ષાત્ પવિત્રતા માધવી, જો મારી ઇચ્છા હોત, તો મારી પદવીના બળથી અત્યારે અથવા તો આવતી કાલે પ્રભાતમાં હું તને મારા મહાલયમાં બોલાવી શકત; પરંતુ હું અપવિત્રતા તથા ચારિત્ર્યહીનતાની ગર્ત્તામાં પછડાયલી હોવાથી સારી રીતે જાણું છું કે તારા જેવી પવિત્રચરિત્રા અને સતી સાધ્વી સુંદરીપર મારી એ સત્તા ચલાવવાનો મને કશો પણ અધિકાર નથી; કારણ કે, પરવરદિગારની સભામાં જે ગૌરવ પવિત્રતાનું છે તે ગૌરવ સમ્રાજ્ઞીપદ તથા આવી ક્ષણિક સત્તાનું નથી. તારા આજના સ્વાર્થત્યાગ તથા તારી આજની ધર્મરક્ષાની ભિક્ષાથી હું તને માનવી અબળા નહિ, પણ સુરસુન્દરી જ માનું છું અને તેથી ભક્તિભાવપૂર્વક તારાં પવિત્ર ચરણકમળમાં મારા ગર્વિષ્ઠ મસ્તકને નમાવું છું."

"પૂજ્ય સમ્રાજ્ઞી, આપના મુખથી આ મારી વધારે પડતી પ્રશંસા થાય છે અને મારી માન્યતા પ્રમાણે વિવેકનો અતિરેક થાય છે; કારણ કે, ગમેતેમ પણ આપ ભારતેશ્વરી છો અને હું

એક સાધારણ વિપ્રકન્યા તથા નિરાધાર વિધવા છું એટલે મારાં ચરણોમાં આપ મસ્તક નમાવો એ કોઇ પણ રીતે યોગ્ય આચરણ તો ન જ કહી શકાય. સમ્રાટ્ પાસેથી મારા ધર્મને રક્ષવાની ભિક્ષા માગીને મેં કોઇ એવું અલૌકિક કૃત્ય નથી કરી નાખ્યું કે જેથી હું મને પોતાને આટલા ગૌરવને પાત્ર માની શકું; કારણ કે, પોતાના ધર્મ તથા પોતાની પવિત્રતાને રક્ષવાનો જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત દૃઢ પ્રયત્ન કરવો એ પ્રત્યેક આર્યકુમારિકા, આર્યપત્ની તથા આર્યવિધવાનું સ્વાભાવિક કર્ત્તવ્ય હોવાથી એમાં આશ્ચર્ય જેવું કાંઇ છે જ નહિ. છતાં આપ શ્રીમતી ઉદારતા દર્શાવીને મારી આટલી સીમા પર્યન્ત પ્રશંસા કરો છો અને મારા ગૌરવને વધારો છો, એમાટે હું આપ શ્રીમતીનો ધન્યવાદપૂર્વક ઉપકાર માનું છું અને આશીર્વાદ આપું છું કે પરમાત્મા આપના રાજવૈભવ તથા સૌભાગ્યને અખંડ રાખે અને આપ શ્રીમતીના વરદ હસ્તથી મારા જેવી અનાથિની વિધવાઓના ધર્મની નિરન્તર રક્ષા થતી રહે." માધવીએ પોતાના વિવેકને દર્શાવીને નૂરજહાનને આશીર્વાદ આપ્યો.

"માધવી, અમૂલ્ય રત્ન પોતાના મૂલ્ય તથા ગારવને કદાચિત્ ન જાણતું હોય અથવા તો જાણવા છતાં તેમનો પ્રકાશ ન કરતું હોય, તો પણ અન્ય જનો તે રત્નના મૂલ્ય તથા ગૌરવને સારી રીતે જાણી શકે છે અને તેથી જ તે રત્નને પોતાના કંઠમાં ધારવામાટે મોટામોટા સમ્રાટો પણ નિરંતર તત્પર રહ્યા કરે છે. સારાંશ કે, તું પોતે પવિત્રતાની સાક્ષાત્ પ્રતિમા હોવાથી અને પવિત્રતા તારો જન્મસિદ્ધ સાધારણ ગુણ હોવાથી કદાચિત્ તારી પવિત્રતામાં તને પોતાને વિશેષ ગૌરવની ઝાંખી નહિ થતી હોય,

તથાપિ જે સુન્દરીઓને પોતાની પવિત્રતાને રક્ષવાના અને પવિત્રતાના પાલનથી સંસારમાં શ્રેષ્ઠ પદવીને મેળવવાના પ્રસંગો પ્રાપ્ત થવા છતાં એક કે બીજા ક્ષણિક પદાર્થના લોભને વશ થઈ જેમણે પોતાની પવિત્રતાનો ત્યાગ કરી દીધો છે અને જેઓ પોતાના પવિત્રતારૂપ રત્નને ખોઇને સદાને માટે કલંકિની થઇ ચૂકી છે તે ધર્મચ્યુત અબળાઓ પવિત્રતાના મૂલ્યને સારી રીતે જાણી શકે છે અને તેથી તેવી પવિત્ર પ્રમાદાનું ગૌરવ કરવાને નિરન્તર આતુર તથા તત્પર રહ્યા કરે છે. માધવી, તેં તો પતિસમાગમના સુખને અનુભવ્યું જ નહોતું અને બાલ્યાવસ્થામાં જ વિધવા થવાથી પતિસમાગમનું સુખ કેવું હોય છે એની તને યથાર્થ કલ્પના પણ નહોતી; છતાં પણ તું ચિરવૈધવ્યના પાલનમાં આટલી સીમા પર્યન્ત અચલ રહી શકી છે, એ તારા દૈવી ગુણનો જ પ્રભાવ છે અને તારા એ દૈવી ગુણને જોઈને મારા હૃદયમાં મારી પોતાની દુર્બળતા વિશે અતિશય ઘૃણા તથા તિરસ્કાર ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે; કારણ કે, મને પરવરદિગારની કૃપાથી એવા યોગ્યતમ સ્વામીની પ્રાપ્તિ થઈ હતી કે અત્યારે તેના શૌર્ય, વીરતા, ધર્મિષ્ઠતા તથા ઔદાર્ય આદિ ગુણોમાં તેની સમાનતા કરી શકે એવા પુરુષો આ ભારતવર્ષમાં બહુ જ સ્વલ્પ સંખ્યામાં મળી શકે તેમ છે. પરંતુ મારા સૌન્દર્યમાં લુબ્ધ થયેલા બાદશાહ જહાંગીરે મારા પતિનો ઘાત કરાવ્યો અને ત્યારપછી ત્રણ વર્ષ વૈધવ્યવ્રતના પાલનમાં અને જહાંગીરની ઇચ્છાને ધિક્કારવાના કાર્યમાં વીતાડવા છતાં અંતે મારાં આત્મીય જનોના આગ્રહથી અને પ્રતિહિંસાના ઉદ્દેશથી મેં ઇચ્છા ન હોવા છતાં જહાંગીરના પ્રેમનો સ્વીકાર કરી લીધો અને જહાંગીરના વિકારરૂપ પંકકુંડમાં ચોત્રીસ વર્ષની પ્રૌઢા-

વસ્થામાં મારી પવિત્રતાનું બલિદાન આપી દીધું. અત્યારે હવે સ્પષ્ટતાથી મારા જોવામાં આવી શકે છે કે જો મારી પવિત્રતાને મેં જાળવી રાખી હોત, તો મારા શાપથી જ મારા પતિના ઘાતક જહાંગીરનો અને તેના વંશનો તત્કાળ નાશ થઇ જાત અને તેથી પવિત્રતાનું બલિદાન આપી પતિની હત્યાનો બદલો લેવાનો મારો વિચાર પ્રમાદમૂલક અને અયોગ્ય હતો. અસ્તુઃ હવે પશ્ચાત્તાપ કરવાથી કશો પણ લાભ થાય તેમ નથી; કારણ કે, જેવી રીતે ચિતામાં બળીને ભસ્મીભૂત થયેલું મૃત શરીર પુનઃ સજીવન થઇ શકતું નથી તેવી જ રીતે નારીજાતિની એક વાર કલંકિત થયેલી પવિત્રતા પુનઃ મૃત્યુ પર્યન્ત કલંકહીન થઇ શકતી નથી એટલે હવે તો મારી પ્રતિહિંસાવિષયક પ્રતિજ્ઞાની મારે આ સ્થિતિમાં રહીને જ પૂર્ત્તિ કરવી પડશે; મારામાટે હવે પવિત્રતાનો માર્ગ રહ્યો નથી અને એથી મારા હૃદયમાં શોકનો જે સતત આઘાત થાય છે તે સર્વથા અસહ્ય છે. મારો તને એ જ આશીર્વાદ છે કે મારા જેવી તારી અવસ્થા ન થાય, તારી પવિત્રતા સદાને માટે નિષ્કલંક રહે અને યૌવનચક્રના આઘાતનું અનિષ્ટ પરિણામ તારે જીવનકાળમાં કદાપિ ભોગવવું ન પડે!" નૂરજહાને અતિશય ગંભીર આકૃતિ તથા ગંભીર વાણીથી માધવીની મહત્તા તથા પોતાની હીનતાનું નિરૂપણ કરતાં આ પ્રમાણેના ઉદ્દગારો કાઢ્યા.

"શ્રીમતી, આપના જન્મથી અત્યાર સુધીના કાળની આપની કથા આ મારાં ધર્મમાતાના મુખથી તેમજ મારી સખીઓની જિહ્વાથી જ્યારે મારા સાંભળવામાં આવી હતી ત્યારે બાદશાહ જહાંગીરની વિલાસપ્રિયતા, રૂપમુગ્ધતા તથા આપના પતિની તેમણે કરાવેલી નિર્દયતાપૂર્ણ હત્યા આદિનું વર્ણન સાંભળીને મારા

હૃદયમાં એવા ભયનો સંચાર થયો હતો કે જો મારા સૌન્દર્ય તથા મારા સંગીતકળાકૌશલ્ય આદિની વાર્ત્તા બાદશાહના સાંભળવામાં આવશે અને કદાચિત્ તેઓ મારામાં મુગ્ધ થશે અથવા તો તેમના કોઇ શાહજાદાની મારામાં કુદૃષ્ટિ થશે, તો કાં તો મારે આત્મહત્યાનો આશ્રય લેવો પડશે અને કાં તો પવિત્રતાને ત્યાગી અપવિત્રતાને આલિંગન આપવું પડશે; એટલે પછી મેં પ્રથમ મારી કળાનું બાદશાહને દર્શન કરાવી તેમની પાસેથી મારા ધર્મની રક્ષાની ભિક્ષા માગવાની યુક્તિ શોધી કાઢી. એમાં મારો એવો આશય સમાયલો હતો કે જો બાદશાહ મારી માગણી પ્રમાણે મારી પવિત્રતાને રક્ષવાનો પ્રબંધ કરી આપે, તો ઠીક; નહિ તો પછી આત્મહત્યા કરીને મરી જવું અને સંસારની સર્વ ચિન્તાઓથી મુક્ત થવું. જો કે મને એવી આશા નહોતી કે બાદશાહ મારી ઇચ્છા પ્રમાણેનો પ્રબંધ કરી આપશે અને તે ઉપરાંત લક્ષ સુવર્ણમુદ્રા આપવાની પણ ઉદારતા દર્શાવશે; તથાપિ બાદશાહે મારા પ્રતિ આટલી સીમાપર્યન્ત ઉદારતા દર્શાવી છે અને તે ખરેખર આશ્ચર્યનો વિષય છે; કારણ કે, જે જહાંગીરે આપની પ્રાપ્તિમાટે આપના સ્વામીને મરાવી નાખવા જેટલી ક્રૂરતા દર્શાવી હતી તે જ જહાંગીર એક આર્યવિધવાના ધર્મની રક્ષાના કાર્યમાં આટલી સીમાપર્યન્ત ઉદારતા દર્શાવે, એ આશ્ચર્ય નહિ તો બીજું શું વારુ ?"

માધવીના આ વિચારોને જાણ્યા પછી નૂરજહાને મુખમંડળમાં પૂર્વ કરતાં પણ વિશેષ ગાંભીર્યની છટાન લાવીને કહ્યું કે: "માધવી, જહાંગીરની આજની ઉદારતાથી મારા હૃદયમાં પણ અતિશય આશ્ચર્ય થાય છે અને 'મારા સંબંધમાં તેણે આટલી અને

આવી ઉદારતા શા કારણથી ન દર્શાવી ?' એ પ્રશ્ન ઉપસ્થિત થતાં મારી પ્રતિહિંસાનો પાવક ક્ષણે ક્ષણે વધારે અને વધારે વધતો જાય છે."

બાદશાહ બેગમ, આપના સંબંધમાં બાદશાહ સલામતે આવી ઉદારતા કેમ નહોતી દર્શાવી અને માધવીના ધર્મની રક્ષાનો પ્રબંધ કરી આપવાની ઉદારતા જહાંગીરે શા કારણથી દર્શાવી છે, એ પ્રશ્નોનાં સમાધાનકારક ઉત્તરો આપવાને અને પશ્ચાત્તાપના પાવકથી દગ્ધ થયેલા આપના હૃદયને શાંતિનો સ્પર્શ કરાવવાને હું તૈયાર છું, પરંતુ તેમાટે આપની આજ્ઞા મળવી જોઇએ." જમીલાએ નૂરજહાનના શોક તથા પશ્ચાત્તાપને વધતો જોઇને તેના સાંત્વનમાટે આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા.

"જમીલા ખાતૂન, તમારી સાથે હું અત્યાર સુધી બાદશાહ બેગમ તરીકે નહિ, પણ એક બહેન તરીકે જ વર્ત્તતી આવી છું અને તેથી તમારામાટે મારી આજ્ઞા કિંવા અનુમતિની આવશ્યક્તા હોય એવી મારી માન્યતા નથી." નૂરજહાને સરળ ભાવથી અનુમતિ દર્શાવી દીધી.

નૂરજહાનની અનુમતિ મળતાં જમીલા કહેવા લાગી કે: "જે વેળાયે આપ મેહરુન્નિસાના નામથી ઓળખાતાં હતાં અને શેરખાન સાથે આપના લગ્નસંબંધનું કોઇને સ્વપ્ન પણ નહોતું આવ્યું તે સમયમાં જ શાહજાદા સલીમ એટલે કે અત્યારના આપણા શાહ જહાંગીરનો આપમાં પ્રેમ બંધાયો હતો અને તેઓ આપને પોતાની બેગમ બનાવવાને તલસી રહ્યા હતા; પરંતુ એ શરીરસંબંધને યોગ્ય ન જાણીને મર્હૂમ અકબરશાહે શેરખાન સાથે

પરણાવીને આપને બંગાળામાં મોકલી દીધાં હતાં; માત્ર એટલું જ નહિ, પણ તે વેળાયે શાહજાદા સલીમસાથે શાદી કરવાની આપની ઇચ્છા પણ તીવ્ર હતી. આ કારણથી જ્યારે અકબરશાહનો સ્વર્ગવાસ થયો અને બાદશાહ તરીકેનો અધિકાર શાહજાદા સલીમના હાથમાં આવ્યો એટલે તેમણે પોતાના મનોભાવને સૌમ્ય ઉપચાર વ્યર્થ થતાં બળાત્કારથી સિદ્ધ કરી બતાવ્યો; એટલે કે શેરખાનની હત્યા થઈ અને બાદશાહનો સરદાર આપને આગ્રાના શાહીમહલમાં ઘસડી લાવ્યો. હવે આમાં જે પ્રશ્ન થાય છે તે એ જ કે, એક બાદશાહ તરીકે જહાંગીરશાહનું આ કૃત્ય યોગ્ય હતું કે કેમ? તો એના ઉત્તરમાં તો કોઇ પણ કહી શકે તેમ છે કે આપ બીજા પુરુષની પત્ની થવા પછી તે પુરુષની હત્યા કરાવવાનો અને બળાત્કારે આપને પોતાની બેગમ બનાવવાનો જહાંગીરશાહનો કશો પણ અધિકાર નહોતો અને બાદશાહ તરીકે તો તેમનું એ કૃત્ય સર્વથા ધિક્કાર તથા તિરસ્કારને જ પાત્ર હતું એમાં શંકા જેવું કાંઇ છે જ નહિ અને એ તેઓ પોતે પણ સારી રીતે જાણે છે; કારણ કે. પોતાના એ અપકૃત્યનો મારા સમક્ષ તેઓ અનેક વાર પશ્ચાત્તાપ કરી ચૂક્યા છે. આમાંથી બીજો પ્રશ્ન એ ઉદ્ભવે છે કે બાદશાહ હોવા છતાં આવો ઘોર અત્યાચાર કરીને તેમ જ ન્યાયને તિલાંજલિ આપીને જહાંગીરના મનમાં આપના પ્રેમોપભોગને મેળવવાની ઇચ્છા કેમ થઇ? તો એનું ઉત્તર એ છે કે જે વેળાયે શાહજાદા સલીમે જહાંગીર નામ ધારણ કરીને રાજમુકુટને પોતાના શિરપર તથા રાજદંડને પોતાના હસ્તમાં ધારણ કર્યો, તે વેળાયે તેમની અવસ્થા આડત્રીસ વર્ષથી પણ કાંઇક ઓછી હતી અને પુરુષની યૌવનાવસ્થાની સીમા ચાળીસ વર્ષની ગણાતી હોવાથી અને સ્ત્રી

કિંવા પુરુષના હસ્તથી યૌવનકાળમાં જ કેટલાંક અપકૃત્યો થવાની સંભાવના હોવાથી પ્રેમ તથા સત્તા નામક બે મદિરાના પાનથી ઉન્મત્ત થયેલા જહાંગીરના હસ્તથી જો આવો ઘોરતમ અત્યાચાર થયો હોય, તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઇ શકે વારુ? તે ઘટનાને આજે આઠ કે નવ વર્ષ જેટલો કાળ વીતી ગયો છે અને જહાંગીરશાહનો યૌવનમાંથી પ્રૌઢાવસ્થામાં પ્રવેશ થઇ ચૂક્યો છે; એટલું જ નહિ, પણ આપ જગજ્જ્યોતિ સુંદરીના સ્નેહના ઉપભોગથી તેમની સ્નેહક્ષુધા કિંવા સ્નેહપિપાસાનું એટલી સીમા પર્યન્ત નિવારણ થઇ ગયું છે કે હવે કોઇ પણ સુંદરીના સૌન્દર્યમાં તેમની દૃષ્ટિ મોહમુગ્ધ થાય એ ઘટના સર્વથા અશક્ય થઇ પડી છે અને તેથી જ માધવીના સંબંધમાં બાદશાહે આજે આટલી સીમા પર્યન્ત ઉદારતા દર્શાવીને પોતાના કીર્ત્તિરૂપ સુમનના સુગંધને ભારતવર્ષમાં સર્વત્ર પ્રસારી દીધો છે. સારાંશ કે, તમારા સંબંધમાં થયેલા જહાંગીરના અત્યાચારને અને માધવીના સંબંધમાં તેમણે દર્શાવેલી ઉદારતાને હું તો અમુક વિશિષ્ટ અવસ્થારૂપ પરિસ્થિતિનું જ પરિણામ માનું છું. આ સર્વ કારણોનો વિચાર કરતાં હવે આપ બાદશાહ સાથેના ગુપ્ત વૈરભાવને ત્યાગી તેમના અપરાધની તેમને ક્ષમા આપી પોતાના જીવનને શાંતિમાં જ વીતાડો, તો વધારે સારું, એવો મારો આપને નમ્રતાયુક્ત ઉપદેશ છે. પછી તો જેવો આપનો વિચાર; કારણ કે, આપના વિચારથી વિરુદ્ધ વર્ત્તવાની અને આપની આજ્ઞાનો અનાદર કરવાની મારી શક્તિ નથી. ઉપદેશ આપવો એ મારો ધર્મ છે અને તદનુસાર વર્ત્તવું કે ન વર્ત્તવું એ આપની ઇચ્છાને આધીન છે."

"ઠીક છે; આ વિષયનો આપણે કોઇ વાર એકાંતમાં શાંતિથી વિચાર કરીશું; કારણ કે, અત્યારે હું આ વિષયની ચર્ચા ચલાવવા-

માટે નહિ; પણ આ પવિત્રતાની પ્રતિમા માધવીની મારાથી કરી શકાય તેટલી સેવા કરવામાટે જ આવી છું એટલે અત્યારે તો મારા એ કાર્યની જ મારે સમાપ્તિ કરી લેવાની છે." આ પ્રમાણે જમીલાને ઉત્તર આપીને નૂરજહાન માધવીને સંબોધીને કહેવા લાગી કે: "માધવી, જે વેળાયે બાદશાહે તારા ધર્મને રક્ષવાનું વચન આપી એક લક્ષ સુવર્ણમુદ્રાના પારિતોષિકથી તારો સત્કાર કર્યો તે જ વેળાયે બીજી એક લક્ષ સુવર્ણમુદ્રા આપીને હું તારો ભિન્ન સત્કાર કરવાની હતી; પરંતુ પછીથી મારા મનમાં એવો વિચાર આવ્યો કે જો અમીરો આદિના દેખતાં હું તારો સત્કાર કરીશ, તો મારા હૃદયમાં તારી પવિત્રતા વિશે કેવા ઉચ્ચ વિચારો ઉદ્‌ભવેલા છે અને તેથી મારા કરતાં હું તને કેટલી સીમા પર્યન્ત શ્રેષ્ઠ અને પૂજ્ય માનું છું, એ મારા ભાવોને મારાથી વ્યક્ત કરી શકાશે નહિ; આ કારણથી તે વેળાયે તારો સત્કાર ન કરતાં અત્યારે હું તારાં ચરણોમાં આવીને ઉપસ્થિત થઈ છું." આમ કહીને નૂરજહાને પોતાના કંઠમાં ધારેલી મણિ તથા માણિક્યની એક મૂલ્યવતી માળાને ઉતારી લીધી અને તે માધવીના હસ્તમાં આપતાં તે કહેવા લાગી કે: "લે, પવિત્રતાની દેવી, લે: આ ક્ષુદ્ર ઉપહારને જો તારી ઇચ્છા હોય તો તારા કંઠમાં ધારી લે અને નહિ તો એને વેચીને એનું મૂલ્ય ઉપજાવવામાટે તારી પાસે રાખી લે; કારણ કે, એના વિક્રયથી તને બે લક્ષ સુવર્ણમુદ્રા મળી શકશે અને તે ધનના યોગે તારાથી મુક્ત હસ્તે દાન આપી શકાશે અને દીન જનોના આશીર્વાદરૂપ અક્ષય્ય ધનને મેળવી શકાશે; કારણ કે, તું કાશીમાં નિવાસ કરીને સંન્યાસીઓના નિવાસમાટે એક વિશાળ ધર્મશાળા બંધાવવા માગે છે અને ત્યાર પછી તું પોતે પણ સંન્યાસને સ્વીકારી સંન્યાસિની

થવાની છે, એ તારી ઇચ્છાને મેં બાજૂના ઓરડામાં ઊભી રહીને જાણી લીધી છે અને એથી તારામાંના મારા પૂજ્યભાવમાં વિશેષ વૃદ્ધિ થયેલી છે." આ શબ્દો ઉચ્ચારીને નૂરજહાને રત્નમાળાને માધવીનાં ચરણોમાં રાખી દીધી; માત્ર એટલું જ નહિ, પણ તેનાં ચરણોમાં મસ્તક નમાવી પ્રેમાશ્રુથી તેનાં ચરણોને આર્દ્ર કરી અશ્રુવર્ષણથી પોતાના પશ્ચાત્તાપના ભારને ન્યૂન કરવાનો યત્ન આદરવા લાગી.

એ ક્ષણે જ લયલાએ દ્વારમાં પ્રવેશ કર્યો અને નૂરજહાનનાં ચરણોમાં મસ્તક નમાવીને નમ્રતા તથા ગંભીરતાથી તે કહેવા લાગી કે: "માતા, મારી વ્હાલી અને મેહરબાન માતા, તારા અંતઃકરણમાં પવિત્રતા તથા ધર્મશીલતામાટે આટલી સીમા પર્યન્ત માન તથા આદરની લાગણી વસી રહેલી છે અને પોતાની પવિત્રતાને ખોઇ નાખવામાટે તારા હૃદયમાં પશ્ચાત્તાપનો આવો પ્રચંડ પાવક પ્રજળી રહ્યો છે, એની અત્યાર સુધી મારા મસ્તિષ્કમાં કલ્પના માત્ર પણ નહોતી અને તેથી જ તને લાગણીવગરની ધારીને મેં અનેક વાર તારા હૃદયને કટુવચનના બાણોથી વીંધવાનો પ્રયત્ન કર્યો છે તેમાટે હું તારી ક્ષમા યાચું છું અને બાદશાહ પાસેથી મારા પિતાની હત્યાનો બદલો લેવામાટેની તારી પ્રતિજ્ઞાને અવિચલ જોઇને તને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. મારો પ્રથમ પણ તને એ જ ઉપદેશ હતો અને અત્યારે પણ એ જ ઉપદેશ છે કે મુગલિયા ખાન્દાનરૂપ નૌકાને ખાનાખરાબીના ઊંડા મહાસાગરમાં ડુબાવી દીધા પછી જ શાંત થજે; તું પાપમાં પડી ચૂકી છે તો હવે પાપની સહાયતાથી જ વિજયને મેળવજે; કારણ કે. આપણા સ્વીકૃત કાર્યની પુણ્યની સહાયતાથી સિદ્ધિ થવાનો લેશ માત્ર પણ સંભવ

નથી. પ્રતિહિંસાના નિશ્ચયને ત્યાગી દેવામાટેનો જમીલા ખાતૂનનો ઉપદેશ મને યોગ્ય નથી લાગતો અને તેથી તને પણ એ ઉપદેશ સર્વથા અયોગ્ય લાગવો જ જોઇએ, એવી મારી દૃઢ માન્યતા છે."

"લયલા, શાંત થા; સમય આવતાં જે થવાનું હશે તે સર્વ થઇ રહેશે." નૂરજહાને સંતપ્ત લયલાને શાંત થવાની સૂચના આપી.

"ત્યારે હવે ચાલ મહાલયમાં; કારણ કે, રાત્રિના ત્રીજા પ્રહરનો અંત થવા આવ્યો છે અને અહીંથી પગે ચાલતાં આપણે બેગમમહલમાં પહોંચવાનું છે." લયલાએ પ્રયાણમાટે ઊતાવળ કરવાનું જણાવ્યું.

"ત્યારે શું આપ માતા અને પુત્રી પુરુષવેશમાં પગે ચાલતાં જ અહીં આવ્યાં છો ?" જમીલાએ આશ્ચર્યથી પૂછ્યું.

"કોઇના જાણવામાં ન આવી શકે એટલામાટે ગુપ્તવેશમાં પગે ચાલતાં આવવા વિના બીજો ઉપાય જ નહોતો. માત્ર બે વિશ્વાસપાત્ર ખાજાસરાને અમો સાથે લેતાં આવ્યાં છીએ અને તેઓ હથિયારબંધ છે એટલે ધાસ્તી જેવું કાંઇ પણ નથી." નૂરજહાને ઉત્તર આપ્યું.

નૂરજહાનને જવાની તૈયારી કરતી જોઇને માધવીએ રત્નમાળાને પોતાના ઉભય હસ્તમાં લઇ કૃતજ્ઞતાના ભાવથી કહ્યું કે: "બાદશાહ બેગમ આ અત્યંત મૂલ્યવતી રત્નમાળાને સ્વીકારવાની મારી ઇચ્છા નથી; કારણ કે, હું પોતે સંન્યાસિની થવાના નિશ્ચયપર આવેલી હોવાથી મારાથી આ રત્નમાળાને કંઠમાં ધારી શકાય તેમ નથી અને સંન્યાસિનીને વિશેષ ધનની આવશ્યકતા ન હોવાથી આ રત્નમાળાને વેચી નાખવાનો પ્રસંગ મને પ્રાપ્ત થવાનો સંભવ નથી

એટલે મારા અધિકારમાં રહેવાથી આ રત્નમાળાનો કશો પણ ઉપયોગ થવાનો નથી. આપના હૃદયમાં મારામાટે આટલી લાગણી વસી રહી છે અને પવિત્રતાના પ્રભાવને આપ આટલી સીમાપર્યંત પૂજ્ય માનો છો, એ જ મારામાટે સ્વર્ગીય ઉપહાર સમાન છે; કારણ કે, મારા જીવનનો ઉદ્દેશ પ્રેમપ્રાપ્તિ છે; સ્વાર્થસિદ્ધિ મારા જીવનનો ઉદ્દેશ હતો પણ નહિ, છે પણ નહિ અને ભવિષ્યમાં હોવાનો કિંવા થવાનો પણ નથી. પ્રાયઃ સ્વાર્થસિદ્ધિમાટે જ સાંસારિક જનો બહુધા મિત્રતા કિંવા પ્રેમનો સંબંધ સાંધી લે છે; પરંતુ એવા લોકોનો પ્રેમ જ્યાંસુધી સ્વાર્થની સિદ્ધિ નથી થતી ત્યાં સુધી જ વધતો દેખાય છે એટલે કે સ્વાર્થની સિદ્ધિ થતાં તેમના તે પ્રેમનો લય થતો જાય છે અને એથી વિપરીત સજ્જનોનો પ્રેમ આરંભમાં અલ્પ હોવા છતાં જેમ જેમ ક્રમશઃ ભાવોની સમાનતા થતી જાય છે તેમ તેમ વિશેષ અને વિશેષ વૃદ્ધિંગત થતો જાય છે. સારાંશ કે આપણા ભાવોની સમાનતા હોવાથી આપણો આજે આરંભાયલો પ્રેમ સંયોગ કે વિયોગમાં વધતો જ રહેશે, એ આપે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે. આ ઉપહાર કિંવા પારિતોષિકથી જ પ્રેમવૃદ્ધિ થવાની નથી એટલામાટે કૃપા કરીને આ રત્નમાળાને આપના અધિકારમાં જ રહેવા દ્યો અને મારામાં આપનો જે પ્રેમ છે તેને વધારવાતા પ્રયત્નમાં તલ્લીન રહો."

"માધવી, તારૂં કથન અક્ષરશઃ સત્ય છે; પરંતુ એક વાર ઉપહાર કિંવા પારિતોષિક તરીકે અપાયલી વસ્તુ કદાપિ પાછી લઇ શકાતી નથી એટલામાટે તારી આ ઇચ્છાને નિરુપાયવશાત્ મારાથી માન આપી શકાતું નથી અને તેથી હું તારી ક્ષમા યાચું છું. જો

તને આ રત્નમાળાની આવશ્યક્તા ન હોય તો આને વેચી આનું જે મૂલ્ય ઉપજે તેનો પરોપકાર તથા સાધુસેવાના કાર્યમાં વ્યય કરી નાખજે કે જેથી તે પુણ્યનો કિંચિદ્ અંશ પરોક્ષતાથી મારા ભાગમાં પણ આવી શકે; કારણ કે, જેનું અન્ન તથા ધન હોય છે તેને પુણ્યનો અંશ મળ્યા વિના રહેતો જ નથી. ધનની સત્ય સાર્થક્તા તો આ જ છે." નૂરજહાને સબળ કારણ દર્શાવીને રત્નમાળાને પાછી લેવામાટેની ચોખ્ખી ના પાડી દીધી.

"અસ્તુ; ત્યારે આપ શ્રીમતીની શુભ વાંછા ફળીભૂત થાઓ." આ શબ્દોના ઉચ્ચારથી માધવીએ રત્નમાળાનો સ્વીકાર કરી લીધો અને જમીલાને સંબોધીને કહ્યું કે: "ધર્મજનની, આ રત્નમાળાને પણ અત્યારે આપ પોતા પાસે રાખજો અને જ્યારે મારો સંદેશ આપને મળે ત્યારે આ રત્નમાળાને વેચી મને જોઇતું ધન મારાપર મોકલી આપજો; કારણ કે, પ્રવાસમાં મારાથી આવી મૂલ્યવતી વસ્તુને સંભાળી શકાય તેમ નથી તેમ જ આવશ્યક્તાની વેળાયે એ વસ્તુને વેચવાનું પણ મારામાં કૌશલ્ય કિંવા સામર્થ્ય નથી, એ તો આપ જાણો જ છો."

જમીલાએ રત્નમાળાને સંભાળવાનો ભાર પોતાના શિરપર ધારી લીધો અને ત્યારપછી નુરજહાન તથા તેની વીરપુત્રી લયલા માધવીને નમન કરીને બેગમમહલમાં જવામાટે ત્યાંથી રવાના થઇ ગઈ. નૂરજહાન તથા લયલાના જવા પછી જમીલા તથા માધવી પોતપોતાના શયનમંદિરમાં જઇને નિદ્રાદેવીના ઉપાસનામાં લીન થવામાટેની તૈયારી કરવા લાગી. માધવીના હૃદયમાં જે એક વિશિષ્ટ ચિન્તાનો ભાર રહ્યા કરતો હતો તે આજની ઘટનાથી બહુ અંશે

ઓછો થઇ જતાં તેને અલ્પ સમયમાં જ ગાઢ નિદ્રા આવી ગઇ અને તેથી તે નિદ્રાજન્ય શાંતિનો ઉપભોગ કરવા લાગી; પરન્તુ જમીલાને શય્યામાં પડવા છતાં તત્કાળ નિદ્રા ન આવી; કારણ કે, આજની ઘટનાથી તેના હૃદયસમુદ્રમાં અત્યંત શોક તથા અત્યંત આનન્દની એવી તો ઉત્તુંગ લહરીઓ ઉછળવા લાગી હતી કે તેના યોગે વિક્ષોભ થતાં નિદ્રાદેવીના આગમનનો માર્ગ બંધ થઈ ગયો હતો. નિદ્રા ન આવવાથી તે ઉઠીને શય્યામાં બેઠી અને થોડી વાર પછી મનમાં કાંઇક વિચાર આવતાં પોતાના શયનમંદિરને ત્યાગીને મંદ ગતિથી ચાલતી તે માધવીના શયનમંદિરમાં આવી લાગી. ત્યાં ગાઢ નિદ્રાને આધીન થયેલી માધવીની સુંદર અને શાંત મુખમુદ્રાને જોતી તે મનોગત કહેવા લાગી કે:—

'માધવી, મારી તથા તારી આકૃતિના અત્યંત સામ્યને નિહાળી બેગમ નૂરજહાનના મનમાં સંશય તથા આશ્ચર્યનો આવિર્ભાવ થયો હતો અને તારામાંના મારા જનનીતુલ્ય અદ્વિતીય વાત્સલ્યને જોઇને તું પોતે પણ અનેક વાર આશ્ચર્ય દર્શાવી ચૂકી છે; પરંતુ તું મારા ઉદરથી ઉત્પન્ન થયેલી મારી પોતાની જ આત્મજા છે એટલે આપણી આકૃતિઓનું સામ્ય અને મારો તારામાંનો વાત્સલ્ય ભાવ સર્વથા સ્વાભાવિક હોવાથી એમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી, એ રહસ્ય નૂરજહાનના તેમ જ તારા જાણવામાં નથી અને એ જ તમો ઉભયના આશ્ચર્યનું મૂળ કારણ છે. પરમેશ્વરની મારાપર કેવી અને કેટલી અગાધ કૃપા કે તારા જન્મની વેળાયે મારા હસ્તથી જ મારી પ્રતિષ્ઠાના રક્ષણમાટે તારી હત્યાનો સંભવ હતો ત્યારે મધુસૂદન શર્માની પત્ની યશોધરાની તે જ દિવસે જન્મેલી અર્ભક

કન્યાનું મરણુ થતાં તે કન્યાના મૃત્યુની વાર્તાને ગુપ્ત રાખી તેના સ્થાનમાં તને તે કન્યા તરીકે મૂકાવી દેવાની વ્યવસ્થા કરી આપીને પરમાત્માએ તારા જીવનની રક્ષા કરી હતી અને ત્યાર પછી સંસારની કેટલીક અસહ્ય યાતનાઓથી કંટાળીને તું આત્મહત્યા કરીને મરી જવામાટે સિંધુના જળપ્રવાહમાં પડી હતી ત્યારે અચાનક મને ત્યાં ઉપસ્થિત કરીને મારા હસ્તથી તારા પ્રાણુની રક્ષા પરમેશ્વરે કરાવી હતી. જો આવી રીતે બે વાર તારા જીવનની પરમેશ્વરે રક્ષા ન કરી હોત, તો આવી દેવીતુલ્ય પવિત્રચરિત્રા અને સતી સાધ્વી પુત્રીને જન્મ આપનારી માતા તરીકે અત્યારે મારા હૃદયમાં જે આનન્દ તથા હર્ષનો મહાસાગર ઉછળી રહ્યો છે; તે આનન્દ તથા હર્ષના સાક્ષાત્કારનો અવસર મારાથી જોઇ શકાત નહિ અને આવા હીન જીવનમાં પણુ મને અત્યારે મારા નારીજન્મની જે સાર્થકતા થયેલી દેખાય છે તેને બદલે મારા નારીજન્મની વ્યર્થતા જ મને દેખાતી રહેત અને તેથી કદાચિત્ મને મારૂં જીવન કષ્ટદાયક અને ભારરૂપ પણુ થઇ પડત. પરંતુ હાય, તારા મુખચંદ્રના દર્શનથી મને જે આનન્દ મળતો હતો તે મારા આનન્દનો આવતી કાલે તારા કાશીપ્રયાણુથી થનારા વિયોગવડે અંત આવવાનો છે, એ વિચારથી મારા હૃદયમાં જે શોક થાય છે તે શોકના આઘાતની મારા વિના અત્યારે અન્ય કોઇ પણુ વ્યક્તિથી કલ્પના કરી શકાય તેમ નથી. માધવી, તારા વિયોગનો આઘાત મારામાટે અસહ્ય હોવા છતાં પણુ હું તને આપણા સંબંધનો ભેદ જણાવી દેવા અને તને કાશી જતી અટકાવવા નથી ઇચ્છતી તેનું કારણુ એ જ છે કે તારા આચારો તથા વિચારો અત્યંત પવિત્ર હોવાથી તારી સ્વતંત્રતાના માર્ગમાં બાધા નાખવી એ કોઇ પણુ પ્રકારે યોગ્ય

નથી. મારો તને અંતઃકરણપૂર્વક એ જ આશીર્વાદ છે કે ભારતવર્ષમાં તું એક પ્રતિષ્ઠિતા સતી સાધ્વી મનાય અને ભરતભૂમિનાં ભાવિ સંતાનોની પૂજ્ય દેવીની પદવીને પ્રાપ્ત થાય. જો તારા સંમેલન તથા સમાગમનું સુખ મારા ભાગ્યમાં લખાયલું હશે, તો અવશ્ય બીજી વાર આપણે મળીશું અને તે વેળાયે જો પ્રસંગની અનુકૂલતા હશે, તો તું મારા મુખથી જ આપણા પરસ્પર નિકટતમ સંબંધના ભેદને જાણી શકીશ; છતાં જીવન અનિશ્ચિત અને સંસાર ક્ષણભંગુર હોવાથી મારી એ આશા પૂર્ણ થવા પૂર્વે જ મારા કે તારા જીવનનો અંત થઇ જાય, તો હે મારી પ્રાણાધિકા પુત્રી, આ દુઃખિની માતાના તને અંતિમ પ્રણામ છે."

જમીલા અથવા વસ્તુતઃ નવમલ્લિકાનાં નેત્રોમાંથી અશ્રુની ધારાનું વહન થવા લાગ્યું અને તેથી 'જો મારાથી વધારે રડી જવાશે તો કદાચિત્ મારા રોદનના ધ્વનિથી જાગ્રત થતાં માધવીના હૃદયમાં એક નવીન સંશયનો ઉદય થશે અને તેના સંશયને નિવારતાં જે કથાને હું ગુપ્ત રાખવા ધારૂં છું તે કથાનો મારે પ્રકાશ કરવો પડશે;' એવા પ્રકારનો ભય તેના મનમાં ઉત્પન્ન થતાં તે ત્યાંથી તત્કાળ પોતાના શયનમંદિરમાં જવાને ચાલતી થઇ ગઇ. જમીલાની આખી રાત જાગરણમાં જ વીતી ગઇ અને પ્રભાતમાં પોતાનાં શારીરિક નિત્યકર્મથી મુક્ત થઇને તેણે માધવીના કાશી પ્રયાણમાટેની અને પચાસ હજાર સુવર્ણમુદ્રાને સુરક્ષિતતાથી કાશીમાં પહોંચાડવામાટેની શાહનશાહ જહાંગીરની સહાયતાથી સર્વ યોગ્ય વ્યવસ્થા કરી આપી. માધવીએ વારંવાર જમીલાપ્રતિ કૃતજ્ઞતા દર્શાવીને મધ્યાન્હ પછી યમુનાતીરે આવી ત્યાં તેની પ્રતીક્ષા કરતી

રાજનૌકામાં આરોહણ કર્યું અને નૌકા યમુનાના જલપ્રવાહમાં ચાલતી થઇ ગઇ. માધવીની રાજધાનીત્યાગની વાર્તા આગ્રાના લોકોના જાણવામાં આવતાં તેના સંગીતરસના પિપાસુ વિલાસી જનો સ્તંભિત, વિસ્મિત અને શોકમગ્ન થઇ ગયા. ત્યારે શું માધવી જમીલા અથવા નવમલ્લિકાની પુત્રી હતી ? આ પ્રશ્નનું ઉત્તર યથાપ્રસંગ અપાશે.

---

## પ્રકરણ ૧૬ મું
### માધવીનો સંન્યાસ

માધવી આગ્રાથી પ્રયાણ કર્યા પછી કેટલાક દિવસ પ્રવાસમાં વીતાડી અંતે નિર્વિઘ્ન તથા સુખરૂપ પવિત્ર કાશીપુરીમાં આવી લાગી અને ત્યાં એક સાધારણ ગૃહ ભાડે રાખીને તે ગૃહમાં વિધવાવેષથી વસવા લાગી. કાશીમાં આવ્યા પછી એક સપ્તાહમાં જ સંન્યાસીઓના નિવાસમાટે એક વિશાળ ધર્મશાળા બંધાવવાનો અને પોતાને મળેલા ધનનો સદ્વ્યય કરવાનો તેનો જે ઉદ્દેશ હતો તે ઉદ્દેશની સિદ્ધિમાટેની તેણે યથાયોગ્ય યોજના કરવા માંડી. માધવીને આગ્રાના લોકો ગૌહારુન્નિસાના નામથી ઓળખતા હતા અને ગૌહરુન્નિસા જેવી તે સમયમાં સમસ્ત ભારતવર્ષમાં અન્ય કોઇ પણ કુશળ ગાયિકા તેમ જ નર્તકી હતી નહિ, એ વાર્તા કાશીના લોકોના સાંભળવામાં પણ આવી ચૂકેલી હોવાથી તે ગૌહરુન્નિસાના કાશીનિવાસની કથા જાણવામાં આવતાં જ વારાણસીના વિલાસી અને વિત્તવૈભવ-

શીલ લોકો માધવીના દ્વારમાં આવીને ભિક્ષુક પ્રમાણે તેના સંગીત-શ્રવણ તથા નૃત્યદર્શનની ભિક્ષા માગવા લાગ્યા અને તેના તે પરિશ્રમનું તેની ઇચ્છા અનુસાર પારિતોષિક આપવાની ઇચ્છા દર્શાવવા લાગ્યા; માત્ર એટલું જ નહિ, પણ આગ્રાના કેટલાક મોટા મોટા અમીરો અને રઇસો પણ તેની પાછળ કાશીનગરમાં આવીને તેના માત્ર એક જ વારના મુખદર્શન તથા સંગીતસમારંભના લાભને મેળવવામાટે જીવસટોસટના પ્રયત્નો કરવા લાગ્યા; પરંતુ માધવીએ તેમનામાંના કોઇને પોતાના મુખદર્શન માત્રનો પણ લાભ ન આપ્યો અને સેવિકાદ્વારા સર્વને વિનયથી એ જ સંદેશ કહાવી દીધો કેઃ "આ દાસીએ નૃત્ય તથા સંગીતના વ્યવસાયનો સદાને માટે ત્યાગ કરેલો હોવાથી હવે આ દાસીથી આપની ઇચ્છાને પૂર્ણ કરી શકાય તેમ નથીઃ છતાં જો આપ વિશેષ આગ્રહથી મને કંટાળો આપશો, તો બાદશાહ સલામતની આજ્ઞાનો અનાદર કરવામાટે આપ બાદશાહ સલામતના અપરાધી થશો એટલામાટે કૃપા કરીને આ ઇચ્છાને ત્યાગો, મને ક્ષમા આપો અને પોતપોતાના સ્થાને ચાલ્યા જાઓ." માધવીપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર કે બળાત્કાર ન કરવા-માટેની બાદશાહ જહાંગીરની આજ્ઞા સામ્રાજ્યમાં સર્વત્ર પ્રસિદ્ધ થઇ ગયેલી હોવાથી બાદશાહના કોપભાજન થવાના ભયને પોતાના મસ્તકપર ઝઝૂમી રહેલો જોઇને કોઇથી પણ તેનાપર બળાત્કાર કે અત્યાચાર તો કરી શકાય તેમ હતું જ નહિ અને માધવી પોતાની ઇચ્છાથી તેમની ઇચ્છાને માન આપે એ પણ સર્વથા અશક્ય હતું એટલે તે સર્વ અમીરો તથા રઇસો નિરાશાપૂર્ણ અંતઃકરણથી તેના દ્વારમાંથી પાછા વળવા લાગ્યા અને અંતે નિરુપાય થઇને આવતા બંધ થઇ ગયા. વિલાસી તથા ધનાઢ્ય પુરુષોના આગમનથી થતા

એ ત્રાસનો અંત થતાં જ માધવીને ધર્મશાળા બંધાવવાના કાર્યમાં વિશેષ લક્ષ આપવાનો અવકાશ મળવા લાગ્યો અને તેથી દિવારાત્રિ તે એ કાર્યના પ્રબંધમાં જ નિમગ્ન રહેવા લાગી.

સમય ચાલ્યો જાય છે; લોકો કહે છે કે સમય ચાલ્યો જાય છે; દાર્શનિકોનું કથન છે કે સમય જળના પ્રવાહ પ્રમાણે ચાલ્યો જાય છે અને સમય ચાલ્યો જાય છે એ માન્યતા અસત્ય પણ નથી; છતાં પણ સમય ક્યાં ચાલ્યો જાય છે, એ રહસ્ય કોઈના પણ જાણવામાં નથી. સર્વનો સમય તો ચાલ્યો જ જાય છે. રાજા સિંહાસનપર વિરાજેલો છે; તેના હિતવાદી કુટુંબીય જનો, સભાસદો તથા મંત્રીઓ આદિ તેને ઘેરીને તેની આસપાસ બેઠેલા છે; તેના હસ્તમાં સુવર્ણનો રાજદણ્ડ તથા તેના શિરપર રત્નમંડિત રાજચ્છત્ર શોભી રહ્યાં છે અને તેની સેવામાં સહસ્રાવધિ દાસદાસી કરબદ્ધ થઇને ઊભેલાં છે, એવી પરિસ્થિતિમાં પણ સમય વીતી જાય છે; એ જ પ્રમાણે રાજા પોતાના અંતઃપુરમાંની સુંદર તથા સુકોમળ પર્યંકશય્યામાં પોઢેલો છે; સુગંધમય પદાર્થોના સૌગંધ્યથી કક્ષમાં સર્વત્ર સૌગંધ્યનો પ્રસાર થઇ રહ્યો છે, રૂપસુન્દરી દાસીઓ પોતાના નૂપુરોના ઝંકારથી કક્ષને ગુંજિત કરી મન્દ હાસ્ય કરી રહી છે અને દેવાંગનાને પણ લજાવનારી સ્મિતમંડિતા રાજમહિષી વામ અંગની શોભાને વધારી રહી છે, એવી પરિસ્થિતિમાં પણ સમય તો ચાલ્યો જ જાય છે. એથી સર્વથા વિપરીત અવસ્થામાં, એટલે કે એક રોગગ્રસ્ત મનુષ્ય રુગ્ણશય્યામાં પડી અસાધ્ય કિંવા દુઃસાધ્ય રોગની ભયંકર યંત્રણાથી પીડાય છે, નિદ્રા સાથે તેનો શાશ્વત વૈરભાવ બંધાઇ ગયો છે, તેની આસપાસ બેઠેલાં સ્નેહમયી જનની, પ્રાણેશ્વરી પત્ની, પ્રામાણિક

પુત્રપુત્રી, હિતૈષી મિત્રો અને અન્ય આત્મીય જનો આદિ ઉદાસ મુખથી અશ્રુપાત કરી રહ્યાં છે અને સ્વપ્ન, તંદ્રા, પ્રલાપ, પિપાસા તથા ભ્રાન્તિ આદિએ તેને જકડી રાખ્યો છે, એવા મરણોન્મુખ રોગીનો સમય પણ ચાલ્યો જ જાય છે. વળી હતભાગી, નિરાધાર, હેમન્તના હિમ, નિદાઘની ઉષ્ણતા અને વર્ષાની જલધારાને પોતાના કૃશ શરીરપર સહન કરતા ભૂમિતલપર વૃક્ષની નીચે સૂઈ રહેનારા મનુષ્યનો સમય પણ વીતી જાય છે; સારાંશ કે, એવો સમય કયો છે અને કોનો છે કે જે ચાલ્યો નથી જતો કિંવા વીતી નથી જતો? સમય ચાલ્યો જાય છે, વીતી જાય છે; પરંતુ તે ક્યાં જાય છે? સમય અનન્ત હોવા છતાં પણ તે આવે છે અને જાય છે. મુહૂર્ત્ત આવે છે અને મુહૂર્ત્ત જાય છે; પ્રહર આવે છે અને પ્રહર જાય છે; દિવસ આવે છે અને દિવસ જાય છે; પક્ષ આવે છે અને પક્ષ જાય છે; માસ આવે છે અને માસ જાય છે; ઋતુ આવે છે અને ઋતુ જાય છે; અયન આવે છે અને અયન જાય છે; વર્ષા આવે છે અને વર્ષા જાય છે; સારાંશ કે, સર્વ આવે છે, જાય છે અને પુનઃ આવે છે; પરંતુ જે વિશિષ્ટ સમય એક વાર ચાલ્યો જાય છે તે કદાપિ પાછો આવતો નથી. ઉષા વીતતાં પ્રભાત, મધ્યાહ્ન, સંધ્યા તથા રાત્રિ આદિ અનુક્રમે આવે છે અને ત્યાર પછી પુનઃ ઉષાનું પણ આગમન થાય છે; પરંતુ એક વાર જે ઉષા વીતી જાય છે, તે તો પાછી નથી જ આવતી. એવી જ રીતે શૈશવાવસ્થાની સમાપ્તિ થતાં કિશોરાવસ્થા, યૌવન, પ્રૌઢાવસ્થા તથા વૃદ્ધાવસ્થાનું યથાનુક્રમ આગમન થાય છે અને જો પુનર્જન્મના સિદ્ધાન્તને આપણે સત્ય તરીકે સ્વીકારી લઇએ તો પુનઃ શૈશવા-વસ્થા પણ આવી લાગે છે; પરંતુ જે શૈશવાવસ્થા એક વાર ચાલી

ગયેલી હોય છે તે જ શૈશવાવસ્થા તો પાછી નથી જ આવતી. આવી રીતે સર્વ કાંઇ ચાલ્યું જાય છે; અવિચલ કાંઈ પણ રહેતું નથી. અર્થાત્ સમય ચાલ્યો જાય છે; સ્થિર રહેતો નથી: કિન્તુ તે જાય છે ક્યાં, એ જ એક મહત્ત્વનો પ્રશ્ન છે અને એ પ્રશ્નનું ઉત્તર એ જ છે કે સમય અથવા કાળ અનન્ત કાળમાં જ લીન થઈ જાય છે; અન્યત્ર ક્યાંય પણ નથી જતો. પ્રિય પાઠક તથા પાઠિકાઓ, આપ મૃત શરીરપર આરૂઢ થયેલી કરાલવદના કાલિકાની ભયાનક મૂર્ત્તિને સ્મરણમાં લાવો એટલે આ તર્ક સ્પષ્ટ સિદ્ધાન્તના રૂપમાં આપના લક્ષમાં આવી જશે. અનન્તકાલરૂપ મહાકાલ પોતાના હસ્તપાદાદિને પ્રસારીને જડપદાર્થ પ્રમાણે રણક્ષેત્ર અથવા કર્મક્ષેત્રમાં પડેલો છે; સાક્ષાત્ શક્તિરૂપિણી પ્રકૃતિદેવી વરામયકૃપાણ-મુંડધારિણી થઇને તે મહાકાલના વક્ષઃસ્થલપર પદાર્પણ કરી નગ્ન વેષથી નૃત્ય કરી રહી છે; અર્થાત્ મહાશક્તિ મહાક્રોધપૂર્વક પોતાની લોલ રસનાને પ્રસારીને દુર્દાન્ત દાનવોના દલનું દમન કરી રહી છે. દાનવો રુધિરથી આપ્લુત થઇને પૃથ્વીપર પડેલા અથવા ધરાશાયી થયેલા છે; પરંતુ તેઓ ક્યાં જઇ રહ્યા છે? ઉત્તર એ જ કે સમયના સ્રોતમાં તણાતા તેઓ મહાકાલના અનન્ત શરીરમાં પ્રવેશ કરી રહ્યા છે. સંસારની એ જ લીલા છે અને એ અત્યંત આશ્ચર્યમયી લીલા છે. એક સાધારણ ચિત્રમાં અપરિમિત વિશાળ વિશ્વમંડળનું સમસ્ત માયિક રૂપ ચિત્રાયલું છે. અહા, કેવી એ ચમત્કારપૂર્ણ વિસ્મયાપન્નકારિણી પ્રતિમા!

કાળચક્રના પરિભ્રમણથી સંસારમાં નિત્ય અસંખ્ય પરિવર્તનો થઇ રહ્યાં છે. અત્યારે આપણે જે વસ્તુને જોઇએ છીએ તે જ વસ્તુને અલ્પ સમય પછી જોઇ શકતા નથી. સમય અથવા કાળ

પોતાના મહામહિમાથી ગર્વિષ્ઠ થઇને મહોચ્ચ ગિરિશિખરપર વિરાજી અટ્ટહાસ કરતો દેખાય છે. સસાગરા અને સદ્વીપા પૃથ્વીના અધીશ્વર સમ્રાટો મહાગૌરવ સહિત પ્રાસાદમાં વિરાજેલા દષ્ટિગોચર થાય છે; કારણ કે, તેમની પાસે અશ્વ, ગજ, રથ, રત્ન, દાસદાસી તથા સૈન્ય આદિ કોઇ પણ સાધનની ન્યૂનતા નથી; અનેક દેશોની રત્નોથી ભરેલી નૌકાઓ—વાણિજ્યનૌકાઓ—પૃથ્વીના સમુદ્રમાં તીવ્રતમ ગતિથી દોડી રહી છે; સ્થળે સ્થળે સમરક્ષેત્રમાં નાનાવિધ શસ્ત્રાસ્ત્રમંડિત લક્ષાવધિ સૈનિકો અને સહસ્રાવધિ સેનાધ્યક્ષો પોતાની છાતીઓને ગર્વથી ફૂલાવીને પરસ્પર રુધિરપિપાસાની લાલસાથી વીરવેષ ધારીને ઊભા છે; તેમનામાંના કેટલાકો રણગીત ગાતા, કેટલાકો દાંતહોઠ ચાવતા અને કેટલાકો દાઢી તથા મૂછોપર હાથ ફેરવી ગર્જના સહિત ઉછળકૂદ કરતા દેખાય છે અને કાળ એકલો જ શૈલના શિખરપર બેઠો બેઠો આ સર્વ દશ્યોને જોઇને મનમાં જ હસતો દષ્ટિગોચર થાય છે. તે કાળ મનોગત કહે છે કે: “અત્યારે ધામધૂમ કરતાં સજીવન રમકડાં, તમારાથી કરી શકાય તેટલી ધામધૂમ કરી લ્યો; કારણ કે, અંતે તો તમો મારાં જ છો; એટલે કે, તમો અંતે આ કાળના ભક્ષ થઇને કાળના અનન્ત ગર્ભ કિંવા વિશાળ ઉદરમાં સમાઇ જવાનાં છો!”

સહસ્રાવધિ સ્થાનોમાં સહસ્રાવધિ સ્ત્રીપુરુષો પૂર્ણ ઉત્સાહ સહિત પોતપોતાનાં કાર્યોમાં અનેક પ્રકારના આનન્દથી ઉન્મત્ત થઇને આમતેમ દોડધામ કરી રહ્યાં છે અને ધમાચકડી મચાવી રહ્યાં છે; વિલાસી નાગરિકો પોતાની ઇચ્છાનુસાર કેશમાર્જન કરી; પોતાનાં શરીરોને સુન્દર વસ્ત્રાલંકારોવડે શંગારી અને અતર

લગાડીને હાસ્યના ફૂવારા ઉડાવતા રાજમાર્ગમાં ભ્રમણ કરી રહ્યા છે અને સર્વ જનોને પોતાના દંભ, અભિમાન તથા ઐશ્વર્ય આદિનો સાક્ષાત્કાર કરાવી રહ્યા છે. કેટલાક બુદ્ધિહીન ધનાઢ્ય જનો પોતાની સુંદર અટારીમાં બેસી તેમને ચારે તરફથી ઘેરીને બેઠેલા ખુશામદી ટટ્ટુઓની ખુશામદથી અને 'હાજી હા' થી પોતાના જામામાં ફૂલ્યા નથી સમાતા; કેટલાક અગ્રેસરો શતાવધિ લોકોને જાતિબહિષ્કાર નામક દંડ આપવાના અને શતાવધિ લોકોને જાતિમાં ભેળવી દેવાના કાર્યમાં તલ્લીન થયેલા દેખાય છે; કેટલાક લોકો બીજા લોકોના ધનમાલને ઓઇયાં કરી જવાના આશયથી હસ્તગત કરતા જણાય છે તેમજ કેટલાક નિષ્ઠુર પુરુષો સરળ સ્વભાવના મનુષ્યોને ઠગવાના, તેમની ભૂમિને હરવાના અને સતી સાધ્વી અબળાના સતીત્વને સંહરવાના ઉદ્યોગમાં મચેલા દેખાય છે; કેટલાક પુરુષો પોતાના ધનપદથી ઉન્મત્ત થઇને સંસારની અનિત્યતા તથા ક્ષણભંગુરતાને ભૂલી ગયા છે; વિલાસિની વનિતાઓ વેણીબદ્ધ કેશકલાપને પુષ્પમાળાવડે સુશોભિત કરી તથા આભૂષણોવડે અલંકૃત થઇને શતાવધિ પુરુષોનાં મનોને મોહમુગ્ધ કરવામાં જ પોતાના જીવનની સાર્થકતા માને છે અને રૂપ તથા યૌવનના ગર્વથી પોતાના ચરણનો ભૂમિને સ્પર્શ પણ થવા નથી દેતી. પરંતુ કાળ એકલો જ પર્વતના ઉચ્ચતમ શિખરપર આસન જમાવી આ સર્વ વ્યક્તિઓને નિહાળી પોતાના મનમાં હસતો હસતો એ જ વિચારરમાં લીન થયેલો જણાયું છે કે: "આ સવ મારૂં છે; કીટ, પતંગ, પશુ, પક્ષી, સ્થાવર અને જંગમ આદિ કોઈ પણ વસ્તુ એવી નથી કે જે મારી પોતાની ન હોય!"

આ સંસારમાંના દુર્ગ, મહાલય, દેવાલય, કીર્ત્તિસ્તંભ, ધર્મ-

શાલા તથા પર્ણકુટી આદિ સર્વ પદાર્થો કાળના અંકમાં વિલીન થઈ જવાના છે. જે પર્વતશિખરપર બેસીને અત્યારે કાળ મહારાજ સંસારપ્રતિ દૃષ્ટિપાત કરી રહ્યો છે તે ઉત્તુંગ ગિરિરાજ પણ માટી-માં મળી જવાનો છે. જ્યારથી સૃષ્ટિનો આરંભ થયો છે ત્યારથી અત્યારસુધીના સમયમાં મનુષ્યોની વસતીથી ઉભરાઇ જતાં અસંખ્ય નગરો ઉજ્જડ થઇને વ્યાઘ્ર તથા એવાં જ અન્ય હિંસ્ર પશુઓના નિવાસસ્થાનના રૂપમાં ફેરવાઇ ગયાં છે, અસંખ્ય વન અને નિર્જન અરણ્યો સુંદર નગરના રૂપમાં પરિણત થયાં છે અને અસંખ્ય વેગવતી નદીઓ અસંખ્ય માનવોને પોતાના ઉદરમાં શમાવ્યા પછી અંતે પોતાના અસ્તિત્વને સદાને માટે ખોઇ બેઠી છે!

હે કાળ મહારાજ, જો વિજય હોય, તો તે સર્વત્ર તમારો અને તમારો જ છે! તે અયોધ્યા નગરી ક્યાં છે? તે જનકપુરી ક્યાં છે? તે હસ્તિનાપુર ક્યાં છે? તે પાંચાલ દેશ ક્યાં છે? તે કર્ણાટક રાજ્ય ક્યાં છે અને તે ગાંધાર દેશ ક્યાં છે? ક્યાં છે તે રાજા ભોજ, વાહ્લિક અને અન્યાન્ય સર્વ પ્રાચીન રાજાઓ? પ્રાચીન કાળનાં તે સૌભાગ્ય, સમૃદ્ધિ અને શોભા આદિ અત્યારે ક્યાં છે? આપણે સર્વથા વ્યર્થ તે સર્વ વસ્તુઓને સ્મૃતિમાં લાવ-વાના પ્રયત્નો કરીએ છીએ. બલિ, વેણુ, માન્ધાતા હરિશ્ચન્દ્ર, સગર, દિલીપ, રઘુ, દશરથ, રામચન્દ્ર, રાવણ, શન્તનુ, ભીષ્મ, પાંડુ, ધૃતરાષ્ટ્ર અને યુધિષ્ઠિર આદિ સર્વ ક્યાં છે? આ સર્વ પ્રશ્નોનું ઉત્તર એક એ જ છે કે હે કાળ મહારાજ, એ સર્વ તમારા વિશાળ અંકમાં જ શાશ્વત વિશ્રામ કરી રહ્યા છે. અત્યારે આપણે સ્વપ્ન પ્રમાણે અથવા દંતકથાના રૂપમાં

તેમની કથાઓ સાંભળીએ છીએ અને તેમની કીર્તિનું અનુમાન કરીએ છીએ. તેમના સૂર્ય તથા ચન્દ્ર સમાન સમુજ્જ્વલ પરાક્રમો, અનુપમ સમરશિક્ષા અને પ્રજાનું સંતાન સમાન લાલનપાલન આદિ સદ્‍ગુણોની કથા જ્યારે આપણા સાંભળવામાં આવે છે ત્યારે આપણાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહી નીકળે છે અને આપણા મુખમાંથી ઇચ્છા કે અનિચ્છાપૂર્વક એ જ ઉદ્ગાર નીકળી જાય છે કે: “ મહારાજ મહાકાળ, તમો જ મહાભાગ્યશાળી છો; કારણ કે, તમોએ જ એ સર્વ નરરત્નો અથવા પુરુષપુંગવોને પોતાના ઉદરમાં શાશ્વત સ્થાન આપેલું છે. જ્યારે ખીર ખાઇને રાજા દશરથની પત્નીઓ ગર્ભવતી થઈ હતી, ત્યાંર પછી યથાસમય તે રાણીઓએ જ્યારે ચાર પુત્રોને જન્મ આપ્યો હતો અને જ્યારે શ્રી રામચન્દ્રજીએ મિથિલાપુરમાં શિવ ધનુષ્યનો ભંગ કરી જનક રાજાની પ્રાણાધિકા રાજનન્દિની અને નારીજાતિના ગૌરવની આશ્રયજનની સતી સીતાદેવીનું પાણિગ્રહણ કર્યું હતું, તે વેળાયે એ કોણ જાણતું હતું, કોણ સમજતું હતું અને સ્વપ્નમાં પણ એ વિચાર કોને આવ્યો હતો કે સતી સીતા તથા આદર્શ પુરુષ રામચન્દ્રને ચૌદ વર્ષનો વનવાસ ભોગવવો પડશે ? પરંતુ મહારાજ કાળ, તમો તો એ સર્વ વિષયોને અવશ્ય જાણતા હતા. જે વેળાયે લંકાધીશ રાવણ શ્રી શંકરના વરદાનથી પૂર્ણ બળવાન્ થઇને સ્વર્ગલોક, મર્ત્યલોક તથા પાતાલલોકમાં દિગ્વિજય કરતો ઘૂમી રહ્યો હતો, તે વેળાયે એમ કોણ કહી શકે તેમ હતું કે એ જ રાવણ મનુષ્ય તથા વાનરોના હસ્તથી પોતાના પરિવાર સહિત નષ્ટ થઇ જવાનો છે ? એ રહસ્યને પણ, હે કાળ, તમો જ જાણતા હતા. રાજસૂયયજ્ઞ કર્યા પછી જે વેળાયે રાજા યુધિષ્ઠિર અથવા ધર્મરાજ મેઘોન્મુક્ત સુધાકર સમાન

શોભી રહ્યા હતા, તે વેળાયે એમ કહેવાની કોની છાતી ચાલી શકે તેમ હતું કે એ પાંચે પાંડવો જટાધારી થઇને પત્ની સહિત તેર વર્ષ પર્યન્ત વનવનમાં ભટકવાના હતા અને દાસત્વ કરવાના હતા? પણ હે કાળ, તમો તો તેમના એ અશુભ ભવિષ્યને અવશ્ય જાણતા હતા. અત્યારે વર્તમાનકાળમાં આ પુણ્યભૂમિ ભારતવર્ષની જે દયાજનક અવસ્થા થયેલી છે તેનું આ વીરપ્રસૂ ધર્મક્ષેત્રના પૂર્વ ગૌરવને જોઇને તે સમયમાં કોઇ મનુષ્યને સ્વપ્ન પણ આવી શકે તેમ હતું અને કોઇથી એમ કહી શકાય તેમ હતું કે ' આ આર્ય-ભૂમિનો આવો અત્યન્ત શોકાવહ અને દયાજનક પરિપાત થવાનો છે?' પરંતુ કાળમહારાજ, ભારતનું એ ભયંકર ભવિષ્ય તમારાથી અજ્ઞાત નહોતું. અત્યારનું જે દિલ્લીનગર છે તે શું તે જ ક્ષાત્રતેજ-સ્વિની, આર્યગૌરવશાલિની અને મહાસમૃદ્ધિશાલિની પ્રાચીન હસ્તિના-પુરી છે? અને શું પિતૃદ્રોહી ઔરંગજેબ જ સત્યસન્ધ અજાતશત્રુ તથા ધર્મરાજ યુધિષ્ઠિર છે? આ પ્રશ્નનું ઉત્તર કોણ આપી શકે તેમ છે વારૂ? આ પ્રશ્નનું ઉત્તર આપવાને કેવળ કાળ વિના અન્ય કોઇ પણ સમર્થ નથી. હે કાળ, જો તમારામાં વિવેકશક્તિ તથા વાચાશક્તિનો નિવાસ હોત, તો સંસારની અનિત્યતા, જગત્કર્તાની નિત્યતા તથા તમારી પોતાની અમરતા સાંસારિક મનુષ્યોને તમો સપ્રમાણ બતાવી શકત; કારણ કે, તે મહાતત્ત્વનો જો કોઇ પણ યથોચિત પ્રકાશક હોય તો તે તમો જ છો તમારા વિના એ યોગ્યતા અન્ય કોઈમાં પણ નથી.

જોતજોતાંમાં સમય ચાલ્યો જાય છે; અત્યારે હોય છે અને ક્ષણ પછી અદૃશ્ય થઇ જાય છે અને તે સમયની વસ્તુઓ પણ તે

સમયની સાથે જ ચાલી જાય છે. પ્રભાતના સમયમાં વૃક્ષો, પુષ્પો તથા દૂર્વાદલોપર નવીન શિશિરબિન્દુ મૌક્તિકો પ્રમાણે ચમકતા દેખાય છે; કિન્તુ અલ્પ સમયમાં જ તેઓ સૂર્યનારાયણનાં તીવ્ર કિરણોવડે નષ્ટ થઇ જાય છે. પ્રાતઃકાળમાં કમલ, વન, ચકવા તથા ચકવી આદિ પ્રસન્ન થાય છે અને સંધ્યાકાળ થતાં જ ખિન્ન થતાં જણાય છે. સંધ્યાસમયે કુમુદ તથા દિવાભીત (ઘૂવડ) પ્રસન્ન જણાય છે અને પ્રાતઃકાળમાં તેમને ખિન્નતાની પ્રાપ્તિ થાય છે. અર્થાત્ અત્યારે દુઃખ છે તો ક્ષણ પછી સુખ છે અને અત્યારે સુખ છે તો નિમેષ પછી દુઃખ છે એટલા માટે "**चक्रवत् परिवर्त्तन्ते दुःखानि च सुखानि च**" એ વાક્ય સંસારની પરિવર્ત્તનશીલતાને દર્શાવવામાં વેદવાક્યની આવશ્યક્તાને મટાડી દેનાર હોય એમ પ્રત્યક્ષ દેખાઇ આવે છે. સારાંશ કે, સમય અથવા કાળ કોઇના અધિકારમાં રહેતો નથી અને પોતાની ઇચ્છાનુસાર ચાલ્યો જ જાય છે. જો સમય અથવા કાળને અત્યંત નમ્રતાથી વિનવીને એમ કહેવામાં આવે કેઃ "કૃપા કરીને આજનો દિવસ થોભી જાઓ, તો આવતી કાલે હું તમારી પૂજા કરીશ !" તો પણ તે થોભતો નથી અને અખંડ ગતિથી ચાલ્યો જ જાય છે કિંવા અન્ય શબ્દોમાં કહીએ તો અનન્ત કાળમાં લીન થતો જાય છે. કોઇની ઉન્નતિને જોઇને આનંદ દર્શાવવામાટે કિંવા કોઈના અધઃપાતને જોઇને શોક દર્શાવવામાટે સમય એક નિમેષ માત્ર પણ ઊભો નથી રહેતો તેમ જ કોઇની પ્રાર્થનાને સાંભળવામાટે તથા કોઇને સાંત્વન આપવામાટે પણ તે કયાંય અટકતો નથી; કિન્તુ આગળ અને આગળ ચાલ્યો જ જાય છે. આ કારણથી જ સમય અથવા કાળને 'સદાગતિ' કહેવામાં આવે છે અને તેનાં સર્વ નામોમાં એ નામ વિશેષતાથી તેના ગુણને

દર્શાવનારૂં છે, એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ; કારણ કે, અખંડ ગતિમાં કાળમહારાજ એકમેવાદ્વિતીય છે અને તેથી અન્ય કોઇથી એ વિષયમાં તેની સ્પર્ધા કિંવા સમાનતા કરી શકાય તેમ છે જ નહિ. વિશ્વવ્યાપકતા તથા સર્વજ્ઞતામાં જેટલી પરમાત્માની તેટલી જ કાળમહારાજની પણ યોગ્યતા છે અને તેથી કાળ પરમાત્માનું એક ભિન્ન સ્વરૂપ છે.

સમય અથવા કાળની ગતિના આટલી સીમાપર્યંત સવિસ્તરવિવેચનનું કારણ એ કે કાશીમાં આવ્યા પછીનો માધવીનો એક વર્ષ જેટલો સમય જોતજોતાંમાં વીતી ગયો અને જે ધર્મશાળાના નિર્માણકાર્યનો તેણે આરંભ કર્યો હતો તે ધર્મશાળા પણ બંધાઇને તૈયાર થઈ ગઇ; કારણ કે, માધવી એક રૂપિયાને સ્થળે બે રૂપિયા ખર્ચતી હતી અને જેટલા કાર્યમાટે બે કારીગરોની આવશ્યકતા હોય તેટલા કાર્યમાટે ચાર કારીગરોને રોકતી હતી એટલે પછી જો બે વર્ષના કાર્યની એક વર્ષમાં જ સમાપ્તિ થઇ જાય તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઇ શકે વારૂ ? એ ધર્મશાળા બંધાવવાના કાર્યમાં તેની પાંચ હજાર સુવર્ણમુદ્રાનો વ્યય થઇ ગયો એટલે કે પંદર રૂપિયાની એક મોહોર લેખે હિસાબ ગણવામાં આવે, તો રૂપિયા પોણો લાખ એ ધર્મશાળા બંધાતાં સૂધીમાં ખર્ચાઈ ગયા. તે સમયમાં ભારતવર્ષમાં સર્વ વસ્તુઓ બહુ જ સોંઘી મળતી હોવાથી આજે જેવું મકાન આઠ લાખ રૂપિયા ખર્ચવા છતાં પણ ન બાંધી શકાય તેવી સુંદર, વિશાળ અને સર્વ પ્રકારની સગવડોવાળી ધર્મશાળા પંચોતેર હજાર રૂપિયામાં બાંધી શકાઇ હતી. અર્થાત ધર્મશાળા તૈયાર થતાં માધવીના હાથમાં પિસ્તાળીસ હજાર સુવર્ણમુદ્રા બાકી રહી એટલે માધવીએ ધર્મશાળામાં સંન્યાસીઓમાટે એક

અન્નચ્છત્ર ખોલીને તેના સદાના નિભાવમાટે એક મોટી જાગીર ખરીદી લીધી અને એવો પ્રબંધ કરી દીધો કે તે જાગીરની જે આવક થાય તેનો અન્નચ્છત્રને ચલાવવાના તથા સંન્યાસીઓને વસ્ત્ર આદિ અન્ય આવશ્યકીય વસ્તુઓ આપવાના તેમ જ તેમના ઔષધોપચારના કાર્યમાં વ્યય કરવો અને તે ઉપરાંત જે કાંઇ બચે તે વર્ષાન્તે બ્રાહ્મણભોજનના કાર્યમાં વાપરી નાખવું. સારાંશ કે, જે કોઈ પણ સંન્યાસી એ ધર્મશાળામાં આવીને નિવાસ કરે તેને જ્યાં સૂધી તેનો એ ધર્મશાળામાં નિવાસ હોય ત્યાં સૂધી કોઇ પણ આવશ્યકીય વસ્તુનો અભાવ ન રહે અને અન્યત્ર ભિક્ષામાટે ન જવું પડે એવા પ્રકારની માધવીએ યોગ્ય વ્યવસ્થા કરી દીધી. દીર્ઘ વિચાર પશ્ચાત્ માધવીએ પોતાની બંધાવેલી એ ધર્મશાળાને '**પ્રાયશ્ચિત્તમંદિર**' નામ આપ્યું; કારણ કે, એ ધર્મશાળા તેણે પોતાના માની લીધેલા પાપના પ્રાયશ્ચિત્તમાટે જ બંધાવી હતી, એ નવેસરથી કહેવાની આવશ્યક્તા નથી. ધર્મશાળા બંધાવવાનો માધવીનો મનોરથ પરમાત્માની કૃપાથી પૂર્ણ થયો.

આવી રીતે માધવીનો એક મનોરથ તો સિદ્ધ થયો; પરંતુ તેનો જે મૂળ ઉદ્દેશ હતો તેની સિદ્ધિ થઇ શકી નહિ; કારણ કે, જે સંન્યાસીઓના આગમન તથા નિવાસમાટે '**પ્રાયશ્ચિત્તમંદિર**' બંધાવવામાં આવ્યું હતું, તે સંન્યાસીઓએ માધવીના એ '**પ્રાયશ્ચિત્ત-મંદિર**'માં આવવાનો અને તેમાં વસવાનો સ્વીકાર કર્યો નહિ. તેમના એ અસ્વીકારનું કારણ એ હતું કે માધવી એક ગાયિકા તથા નર્તકી હોવાથી તેના ધનને તેઓ પાપકર્મથી ઉપાર્જિત ધન માનતા હતા અને તે પાપની માયાથી '**પ્રાયશ્ચિત્તમંદિર**' બંધાયું હતું એટલે તે

મંદિરમાં પવિત્રચરિત્ર સાધુ તથા સંન્યાસીઓથી પદાર્પણ કેમ કરીને કરી શકાય વારુ ? વળી સાધુ તથા સંન્યાસીઓના એ ધર્મશાળામાં ન આવવાનું બીજું કારણ એ પણ હતું કે માધવીએ એ 'પ્રાયશ્ચિત્ત-મંદિર'ના પ્રવેશદ્વાર પાસે ઓટલાના ફર્શપર પોતાની પ્રતિમા અથવા છબિને પાષાણમાં કોતરાવી હતી અને તેમાં તેનો એવો આશય સમાયલો હતો કે એ નિમિત્તે સંન્યાસીઓની પદધૂલિનો તેની પ્રતિમાને સ્પર્શ થાય અને તે પવિત્ર પદધૂલિવડે તેના પાપનું નિવારણ થઇ જાય. પરંતુ સંન્યાસી તથા સાધુજનોમાટે નારીના વક્ષસ્થળમાં પોતાના ચરણને સ્થાપવાની ઘટના ધર્મવિરુદ્ધ તથા ભયાનક હોવાથી માધવીનો આશય ઉચ્ચ તથા પવિત્ર હોવા છતાં પણ તેમનાથી એ ધર્મબાહ્ય આચરણ કરી શકાય તેમ હતું જ નહિ અને તેથી માધવીના મનોરથની અફળતાનો જ પ્રસંગ આવી લાગ્યો.

પોતાના ઉદ્દેશની વિફળતા થવાથી માધવી અતિશય હતાશ થઇ ગઇ અને પોતાના મનમાં કહેવા લાગી કે: "હાય, હું કેવી અને કેટલી હતભાગિની કે મારી બંધાવેલી ધર્મશાળામાં પ્રવેશ કરવાને પણ સાધુ જનો પાપ માને છે, તો પછી તેમના નિવાસનો યોગ તો મારા 'પ્રાયશ્ચિત્તમંદિર'ને ક્યાંથી જ પ્રાપ્ત થાય વારુ ?" પરંતુ પુનઃ માધવીએ પોતાના હૃદયમાં આશાને સ્થાન આપ્યું અને પુનઃ તે મનોગત કહેવા લાગી કે: "તે આવશે; મારો બાલ્ય સખા નારાયણ સંન્યાસી થયેલો છે એટલે જો મારું અને તેનું જીવન અવિચલ હશે, તો તે અવશ્ય કોઇ દિવસે પણ અહીં કાશીમાં આવશે; અને જો તે કાશીમાં આવશે, તો મારા 'પ્રાયશ્ચિત્તમંદિર' માં પણ અવશ્ય તેનું આગમન થશે." કિન્તુ પુનઃ તેના વિચારનું

પરિવર્ત્તન થતાં તે વિચારવા લાગી કે: "ના ના; મારી આ આશા સર્વથા વ્યર્થ છે; કારણ કે, તે કાશીમાં આવશે, તો પણ મારા 'પ્રાયશ્ચિત્તમંદિર'માં નહિ જ આવે; કારણ કે, જે આગારમાં અન્ય કોઇ પણ સાધુ કે સંન્યાસી નથી આવતો, તે આગારમાં જો તે પણ, સંન્યાસી હોવાથી, ન આવે તો તે સ્વાભાવિક છે. ત્યારે શું નારાયણના દર્શન તથા સંમેલનમાટેનો મારો આ સર્વ પરિશ્રમ અને મારી સર્વ તપશ્ચર્યા સર્વથા વ્યર્થ તથા નિષ્ફળ જ થશે કે? હાય રે દુર્ભાગ્ય!"

આવી રીતે સર્વત્ર નિરાશાનું દર્શન થવા છતાં પણ માધવીએ સર્વાંશે આશાનો પરિત્યાગ ન કર્યો અને તે અશ્રુપૂર્ણ નયનોવડે પરમકારુણિક ભક્તવત્સલ ભગવાન્‌નાં ચરણોમાં મનોગત પ્રાર્થના કરતી કહેવા લાગી કે: "હે કરુણાસિંધુ ભગવન્, મારાપર કૃપા કરીને મારા ઉદ્દેશની સિદ્ધિ થાય તેવી યોજના કરી દે અને મારી આશાના પાલવને સફળતાનાં રત્નોથી ભરી દે; કારણ કે, તારી કૃપા વિના આ હતભાગિનીનો કદાપિ ઉદ્ધાર થવાનો નથી." શ્રદ્ધા પૂર્ણ અંતઃકરણથી ભક્ત જનોએ કરેલી પ્રાર્થના ભક્તવત્સલ ભગવાને ન સાંભળી હોય એમ કદાપિ બન્યું નથી અને બનવાનું પણ નથી; અર્થાત્ માધવીની એ પ્રાર્થના પછી એક એવો અદ્દ્ભુત યોગાનુયોગ આવી બન્યો કે જેના યોગે માધવીના મનોરથની સિદ્ધિનો સંભવ દેખાવા લાગ્યો. એ ઘટના એમ બની કે જે વેળાએ માધવી અત્યંત નિરાશ થઇને ભગવત્કૃપાની યાચનામાં નિમગ્ન રહેતી હતી તે સમયમાં જ જગદ્દગુરુના નામથી સમસ્ત ભારતવર્ષમાં વિખ્યાત વૃદ્ધ યોગાનંદ સ્વામી પોતાના પાંચ સો શિષ્યો સહિત અચાનક

કાશીક્ષેત્રમાં આવી લાગ્યા. તેમની અવસ્થા કેટલાં વર્ષની હતી એ કોઇ પણ જાણતું નહોતું. તે સમયમાં યોગાનંદ સ્વામી જેવો કોઇ બીજો મહાયોગી તેમ જ પંડિત સમસ્ત આર્યાવર્ત્તમાં હતો જ નહિ. ભારતવર્ષની એક સીમાથી બીજી સીમા પર્યંત તેમના નામને લોકો અત્યંત પૂજ્ય ભાવથી ઉચ્ચારતા હતા. તેઓ સંન્યાસીઓના શિરોભૂષણ મનાતા હતા. તેમણે કાશીમાં આવતાંની સાથે જ માધવીના 'પ્રાયશ્ચિત્તમંદિર'ની સર્વ કથા સાંભળી અને તે કથા સાંભળ્યા પછી કેટલાક સમય પર્યંત મૌનનું અવલંબન કરી લીધું. યોગના બળથી માધવીના ભૂતકાલિક જીવનનો સમસ્ત ઇતિહાસ તેમના જાણવામાં આવી ગયો અને તેથી મૃદુ હાસ્ય કરીને તેમણે પોતાના શિષ્યોને કહ્યું કે: " માધવીના 'પ્રાયશ્ચિત્તમંદિર'ની કથા આપણા સાંભળવામાં આવી એ બહુ સારૂં થયું; કારણ કે, નહિ તો તમારા નિવાસની વ્યવસ્થામાટે મારે બહુ પરિશ્રમ કરવો પડત. ચાલો આપણે 'પ્રાયશ્ચિત્તમંદિર'માં જઇએ અને ત્યાં જ આનંદથી નિવાસ કરીએ."

જગદ્ગુરુ યોગાનન્દ સ્વામી કોઇ પણ પ્રકારનો વિરોધ ન દર્શાવતાં પોતાના શિષ્યો સહિત 'પ્રાયશ્ચિત્તમંદિર'માં નિવાસ કરવાને જાય છે એ કથા મુહૂર્ત્તમાત્રમાં જ સમસ્ત કાશીનગરીના લોકોના જાણવામાં આવી ગઇ અને કાશીપુરીમાં સંન્યાસીઓની નિરંતર વિપુલતા રહેતી હોવાથી એ કથા સાંભળીને બીજા પણ શતાવધિ સંન્યાસીઓ જગદ્ગુરુની પાછળ પાછળ 'પ્રાયશ્ચિત્તમંદિર' પ્રતિ જવાને ચાલવા લાગ્યા. આ ઘટનાથી કાશીમાં એક પ્રકારનો વિલક્ષણ કોલાહલ વ્યાપી ગયો.

આ સમાચાર માધવીએ પણ સાંભળ્યા અને તેથી આનંદ તથા

હર્ષનો અતિરેક થતાં 'પ્રાયશ્ચિત્તમંદિર'ની જે ચાવીને એક વર્ષથી તેણે પોતાની સાડીના છેડે બાંધી રાખી હતી તે ચાવીને લઇને તે 'પ્રાયશ્ચિત્તમંદિર' ભણી જવાને દોડી; કારણ કે, તે પોતે તો પર્ણ-કુટી જેવા ગૃહમાં જ રહેતી હતી. આટલા દિવસ પછી તેની મનો-વાંચ્છનાની પૂર્ત્તિનો પ્રસંગ આવી લાગ્યો અને દયાઘન પરમાત્માએ તેની પ્રાર્થના અનુસાર સર્વ વ્યવસ્થા તેને કરી આપી. વ્યાકુલ અંતઃ-કરણથી માધવીએ 'પ્રાયશ્ચિત્તમંદિર'ના મુખ્ય દ્વારને ઉઘાડી નાખ્યું અને ત્યાર પછી એ મંદિરની રક્ષા તથા સંન્યાસીઓની સેવામાટે રાખેલા અનુચરોએ અંદરના ઓરડાનાં બારીબારણાં બહુ જ ઉતાવળથી ઉઘાડી નાખ્યાં; માત્ર એટલું જ નહિ, પણ તે મંદિરના સર્વ વિભાગો સ્વચ્છ હોવા છતાં વળી પણ તેમણે વાળી ઝાડીને સર્વ વિભાગોને વિશેષ સ્વચ્છ કરી દીધા અને તેથી તે મંદિરની સ્ફટિક પાષાણની ભૂમિ એવી તો ચમકવા લાગી કે દર્પણ પ્રમાણે તેમાં ત્યાં આવનાર વ્યક્તિઓના પ્રતિબિંબો સ્પષ્ટ સ્વરૂપમાં દેખાવા લાગ્યા. આ સર્વ કાર્ય થઇ રહેતાં માધવી પોતાની પ્રસ્તરમાં કોરેલી પ્રતિમાના મસ્તક આગળ ઊભી રહીને આતુરતાથી યોગાનંદ સ્વામી તથા અન્યાન્ય સંન્યાસીઓની પ્રતીક્ષા કરવા લાગી. અર્ધપ્રહર જેટલો સમય વીત્યા પછી સ્વામી યોગાનંદ પોતાના શિષ્યો તથા અન્ય સંન્યાસીઓના સમુદાય સહિત 'પ્રાયશ્ચિત્તમંદિર'ના દ્વાર સમક્ષ આવી લાગ્યા અને મંદિરને જોઇને કહેવા લાગ્યા કેઃ "મંદિર તો અતિશય સુંદર છે." ત્યાર પછી તેમણે 'પ્રાયશ્ચિત્તમંદિર'ના દ્વારમાં પ્રવેશ કર્યો.

માધવીએ યોગીશ્વર યોગાનન્દનાં ચરણોમાં સાષ્ટાંગદંડવત પ્રણામ કર્યા; કિન્તુ જગદ્‌ગુરુ તેના તે પ્રણિપાતને જોઇ શક્યા નહિ;

કારણ કે, એ વેળાયે તેમનું સમસ્ત ધ્યાન તેમના ચરણતળેની પ્રસ્તરમાં કોતરેલી માધવીની આકૃતિના નિરીક્ષણમાં જ પરોવાયલું હતું. કેટલીક વાર સુધી તે મૂર્ત્તિનું અવલોકન કરીને યોગાનન્દ સ્વામી પોતાના શિષ્યોને સંબોધીને ગંભીર વાણીથી કહેવા લાગ્યા કે: "તમો સર્વ સંન્યાસીઓ અનાયાસ આ પુણ્યવતીના વક્ષસ્થાનમાં તમારાં ચરણોની ધૂલિકાને સ્થાપીને ધન્ય થઈ શક્યા છો, એ તમારૂં મહાભાગ્ય છે." આ પછી તેમણે માધવીને ઉદ્દેશીને વાત્સલ્યભાવથી કહ્યું કે: "વત્સે, આજે અમોએ તારા આદરાતિથ્યનો આનન્દપૂર્વક સ્વીકાર કર્યો છે; તો હવે તારે મારી પાસેથી જે વર માગવાનો હોય તે કોઇ પણ પ્રકારના સંકોચ વિના મુક્ત અંતઃકરણથી માગી લે."

માધવી આદ્યાપિ પોતાના મસ્તકને નમાવી કરદ્વય જોડીને ગોઠણમંડીએ જ બેઠી હતી એટલે યોગાનન્દના એ સુધા સમાન શબ્દોને સાંભળી તે હર્ષરુદ્ધ કણ્ઠથી કહેવા લાગી કે: "ભગવન્, જો મને વર આપવાની જ આપની ઇચ્છા હોય, તો આ ક્ષણે જ આપના વરદ હસ્તને આ વત્સાના શિરપર સ્થાપો અને મને સંન્યસ્તદીક્ષા આપો ! કારણ કે, હવે સંસારમાં સંલગ્ન રહીને સાંસારિક સુખ કિંવા વૈભવવિલાસને ભોગવવાની મારા વિરક્ત આત્માની લેશ માત્ર પણ ઇચ્છા નથી !"

"વત્સે, ધન્ય છે તને અને તારી વિરક્તિમય પવિત્રતમ ભાવનાને ! તું દીક્ષિતા થવાને સર્વ પ્રકારે યોગ્ય હોવાથી હું અવશ્ય તને સંન્યસ્તદીક્ષા આપીશ." આ શબ્દો ઉચ્ચારીને યોગાનન્દે પોતાના વામ હસ્તમાંના કમંડલુમાંથી કિંચિદ્ જળ પોતાના દક્ષિણ

હસ્તમ લીધું અને તે જળનું માધવીના મસ્તકપર સિંચન કરીને કહ્યું કે: "તું આજથી સંસારિણી મટીને સંન્યાસિની થઈ ચૂકી છે; કારણ કે, આજે આ જગદ્‌ગુરુ યોગાનન્દ સ્વામીના હસ્તથી દીક્ષિતા થવાનું ભાગ્ય તને મહાભાગ્યના યોગે પ્રાપ્ત થયું છે. મારો તને આશીર્વાદ છે કે તું વિશ્વમાતાના નામથી વિશ્વમાં વિખ્યાત થઇશ અને વિશ્વમાતા તરીકેની તારી કીર્ત્તિ ચિરકાલ પર્યન્ત અખંડ તથા અવિચલ રહેશે."

"તથાસ્તુઃ ગુરુદેવ, આપની વાણી સફળ થાઓ." આ શબ્દો-વડે માધવીએ યોગાનંદના આશીર્વાદને મસ્તકપર ધારણ કરી લીધો.

આ સર્વ ઘટના ઘટી એટલા સમયમાં તો 'પ્રાયશ્ચિત્તમંદિર' ના વિશાળ આંગણામાં કાશીનિવાસી સહસ્રાવધિ સંન્યાસી, દંડી, સાધારણ સાધુજનો તથા નાગરિકો ઇત્યાદિનો પ્રચંડ સમુદાય એકત્ર થઇ ગયા એટલે જગદ્‌ગુરુએ તે સર્વને સંબોધીને ગંભીર ભાવ તથા ગંભીર સ્વરથી કહ્યું કેઃ—

"મારા શિષ્યો, અન્યાન્ય સાધુજનો તથા વારાણસીના પ્રતિષ્ઠિત નાગરિકો, મનુષ્યપ્રાણીની કેટલાક સંયોગવશાત્ પ્રથમથી જ એવી ભાવના બંધાઇ ગયેલી હોય છે કે મનુષ્યના હસ્તે જાણે કે અજાણે નિત્ય પાપો થતાં હોવાથી મનુષ્ય સ્વભાબિક પાપી જ છે અને તેટલામાટે જે વ્યક્તિ પાપિની નથી હોતી તે પણ પોતાના કાલ્પનિક પાપના પ્રાયશ્ચિત્તનો પ્રયત્ન કરતી રહે છે. આ ધર્મશાળા બંધાવનાર પુણ્યવતી અબળાએ પણ એવી જ ભાવનાથી પોતાની ધર્મશાળાને 'પ્રાયશ્ચિત્તમંદિર' નામ આપેલું છે; પરંતુ તે પુણ્યવતી હોવાથી તેની એ ભ્રાન્તિના નિવારણમાટે અને ધર્મશાળાને લાગતા

અક્ષરણકલંકને કાઢી નાખવામાટે આજથી આ ધર્મશાળાને સર્વ જનોએ ‘ પ્રાયશ્ચિત્તમંદિર ’ ને બદલે ‘ માધવીપુણ્યપ્રસાદ ’ નામથી ઓળખવી, એવો મારો તમો સર્વ જનોને ગંભીર આદેશ છે અને હું આશા રાખું છું કે તમારા હસ્તથી મારા એ આદેશનો અનાદર તો નહિ જ થાય. ”

“ અમોને જગદ્‌ગુરુનો આ આદેશ શિરસાવંદ્ય છે. ” સંન્યાસી, સાધુ તથા નાગરિકોએ ગગનભેદક ભીષણ ધ્વનિથી પોતાની અનુમતી દર્શાવી.

જગદ્‌ગુરુએ માધવી પ્રતિ દૃષ્ટિપાત કર્યો, તો માધવી મૂર્છિતા થઇને પૃથ્વીપર પડેલી તેના જોવામાં આવી અને તેથી પોતાના બળશાળી બાહુમાં તેને અદ્ધર ઉપાડીને તેમણે ‘ પુણ્યપ્રાસાદ ’ના આંતરિક ભાગમાં પ્રવેશ કર્યો. શતાવધિ સંન્યાસીઓ અને તેમના શિષ્યો તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા. જોતજોતાંમાં સહસ્રાવધિ પવિત્રચરિત્ર સાધુજનોની ચરણધૂલિવડે માધવીની પ્રતિમાનું વક્ષસ્થાન વિભૂષિત થયેલું દેખાવા લાગ્યું. માધવીનો એક મનોરથ તો સંપૂર્ણ સિદ્ધ થયો.

જગદ્‌ગુરુના ભાષણમાંની જે એક વિશિષ્ટતા અન્ય કોઇના પણ લક્ષમાં આવી શકી નહોતી તે વિશિષ્ટતા માધવીના લક્ષમાં આવ્યા વિના રહી શકી નહિ. તે વિશિષ્ટતા એ હતી કે જગદ્‌ગુરુ યોગાનંદે માધવીને કદાપિ જોઇ નહોતી, તેનું નામ કદાપિ સાંભળ્યું નહોતું અને તેના ગત જીવનની ઘટનાઓ તેના જાણવામાં આવી નહોતી; છતાં તેમના મુખમાંથી ‘ માધવી ’ નામનો ઉચ્ચાર કેવી રીતે થયો અને તેના પુણ્યમય જીવનનું રહસ્ય કેવી રીતે તેમના જાણવામાં

આવ્યું, એ અવશ્ય વિચારણીય પ્રશ્ન હતો; કારણ કે, કાશીમાં કે આગ્રામાં અમુક વિશિષ્ટ વ્યક્તિઓ વિના તેનું 'માધવી' નામ અન્ય વ્યક્તિઓના જાણવામાં નહોતું અને તેના ગત જીવનની ઘટનાને તો જમીલા, જહાંગીર અને નૂરજહાન એ ત્રણ વ્યક્તિઓ જ જાણતી હતી; તો પછી તેનું સત્ય નામ અને તેના ગત જીવનની ઘટનાઓ જગદ્દગુરુના જાણવામાં કેવી રીતે આવી શકયાં એનું માધવીથી તત્કાળ કશું પણ નિર્ણયાત્મક અનુમાન કરી શકાયું નહિ. આ કારણથી માધવી પોતાના મનમાં નાનાવિધ શંકાઓને સ્થાન આપતી મનોગત બોલવા લાગી કેઃ—

"યોગાનંદ સ્વામી એક મહાયોગી હોવાથી યોગના બળથી તો તેમણે મારા જીવનરહસ્યને નહિ જાણી લીધું હોય ? અથવા એમને નારાયણનો સાક્ષાત્કાર થતાં નારાયણના મુખથી તો મારી ઇત્થંભૂત જીવનકથા એમના સાંભળવામાં નહિ આવી હોય ? વળી એમણે મને જે 'વિશ્વમાતા' નામથી આર્યાવર્ત્તમાં વિખ્યાત થવાનો આશીર્વાદ આપ્યો, એનો અર્થ શો હોવો જોઇએ વારુ ? 'વિશ્વમાતા' એ સમાસાન્ત શબ્દના બે અર્થ થઇ શકે છે; તેમાંનો એક અર્થ એ છે કે સમસ્ત સૃષ્ટિની માતા અને બીજો અર્થ એ છે કે નાગરિક માતા એટલે કે નગરમાં વસનારી માતા, તો એમાંના કયા અર્થને આ સ્થાનમાં સ્વીકારવો ? જો પ્રથમ અર્થને સ્વીકારવામાં આવે, તો તો સંન્યાસની સિદ્ધિ થવાનો સંભવ માની શકાય; પરંતુ જો દ્વિતીય અર્થને સ્વીકારવામાં આવે, તો તો મને સંસારિણી થવામાટેનો જ એ આશીર્વાદ મળેલો કહી શકાય ? અસ્તુઃ એ અર્થનો નિર્ણય તો પછીથી પણ કરી શકાશે; પરંતુ બીજો સંશય એ થાય છે કે ના-

રાયણના શિવસ્થાનમાંથી પ્રયાણ કરી ગયા પછીના મારા જીવનથી નારાયણ પોતે પણ જો જીવિત હોય તો અજ્ઞ હોવો જોઇએ, તો પછી નારાયણના મુખથી પણ મારા અત્યાર સુધીના જીવનની કથા એમના સાંભળવામાં આવે એ સર્વથા અશક્ય હોવાથી યોગબળથી જ એમણે મારા જીવનરહસ્યને જાણેલું હોવું જોઇએ. અસ્તુઃ પણ જો એમ માની લેવામાં આવે કે યોગીશ્વરે મને આપેલા આશીર્વાદનો દ્વિતીય અર્થ સિદ્ધ થાય, તો શું હું વિધવા હોવા છતાં નગરમાં વસનારી માતા થઇશ ? એટલે કે કોઇ પણ પુરુષની પત્ની થવા વિના માતાની પદવી નારીને પ્રાપ્ત થઈ શકતી નથી, તો શું મારે કોઇ પુરુષની પત્ની થવું પડશે કે પછી નારાયણસાથેના મારા ભવિષ્યમાં થનારા લગ્નસંબંધની યોગાનંદ સ્વામીએ આ રહસ્યમયી પૂર્વસૂચના આપી હશે ? જો એમ જ હોય, તો પણ મારે મારા આ વૈધવ્યને ત્યાગીને નારાયણ સાથે શરીરસંબંધ કરવો કે કેમ અને નારાયણે મારી તથા પોતાની પવિત્રતાને રક્ષવામાટે સ્વીકારેલ સંન્યાસથી તેને ચ્યુત કરીને મારી તથા તેની 'અતોભ્રષ્ટસ્તતોભ્રષ્ટ' જેવી સ્થિતિને આવાહન કરીને બોલાવવી કે કેમ ?" આવા પ્રકારની શંકાઓ તથા વિચારણાઓના વમળમાં અટવાઇને, સર્વત્ર અંધકાર તથા નિરાશાનો સાક્ષાત્કાર થવાથી, માધવી મૂર્ચ્છાગત થઇ ગઇ હતી અને તેથી જગદ્‌ગુરુ પોતે તેને ઉપાડીને 'પુણ્યપ્રાસાદ'માં લઇ ગયા હતા એનું તેને પોતાને લેશ માત્ર પણ જ્ઞાન કે ભાન હતું નહિ.

જ્યારે માધવી પાછી શુદ્ધિમાં આવી એટલે યોગાનંદ સ્વામીએ તેને કેટલોક ઉપદેશ આપ્યો અને તે ઉપદેશના શ્રવણ પછી તત્કાળ માધવીએ કાષાયવસ્ત્ર પરિધાન કરી લીધાં. યોગાનંદ સ્વામીએ પોતે

પોતાના પવિત્ર હસ્તથી તેના કંઠમાં રુદ્રાક્ષ તથા સ્ફટિકની માળા પહેરાવી; તેના ભાલપ્રદેશને સિન્દૂરતિલકથી વિભૂષિત કર્યો અને ત્યાર પછી માધવીએ પોતાના ગોઠણ સુધી લંબાતા દીર્ઘ કેશકલાપને મુક્ત કરી દીધો. પરંતુ એ સંન્યાસિની કિંવા ભિક્ષુકીના વેષમાં પણ માધવીની નૈસર્ગિક સુન્દરતામાં જાણે શતગુણ વૃદ્ધિ થઇ ગઇ હોયની ! એવો સર્વને ભાસ થવા લાગ્યો; માત્ર એટલું જ નહિ, પણ સંન્યાસિની માધવીને જોતાં સર્વજનોને સાક્ષાત્ કૈલાસેશ્વરી શંકરપ્રિયા પાર્વતીના તપસ્વિનીસ્વરૂપનું સ્મરણ થવા લાગ્યું.

બીજે દિવસે માધવીને 'પુણ્યપ્રાસાદ'માં એકલી જ પોતા પાસે બોલાવીને યોગાનંદ સ્વામીએ સર્વવ્યાપક અથવા વિશ્વપ્રેમના રહસ્યને સમજાવવાનો પ્રયત્ન કરતાં શબ્દરૂપ અમૃતની વૃષ્ટિ વર્ષાવી વાત્સલ્ય તથા ગંભીરતાથી માધવીને સંબોધીને નિમ્ન લિખિત વ્યાખ્યાનનો આરંભ કરી દીધો:—

"સંસારનો એક એવો નિયમ જ છે કે જ્યારે મનુષ્ય એટલે કે નર કિંવા નારીના હૃદયમાં પ્રેમની સંવેદના થવા માંડે છે, ત્યારે તેનું કોઇ પણ એક જ પ્રેમપાત્ર થાય છે અને તેમાં જ તે પોતાના પ્રેમનું આરોપણ કરે છે. એને એકાકી પ્રેમ કહેવામાં આવે છે. જો કે એ એકાકી પ્રેમ અયોગ્ય અથવા હાનિકર તો નથી જ; તથાપિ એ એકાકી પ્રેમની સાર્થકતા તો સર્વવ્યાપક પ્રેમમાં જ થાય છે. સંસારમાં એકાકી પ્રેમનો પ્રસાર અધિક પરિમાણમાં જોવામાં આવે છે અને વિશ્વવ્યાપક પ્રેમ વિરલ મહાપુરુષોના અંતઃકરણમાં જ દૃષ્ટિગોચર થાય છે. એ સર્વથા સત્ય છે કે પ્રેમની સાધનામાં પ્રથમતઃ પ્રેમનું લક્ષ્ય એક જ હોવું જોઇએ અને દ્વૈતભાવને ત્યાગીને

સદૈવ પોતાના તે લક્ષ્યમાં જ વૃત્તિને તલ્લીન રાખવી જોઇએ, તો જ એકાગ્રતા થઈ શકે છે; કારણ કે, પ્રેમીને પોતાના ધ્યેયમાં તન્મય થયા વિના ઇષ્ટ પ્રેમની પ્રાપ્તિ થતી જ નથી; પરંતુ જ્યારે તે પ્રેમી 'નિજત્વ' તથા 'પરત્વ'ને સર્વથા ભૂલીને પ્રેમપાત્રમાં તલ્લીન થઇ જાય છે એટલે પછી તેની ભેદબુદ્ધિનો સર્વથા લોપ થાય છે અને તેમ થતાં તેનાં નેત્રો સંસારમાં પૂર્વવત્ ભિન્ન ભિન્ન વસ્તુઓનાં રૂપોને ન જોતાં કેવળ પોતાના પ્રેમપાત્રના મનોહર રૂપને જ જોવા માંડે છે. તે પ્રેમોન્મત્ત મતંગજને કરીરકાનન કમલવનવત્ દૃષ્ટિગોચર થાય છે અને ત્યાર પછી જો તેની ઇચ્છા હોય તો તે પોતાના એકાકી પ્રેમને વિશ્વવ્યાપક પ્રેમનું રૂપ આપી દે છે. સારાંશ કે, જ્યારે એકાકી પ્રેમ વિશ્વવ્યાપક પ્રેમના સ્વરૂપમાં પરિવર્તિત થાય છે ત્યારે તેના યોગે જે શાન્તિ તથા આનન્દનો આત્માને સાક્ષાત્કાર થાય છે તે સર્વથા સ્વસંવેદ્ય તથા અવર્ણનીય છે. જ્યાં સ્વત્વ તથા પરત્વના ભેદનો લોપ થાય છે, ત્યાં પછી રાગ તથા દ્વેષને સ્થાન જ મળી શકતું નથી; સર્વત્ર પ્રેમ અને પ્રેમનો જ પ્રસાર દેખાયા કરે છે; સમાનતાનો સાગર ઉછળતો જણાય છે અને તે વિશ્વપ્રેમી આત્મદૃષ્ટિથી સર્વત્ર સમતા અને સમતાનો જ સાક્ષાત્કાર કર્યા કરે છે; કારણ કે, '**को मोहः कः शोकोऽर्थ एकत्वमनुपश्यतः**' એટલે કે, 'એકત્વના જોનારને મોહ તથા શોક હોય જ શાનો વારુ?' સર્વવ્યાપક પ્રેમને ધરાવનાર પ્રેમીનો સ્વભાવ એવો થઇ જાય છે કે સ્વપ્નમાં પણ તેના હસ્તથી ક્રૂર કર્મ થઇ શકતું નથી. પ્રેમી મનુષ્યના પરમાણુઓનો નિરંતર એવો પ્રભાવ પડતો રહે છે કે તેનાં સમીપવર્તી પશુ પક્ષી આદિ પણ તેની સાથે પ્રેમચેષ્ટા કરવા મંડી જાય છે; સિંહ તેની પાસે આવતાં

બકરી જેવો બની જાય છે અને બકરી સિંહના ભયને ત્યાગીને સર્વથા નિર્ભય થઈ જાય છે. પ્રેમીના સંપર્કથી હલાહલ સુધાના ગુણને સ્વીકારી લે છે અને જડ પદાર્થ પણ સ્નેહાર્દ્ર થઇને શાંતિને વર્ષાવવા માંડે છે. પ્રાચીન ઋષિમુનિયોના આશ્રમોમાં હિંસ્ર પશુઓનાં ચિત્ત પણ દયામય થઇ જતાં હતાં, એ કેવળ પ્રેમરૂપ સમતાનો જ પ્રભાવ હતો. સર્વવ્યાપકતા જ પ્રેમનું અંતિમ ફળ છે. પ્રેમપ્રસારકને કોઇ પણ કષ્ટ આપી શકતું નથી અને તેનાથી કોઈના દુઃખનું કારણ થઇ શકાતું નથી. આ સંસારમાં અત્યાર સુધીમાં જેટલા મહાપુરુષો થઇ ગયા છે તે સર્વ મહાપુરુષોએ એ પ્રેમના પ્રસારથી જ મહત્કાર્યો કરી બતાવ્યાં છે. તે મહાત્માઓના દર્શન, સ્પર્શન, સંભાષણ તથા ક્ષણ માત્રના સમાગમથી જ અન્ય જીવોને સુખ તથા શાંતિનો સાક્ષાત્કાર થતો હતો, એ તેમના પ્રેમપ્રસારનું જ પરિણામ હતું. અર્થાત્ જ્યાં સુધી પ્રેમનો પૂર્ણ પ્રસાર નથી થતો, ત્યાં સુધી સમતા આવી શકતી નથી અને જ્યાં સમતાનો જ અભાવ હોય ત્યાં સત્ય સુખ અને સત્ય શાંતિનો સંભવ ક્યાંથી હોઇ શકે વારૂ ? એટલામાટે પોતાના પ્રેમના સંકુચિત ક્ષેત્રને ચરાચર માત્રમાં વિસ્તૃત કરીને પરમાનન્દની પ્રાપ્તિ કરી લેવી, એ જ પ્રેમીનો પરમ ધર્મ છે. સંન્યાસી કિંવા સંન્યાસિની પ્રેમની પ્રતિમા મનાય છે અને તેથી સંન્યાસનું પ્રથમ તત્ત્વ એ જ છે કે વિશ્વપ્રેમ અથવા વિશ્વબંધુતાને પ્રાપ્ત કરી તેનો વિશ્વમાં સર્વત્ર પ્રસાર કરવો. સંન્યાસીને દીર્ઘકાળ પર્યન્ત એક સ્થાનમાં ન વસવાની અને સતત દેશાટન કરવાની ધર્મશાસ્ત્રોની જે આજ્ઞા છે તેનું કારણ એ જ છે કે એક જ સ્થાનમાં દીર્ઘકાળ પર્યન્ત નિવાસ કરવાથી પ્રેમની સીમા સંકુચિત થાય છે અને સર્વત્ર પ્રવાસ કરવાથી એકાકી પ્રેમની ન્યૂ-

નતા થતાં વિશ્વવ્યાપક પ્રેમનું પરિમાણ વધતું જાય છે. તેં સંન્યાસને સ્વીકારેલો હોવાથી વિશ્વવ્યાપક પ્રેમ જ તારો ધર્મ છે અને તેની પ્રાપ્તિમાટે દેશાટનની આવશ્યકતા છે; તો જ્યારે તારી ઇચ્છા થાય ત્યારે તું પ્રવાસનો આરંભ કરજે; કારણ કે, એથી તારા સંન્યાસની સફળતા થશે અને આપણે બીજી વાર મળીશું ત્યારે તારા અંતઃકરણનું સ્વરૂપ અન્ય પ્રકારનું જ મારા જોવામાં આવશે. તું બુદ્ધિમતી તથા વિદુષી હોવાથી આથી વિશેષ ઉપદેશની તને આવશ્યકતા નથી, એવો મારો દૃઢ વિશ્વાસ છે."

યોગાનન્દ સ્વામીના ઉપદેશના આશયને માધવી તત્કાળ સમજી ગઇ અને તેથી બીજે જ દિવસે તેણે કાશીપુરીને ત્યાગીને તીર્થયાત્રાના ઉદ્દેશથી અન્યત્ર જવાની તૈયારી કરી લીધી. દીક્ષિતા થઇને સંન્યાસ સ્વીકારતાં તેના ભયનો સર્વથા લોપ થયેલો હોવાથી એકાકિની અવસ્થામાં જ તીર્થયાત્રા કરવાનો તેનો સંકલ્પ થયો હતો અને તેથી તેણે અન્ય કોઈ પણ વ્યક્તિને પોતાસાથે લેવાના વિચારને સર્વથા ત્યાગી દીધો હતો. માધવીએ યોગાનન્દ સ્વામીનાં ચરણોમાં મસ્તક નમાવી તેનો આશીર્વાદ લઇને કાશીપુરીને ત્યાગી પોતાની પવિત્ર ઉદ્દેશમયી યાત્રાનો આરંભ કરી દીધો.

માધવીને ધનસાધનની લેશ માત્ર પણ ચિન્તા નહોતી; કારણ કે, જે પચાસ હજાર સુવર્ણમુદ્રા તે પોતાની સાથે લાવી હતી તેમાંથી જાગીરની કીમત આપવા ઉપરાંત તેની પાસે સારી રકમ બચી હતી અને વળી જમીલા પણ આગ્રાથી વારંવાર તેને લખ્યા કરતી હતી કે: "મારો કોઇ પુત્ર નથી કે મારી કોઈ પુત્રી નથી અને મારી પાસે એટલી બધી સંપત્તિ છે કે જેનો મારાથી

કશો પણ ઉપયોગ કરી શકાય તેમ નથી; તેમાં વળી તારી સંપત્તિ આવી મળી છે એટલે હવે એ સંપત્તિનો સદુપયોગ થાય તો સારૂં, એવી મારી પરમ ઇચ્છા હોવાથી તને જેટલા ધનની આવશ્યકતા હોય તેટલું ધન તારે પત્ર લખીને મારી પાસેથી મંગાવી લેવું અને કોઇ પણ પ્રકારનો સંકોચ રાખવો નહિ." માધવી બ્રહ્મચારિણી હોવાથી અને તેમાં વળી પરમાર્થમાટે તેણે પોતાના જીવનનો ઉત્સર્ગ કરેલો હોવાથી જમીલાના આવા આગ્રહને જોઇને તે જ્યાં જતી હતી ત્યાં દીન, દુઃખી અને દરિદ્ર મનુષ્યોને મુક્ત હસ્તથી ધન આપતી હતી અને તેમનાં કષ્ટોને કાપી તેમની માતાની આવશ્યકતાને પૂરી કરી બતાવતી હતી. તેની આવી અલૌકિક ઉદારતા, અશ્રુતપૂર્વ વિશ્વપ્રીતિ અને અદ્વિતીય અનુકંપાને જોઇને દરિદ્ર તથા ધનાઢય સર્વ લોકો માતૃભાવથી તેની પૂજા કરવા લાગ્યાં અને તેને 'વિશ્વમાતા'ના નામથી બોલાવવા લાગ્યાં. માધવી જેવી અલૌકિક સંન્યાસિની અદ્યાપિ કોઇના પણ જોવા કે સાંભળવામાં આવી નહોતી. ધીમે ધીમે તેનું 'વિશ્વમાતા' નામ સમસ્ત આર્યાવર્ત્તમાં પ્રસરી ગયું અને મહાયોગી યોગાનન્દ સ્વામીની વાણી અક્ષરશઃ સિદ્ધ થતી માધવીના જોવામાં આવી. અહા, માધવીના જીવનનું કેવું અકલ્પનીય અને અદ્દભુત પરિવર્ત્તન!

પ્રિય પાઠક તથા પાઠિકાઓ, માધવીનો એ સંન્યાસ સિદ્ધ થયો કે કેમ અને તેના જીવનનું અંતિમ પરિણામ શું થયું, એ જાણવાની આપની તીવ્ર ઇચ્છા હોવીજ જોઇએ; પરંતુ જે નારાયણ માધવીના કલ્યાણમાટે સંન્યાસી થઇ માધવીને તેમજ પોતાની જન્મભૂમિને ત્યાગીને ચાલ્યો ગયો હતો તે નારાયણ

અથવા આપણી પ્રસ્તુત નવલકથાના નાયકની ત્યાર પછીની પરિસ્થિતિને જાણી લેવાની પ્રથમ આવશ્યકતા હોવાથી પ્રથમ ખંડની અહીં પરિસમાપ્તિ કરીને પ્રસ્તુત નવલકથાના દ્વિતીય ખંડના આરંભમાં આપણે નારાયણની પરિસ્થિતિને જાણવાનો પ્રયત્ન કરીશું અને ત્યાર પછી માધવીના જીવનના અંતિમ પરિણામનો યથાપ્રસંગ પ્રકાશ થશે એટલે અત્યારે તો અધીર પાઠક તથા પાઠિકાઓને અમારી એ જ નમ્ર પ્રાર્થના છે કે: ' ધૈર્યનું અવલંબન કરો !"

પ્રથમ ખણ્ડ

સમાપ્ત

## રા. રા. ઠક્કુર નારાયણકૃત પુસ્તકો

### ઐતિહાસિક નવલકથાઓ

| | રૂ. આ. |
|---|---|
| આનન્દાશ્રમ—બંકીમચંદ્રકૃત 'આનન્દ મઠ'નું ભાષાન્તર | ૧—૮ |
| શાહજહાનના છેલ્લા દિવસો અથવા માધવી કંકણ | ૨—૮ |
| ચંદ્રશેખર— | ૨—૮ |
| પ્લાસીનું યુધ્ધ અથવા લૉર્ડ ક્લાઈવનું કપટતંત્ર | ૩—૦ |
| હળદીઘાટનું યુધ્ધ (બીજી આવૃત્તિ) | ૦-૧૨ |
| પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ | ૨—૮ |
| કત્લેઆમ અથવા દિલ્હીનો ડગમગતો રાજમુકુટ | ૨—૮ |
| ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય | ૨—૮ |
| જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય | ૨—૮ |
| વિચિત્ર રંગ ઐતિહાસિક પાંચ વાર્તાઓ | ૧—૪ |
| ૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન | ૧—૮ |
| આર્ય આદિત્ય ચક્રવર્તી બાપ્પા રાવળ | ૦-૧૨ |
| રઝીયા બેગમ | ૦-૧૨ |
| ચાણુક્યનન્દિની અથવા અચ્ચ અને સુંદ્દધી | ૨—૮ |
| ભયંકર ભદ્ર રેનોલ્ડ્ઝના ફૌસ્ટનો અનુવાદ ભા. ૧ લો | ૩—૦ |
| ,, ,, ભાગ ૨ જો | ૩—૮ |
| ,, ,, ભાગ ૩ જો | ૩—૮ |
| અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ | ૩—૮ |
| બેગમબાજાર અથવા રંગમહાલયમાં રતિ તાંડવ ભાગ ૧ લો | ૨—૦ |
| ,, ,, ભાગ ૨ જો | ૨—૦ |
| ,, ,, ભાગ ૩ જો | ૨—૦ |

| | |
|---|---|
| **બાદશાહ બાબર** અથવા નૂરે ઈસ્લામ | ૪—૮ |
| **ચક્રવર્તી હમ્મીર** અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર | ૩—૮ |
| **નાદિરનો દોર દમામ** સચિત્ર નવલકથા | ૨—૮ |
| **યૌવનચક્ર** અથવા મોહમરીચિકા | ૩—૪ |

## સામાજિક નવલકથાઓ

| | |
|---|---|
| **મુગ્ધા મીનાક્ષી** અથવા પ્રતિહિંસાની યજ્ઞભૂમિ | ૩—૪ |
| **મારી ભયંકર સંસારયાત્રા** અથવા એક અબળાનો આર્તનાદ | ૨—૮ |
| **વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ** | ૨—૮ |
| **સંદિગ્ધ સંસાર** અથવા **સાધુ કે શયતાન ?** | ૨—૮ |
| **ચુડેલનો વાંસો** અથવા **એક નટીની આત્મકથા** | ૪—૦ |
| **કુસુમ કંટક** અથવા **રમણી કે રાક્ષસી ?** | ૨—૮ |
| **આજકાલનું હિન્દુસ્તાન** અથવા **પ્રાણહારક મૃગજળ*** | |
| ,, ,, (પ્રથમ ખંડ—તૃષ્ણા) | ૩—૦ |
| ,, ,, (દ્વિતીય ખંડ—જલાભાસ) | ૩—૦ |
| ,, ,, (તૃતીય ખંડ આકર્ષણ પૂર્વાર્ધ) | ૩—૪ |
| ,, ,, (તૃતીય ખંડ—આકર્ષણ ઉત્તરાર્ધ) | ૩—૪ |

## ધર્મ, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાન ઇત્યાદિ

| | | |
|---|---|---|
| **મૃગશીર્ષ** અને **વેદોમાં આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ** | | ૩—૦ |
| **જ્ઞાનેશ્વરી ગીતા** (મળતી નથી) | | |
| **અમૃતાનુભવ** અને **હરિપાઠ** | | ૨—૮ |
| **શ્રી વિવેકાનન્દ વિચારમાળા** | પ્રથમ પુષ્પ | ૪—૦ |
| ,, ,, | દ્વિતીય પુષ્પ | ૩—૦ |
| ,, ,, | તૃતીય પુષ્પ | ૩—૦ |
| ,, ,, | ચતુર્થ પુષ્પ | ૩—૦ |
| | પંચમ પુષ્પ | ૨—૦ |

| | |
|---|---|
| **દશલાખનો હલ્લો** અથવા **રત્નકંકણ** ડિટેકટિવ વાર્તા | ૨-૮ |
| **કલંકિત કુમારિકા**—ડિટેકટિવ વાર્તા | ૨-૮ |
| **સુન્દર અને વિદ્યાનંદ** | ૧-૮ |
| **મધુર મધુરી અથવા મુંબઈની મોહિની** | ૨-૦ |
| **પંદર લાખ પર પાણી**—શ્રીમંત ગૃહસ્થે પોતાના દીકરાને આપેલો પંદરલાખ રૂપિયાનો વારસો દીકરાએ ફકત એક વર્ષના અરસામાં કેવી રીતે ઉડાવી નાખ્યો ? | ૧-૮ |
| **રત્નમંજરી**—આદિથી અંત પર્યંત આધ્યાત્મિક જ્ઞાનના પ્રદેશમાં વિચરી, માયા-પટને છિન્ન ભિન્ન કરી પરમપદમાં નિયોજી, વિલીન થાય છે. | ૨-૮ |
| **પ્રેમમહાલ** (ભા. ૧-૨)-આ નવલકથાના માધુર્યનું વર્ણન માત્ર શબ્દોથી થાય તેમ નથી; આજે જ વાંચો; બન્ને ભાગની કીં. | ૪-૦ |
| **કામાંધ કામિની** ડિટેકટિવ વાર્તા. | ૨-૮ |
| **ભણતાણી કે ભામટી ?** આમાં ચાલુ જમાનાનો સારો ચિતાર આપ્યો છે અને હાસ્યરસ પણ ભરપૂર છે. | ૧-૮ |
| **બગદાદનો બાદશાહ** | ૨-૮ |
| **રાણી વજસુંદરી**—બ્રાહ્મણ કન્યામાંથી રાજરાણી થઈ પતિ કાળા પહાડની સ્હામે રણભૂમિમાં કૂદી પડવું આદિ ઘટનાઓથી ભરપૂર. | ૨-૮ |
| **લતા અને લલિતા** ભાગ ૧ થી ૫ ( સચિત્ર ) આ વાર્તાનો દરેક ભાગ અત્યંત રસિક તથા મનોહર છે; આ વાર્તા આનંદ સાથે સદુપદેશથી છલાછલ ભરેલી છે. | ૮-૪ |
| **કાશ્મીર અને કેસરી**—( બીજી આવૃત્તિ ) | ૧-૮ |
| **પિશાચમંદિર** ભાગ ૧-૨—(સચિત્ર) રેનાલ્ડ્ઝ કૃત બ્રોન્ઝસ્ટેચ્યુનું ભાષાન્તર પૃષ્ઠે પૃષ્ઠે રસની ભરતી કે સરિતા જ વહે છે. | ૬-૧૨ |
| **ભાગ્યચક્રનો મહામંત્ર**—આ સચિત્ર નવલકથા અનેક ઘટનાઓથી ભરપૂર છે. | ૨-૮ |